# ત્યારે કરીશું શું?

( ટૉલ્સ્ટૉય )

અનુવાદક:
નરહરિ દ્વારકાદાસ પરીખ

કિં૦ ૧-૦-૦

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા-૫

# ત્યારે કરીશું શું ?

(ઉત્તરાર્ધ)

ટૉલ્સ્ટૉય લિખિત

अर्थमनर्थं भावय नित्यम् ।
—श्रीशंकराचार्य

અનુવાદક
નરહરિ દ્વારકાદાસ પરીખ

નવજીવન પ્રકાશન મંદિર,
અમદાવાદ

કિં. રૂ. ૧ સં. ૧૯૮૨

# મનોવ્યથા

"Who touches this book, touches a man"
—વૉલ્ટ વિટમન

પ્રસ્તાવનાનો સામાન્ય ઉદ્દેશ તો ચોપડીનો અને તેના વિષયનો કાંઇક પરિચય આપવાનો હોય છે. પણ 'ત્યારે કરીશું શું?' એ ચોપડી નથી પણ એક અત્યંત સમભાવી હૃદયનો વલોપાત છે; જીવનશુદ્ધિની રહસ્યભેદી શોધ છે, અને મહાવીરને છાજે એવો આર્યસંકલ્પ છે. ટૂંકામાં કહીએ તો કારુણ્ય ઔદાર્ય, ગાંભીર્ય અને માધુર્યનું એ એક ઓજસ્વી રસાયણ છે. આનો પરિચય ન અપાય; આની ઉપાસના થાય, આનું સેવન થાય.

ટૉલ્સ્ટૉય શક્તિશાળી કલાધર હતા. એમની દરેક કૃતિમાં ઔચિત્ય અને પ્રસાદ તો હોય જ છે. પણ હૃદયને અસ્વસ્થ કરી મૂકનાર સમંવદિત્વ એ એમની કળાનો વિશેષ છે. 'ત્યારે કરીશું શું' એ ટૉલ્સ્ટૉયની સર્વોચ્ચ કોટીની કૃતિ ગણાય છે. જેવું શબ્દચિત્રણ, ભાવપ્રદર્શન અને લોકજીવનમાં અવગાહન નવલકથામાં હોય છે તેવું બધું આમાં છે.

છતા આ વસ્તુને કળાની દૃષ્ટિએ જોવી એમાં ઔચિત્યભંગ છે, એમાં હીનતા છે, એમાં ધર્મજીવનનું અપમાન છે. સીતાનો વિલાપ, દ્રૌપદીની ભીડ, સતીનું ચિતારોહણ, એ પ્રસંગો કાવ્ય કે કળા માટે નથી હોતા, પણ જીવનને દીક્ષા આપવા માટે હોય છે. ધર્મપૂત હૃદયથી જ આપણે એનું દર્શન કરીએ. કેવળ કળાની જ આંખો હોય તો તે આવે પ્રસંગે મીંચી દઇએ.

ટૉલ્સ્ટૉયે વર્ણવેલા પ્રસંગો કાલ્પનિક નથી, એણે કરેલી મીમાંસા ' તાત્ત્વિક ' નથી, અને એણે કરેલું જીવન-પરિવર્તન ક્ષણિક નથી. પુસ્તકની શરૂઆત તો રસ્તા પર ભટકતા ભિખારીઓનાં સુખદુઃખથી થાય છે પણ એનો મુખ્ય વિષય તો આખા મનુષ્યસમાજના કલ્યાણનો છે.

પુરાણોમાં આપણે પૃથ્વીને ભાર થયાની વાતો સાંભળીએ છીએ. શું લોકસંખ્યા વધવાથી પૃથ્વીને ભાર થતો હશે ? કે જંગલો વધવાથી કે હિમાલય જેવો પહાડ પાણીમાંથી ઉપર ઉપસી આવવાથી ? આવા બનાવોથી પૃથ્વીનો ભાર વધવાનું કારણ નથી. પૃથ્વીને ભાર થાય છે આળસનો, એદીપણાનો, પાપનો, અનાચારનો, દ્રોહનો. ટૉલ્સ્ટૉયે જોયું કે આજે પૃથ્વીને બહુ ભાર થયો છે; અસહ્ય થયો છે; હવે કોઈક ઉત્પાત થવાનો. જ્વાળામુખી ફાટી નીકળવાનો અથવા અભૂતપૂર્વ દાવાનળ સળગવાનો. એ દુઃખ કેમ ટળે, આ મહતી વિનષ્ટિમાંથી સમાજ કેમ બચે, એની વિવેચના આ ચોપડીમાં ટૉલ્સ્ટૉયે કરી છે.

એણે જોયું કે રશિયામાં, યુરોપમાં, આખી દુનિયામાં, પ્રતિષ્ઠિત મોટા લોકોની સંખ્યા અનહદ વધી છે — વધતી

જાય છે અને કેમે કરી રોકાતી નથી. એમનું અમનચમન, એમની વાસનાઓ, એમના ભોગો ભોગવવાના ઉપાયો વધ્યે જ જાય છે. આ આમતારામો પ્રજાનો પરસેવો ચૂસી ખાય છે એની અવેજીમાં સમાજને કશું આપતા નથી. એટલું જ નહિ પણ સરકારી જબરદસ્તી અને પૈસાની જાળથી, દબા-એલા લોકોને માથું ઊંચું કરવાનું પણ અશક્ય કરી મૂકે છે; પોતાના મનને મનાવવા ખાતર અને દુનિયાને છેતરવા ખાતર જાતજાતની ફિલસૂફીઓ રચે છે; પોતાની સ્થિતિ યથાયોગ્ય છે, એમાં જ બધાનું કલ્યાણ છે, એમ સિદ્ધ કરવા ખાતર કૃત્રિમ ધાર્મિક સિદ્ધાંતો ઉપજાવી કાઢે છે, સમાજશાસ્ત્ર ગોઠવે છે અને વિજ્ઞાન તથા કળાને ભ્રષ્ટ કરે છે. આ બધું ઉઘાડું પાડવું એ સહેલી વાત નથી. વિચાર કરવાનો અને તેનો પ્રચાર કરવાનો ઇજારો જેમના પાસે છે એવા બધા જ માનવીના ટોળા સામે — આપણે પણ એ ટોળામાં જ છીએ — આ અભિમન્યુના જેવું અસમાન યુદ્ધ છે; એકાકી યુદ્ધ છે. પણ ટૉલ્સ્ટૉયની લેખક તરીકેની શક્તિ અને હરિશ્ચંદ્ર-ના જેવી શ્રદ્ધા એ કાર્યને પહોંચી વળે એવી જ નીવડી. એ જાણતો હતો કે દુનિયાદાર ડાહ્યા લોકો ગમે તેટલા હોય તોપણ તેમનું બળ અપર્યાપ્ત છે અને પોતે એકલા હોય તોપણ સત્યસ્વરૂપ જગદીશ સાથે હોવાથી પોતાનું બળ પર્યાપ્ત છે.

અને ટૉલ્સ્ટૉયે પૃથ્વીનો ભાર હલકો કરવા ઉપાય પણ કેવો સૂચવ્યો ? સનાતન કાળથી જે ઉપાય સૂચવાયો છે એ જ. त्यक्तेन भुञ्जीथाः । मा गृधः कस्यस्विद्धनम् । આ ઉપાય ટૉલ્સ્ટૉયે ચોપડી જ લખીને નથી સૂચવ્યો, પણ જાતે

અકિંચન બનીને, પોતે યથાશક્તિ અપરિગ્રહ વ્રત પાળીને અને અંતે મહા અભિનિષ્ક્રમણ કરીને.

ટૉલ્સ્ટૉયની ખ્યાતિ યુરોપમાં પ્રથમ પંક્તિની હતી. એની સાહિત્યકળા ઉપર યુરોપ વારી જતું. પણ જ્યારે ટૉલ્સ્ટૉયે નિષ્પાપ જીવન ગાળવાને અર્થે સર્વસ્વ છોડ્યું ત્યારે યુરોપમાં હાહાકાર થયો. નટ, વિટ, અને ગણિકા જેવા છતાં પ્રતિષ્ઠિત થઇ બેઠેલા એવા લોકોને થયું કે કળાનો ઘાત થયો, ટૉલ્સ્ટૉયે કળાની મર્યાદા છોડી! સત્યમાં પ્રવેશ કર્યો! अति सर्वत्र वर्जयेत् એ કળાનો સર્વોચ્ચ નિયમ એણે તોડ્યો! કળા એ જ જીવનસર્વસ્વ માનનારા ઇન્દ્રિયારામ લોકોને લાગ્યું કે ટૉલ્સ્ટૉય જીવનને બેવકૂફ નીવડ્યો. પશુ સાથેની આપણી જે સમાનતા છે તે છોડીએ તો સંકુચિત જ થઇ જઇએ ના? પણ સાચા જીવનકળાધરોએ જોયું કે ટૉલ્સ્ટૉયને હાથે કળા કૃતાર્થ જ થઇ છે.

કેટલાકે તો નિદાન બાંધ્યું કે ટૉલ્સ્ટૉયે માંસાહાર છોડ્યો ત્યારથી જ એની કળાનો ઉન્મેષ ઝાંખો પડ્યો અને એની પ્રતિભા ક્ષીણ થઇ! એણે સંસારસુધારાનો માર્ગ છોડી જંગલીપણાને જ આદર્શ માન્યો! આ ચોપડીમાં આના જેવા અનેક આક્ષેપોના એણે સચોટ ઉત્તર આપ્યા છે. પણ लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति। તટસ્થ રહી વિચાર કરનાર, ટૉલ્સ્ટૉયનો ચરિત્રકાર મૉડ કહે છે તેમ ટૉલ્સ્ટૉયના સિદ્ધાંત સામે લખવાનું કે કહેવાનું તો કોઇને અત્યાર સુધી સૂઝયું જ નથી. જે નીકળે છે તે એટલું જ કહે છે કે ટૉલ્સ્ટૉયનું કથન લોકવિલક્ષણ છે; એનો ઉપદેશ આચારમાં મૂકવા જેવો નથી; ટૉલ્સ્ટૉય માગે છે તેમ કરવા જતાં તો બધે અનવસ્થા મચી જાય! પણ આના ઉદ્દેશરૂપ જે 'અસંભ્ય' પવિત્ર જીવનો તેઓ

પ્રત્યક્ષ દેખે છે તેનો તેઓ વિચાર જ કરતા નથી. અમુક સુધારો પોતાથી થતો નથી માટે માણસમાત્રને તે અશક્ય છે એવી માણુમની માન્યતા બંધાઇ જાય છે. ટૉલ્સ્ટૉયને દૃઢ શ્રદ્ધા છે કે જેમ માણસે ગુલામીની પ્રથા કાઢી નાંખી તેમ સત્તા અને મત્તાની આ પ્રથા પણ જવાની જ છે. સરકારો, માલમત્તા, પૈસા, એદી લોકોનો વર્ગ અને એમનો દોર ટકાવવા તેમજ ગરીબોને કચરી નાંખવા ઉભી કરેલી ફોજો—આ બધી માણસે પોતે નિર્માણ કરેલી આપત્તિઓ છે, નિષ્પાપ અને સમૃદ્ધ જીવન માટે આમાંથી એકે સંસ્થાની જરૂર નથી, બુદ્ધિમાન માણસે સાદાઇથી રહી સમાજની વધારે સેવા કરવી જોઇએ, વધારે એશઆરામમાં રહેવું અને વાંદાની પેઠે સમાજનું લોહી ચૂસવું એ બુદ્ધિમાનને લાજમ નથી,—એ જ એક મુખ્ય તત્ત્વ ટૉલ્સ્ટૉયે આ પુસ્તકમાં ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે. વિજ્ઞાન અને કળાને તેનું કહેવું છે કે જેનું લૂણ ખાઇને જીવો છો તેમનો જ તિરસ્કાર કરી તમે નથી જીવી શકવાનાં. પ્રજાની કાંઇક સેવા તો કરો. અરે કાંઇ નહિ તો અસેવા કરતા તો લજવાઓ!

ટૉલ્સ્ટૉયનો ધર્મબોધ લોકોને ન રુચ્યો અને પરિણામે ત્રીસ વર્ષની અંદર આ જ ચોપડીમાં ટૉલ્સ્ટૉયે જે સ્પષ્ટ શબ્દોમાં આગાહી કરી હતી તે પ્રમાણે બની આવ્યું. મજૂર વર્ગની ધીરજ ખૂટી, પ્રજાક્ષોભ ફાટયો અને પ્રજાની જ ખાંધ પર બેસી પ્રજાને લાતો મારનાર વર્ગ ભૂકા થઇ ગયો.

છતાં ગરીબોનું દુઃખ મટયું નથી. હિંસાનું દુઃખ હિંસાથી મટે? લોહીથી ખરડાએલા હાથ લોહીએ ધોવાથી સાફ થઇ શકે?

ટૉલ્સ્ટૉયનો ઉપદેશ રશિયા કરતાં હિંદુસ્તાનને વધારે લાગુ પડે એવો છે. પ્રજાનો બોજો હલકો થાય નહિ અને જબરદસ્તીનો દોર મટે નહિ ત્યાં સુધી દેશની રાજકીય, સાંપત્તિક તેમજ સાંસ્કૃતિક પ્રગતિ થવાની નથી એ વાત, દેશનો વિચાર કરનાર માણસના મનમાં આ ચોપડી વાંચતી વખતે આવ્યા વગર રહેતી નથી. પૈસો એ બેમાલૂમ જબરદસ્તીનું મોટામાં મોટું વાહન છે એ જાણ્યા પછી હિંદુસ્તાનનો સવાલ વધારે સ્પષ્ટ થશે.

હિંદુસ્તાનમાં રશિયા જેવા ઉત્પાત ન જ થાય એમ કોઈ માને તો તે ભૂલ છે. સાથે સાથે એ પણ ખરું કે રશિયાની પેઠે આ દેશમાં ભીષણ સ્ફોટ થવો જ જોઈએ એમ પણ નથી. હિંદુસ્તાનમાં સંતફકીરોનું રાજ્ય અન્ય દેશો કરતાં વધારે ફેલાયું હતું. આજે પણ આપણી બુદ્ધિ ગમે તેટલી ભ્રષ્ટ થઈ હોય તોપણ આપણા હાડમાં દ્રોહ નથી, હિંસા નથી. આપણા આદ્ય આચાર્યોએ જાતમહેનતનું મહત્ત્વ સમજાવ્યું છે. જાતમહેનત છોડવાથી સત્ત્વહાનિ થાય છે. માણસના કે પશુના ખભા પર બેસીને કરેલી જીવનયાત્રા નિષ્ફળ છે, પાતક છે એ આપણે જાણીએ છીએ.

यल्लमसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तं ॥

अर्थमनर्थं भावय नित्यं । मूढ जहीहि धनागमतृष्णां ॥

એ ઉપદેશ હજી પોથીમાંનાં રીંગણાં નથી થયો. પૈસો—નાણું એ મેલી ચીજ છે, એ વસ્તુ પણ ટૉલ્સ્ટૉયે નવી નથી કહી.

द्रव्यं तु मुद्रितं स्पृष्ट्वा त्रिरात्रेण शुचिर्भवेत् ।

એવાં વચનો આપણે ત્યાં પડેલાં છે. પણ આપણે એ બધાં ધર્મતત્ત્વો સાધુસંન્યાસીઓને વળગાડી દીધાં અને ધર્મને દૂર

રાખ્યો. પણ ધર્મ શું ટાળ્યો ટળવાનો હતો ? માછલીને જેમ જળ તેમ માણસને માટે ધર્મ છે. વાર્યા ન સમજીએ તે હાર્યા તો સમજવાના જ. પાપ કાંઇ સિક્કાઓમાં — ધોળી કે પીળી ચળકતી માટીના ગોળ કકડામાં નથી, પણ સમાજના હૃદયમાં જ હોય છે એ ખરૂં. છતાં આજે એ સિક્કાઓ, લોભી, નિર્દય અને શિરજોર વર્ગના હાથનું અસ્ત્ર—દાસ્યાસ્ત્ર બન્યું છે એ વાત કોઇ નાકબૂલ નહિ કરી શકે. નીરોગી માણસને દવાઓની જેટલી જરૂર રહે તેટલી જ નિષ્પાપ જીવન ગાળનાર સમાજને નાણાંની જરૂર રહેવાની એમ ટૉલ્સ્ટૉયનું માનવું છે.

પણ ટૉલ્સ્ટૉયની ચોપડીનું શું ? એ બહુ ખરાબ ચોપડી છે. એ આપણને જાગ્રત કરે છે, અસ્વસ્થ કરે છે, ધર્મભીરુ કરે છે. આ ચોપડી વાંચ્યા પછી એશઆરામ અને મોજ-મજાના દૂધમાં પશ્ચાત્તાપનો ખારો કાંકરો પડે છે. જ્યારે પોતાનું જીવન કાંઇક સુધારીએ ત્યારે જ એ મનોવ્યથા ઓછી થાય. માણસાઇને જ સાવ ગુંગળાવી મારીએ તો તો સવાલ જ નથી.

આ ચોપડીનું વાચન સહેલું નથી, પણ સંસ્કારી અથવા સાત્વિક વૃત્તિવાળા માણસને આખર સુધી રોકી રાખે એવી એ છે. યુરોપીય સમાજને ઉદ્દેશીને લખેલી હોવાથી આમાં ખ્રિસ્તી લોકોના તૌરાત ( જૂના કરાર ) અને ઇન્જિલ ( નવા કરાર )માંથી ખૂબ ઉતારા આવે છે; કોંટ, હેગલ, વૅગનર વગેરે પાશ્ચાત્ય મનોરથી અને કલાધરોની મીમાંસા આવે છે; એ બધું સમજવું જરા અઘરૂં તો ખરૂં જ, પણ

ભાષાન્તરકાર યોગ્ય મળવાથી એની ઘણી મુશ્કેલી દૂર થઇ છે. ભાષાન્તર જેવું કશું લાગે જ નહિ એવી પ્રવાહી શૈલીમાં ભાષાન્તર થયું છે એ વાચકોનું ભાગ્ય ખરું. ગુજગત આજે પોતાના સાધુસંતો કરતાં પોતાની દ્રવ્યાર્જનશક્તિ વિષે મગરૂરી ધરાવતું હોય તો ગુજરાતે આ ચોપડી અવશ્ય વાંચવી જોઇએ. કાંઇક તો વિચાર કરવો જ પડે !

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## અનુસંધાન

[ 'ત્યારે કરીશું શું'નો આ બીજો ભાગ પહેલો ભાગ વાંચ્યા વગર ન સમજાય. જેમણે પહેલો ભાગ વાંચ્યો છે એમને માટે પણ એ ભાગમાં શું શું આવ્યું છે એનું સ્મરણ તાજું કરવાની જરૂર છે.

'ત્યારે કરીશું શું' એ ટૉલ્સ્ટૉયની જેટલી સમર્થ કૃતિ છે તેટલી જ અસાધારણ કલાકૃતિ પણ છે. અને કળામય વસ્તુનું સ્વરૂપ જ એવું હોય છે કે એનો સંક્ષેપ કે સાર કાઢી ન શકાય. પહેલાં ૧૨ પ્રકરણમાં ટૉલ્સ્ટૉયે જે જીવનચિત્ર દોર્યું છે તેની ભાવનાનો ચેપ લાગ્યા વગર ટૉલ્સ્ટૉય શું કહેવા માગે છે અને શા માટે આટલા આકરા થયા છે એ ન સમજાય.

અપરિગ્રહના આ મહાભાષ્યને સમજવા માટે એ જીવન-ચિત્રના ચિતારની ઝાંખી થવી અત્યંત જરૂરી છે. પોતાની ઉમ્મરને ત્રેપનમે વરસે ટૉલ્સ્ટૉય રશિયાની તે કાળની રાજધાની મૉસ્કોમાં રહેવા ગયા. મૉસ્કોમાં ભીખ માગવી એ કાયદા-

પ્રમાણે ગુન્હો હતો છતાં મૉસ્કોમાં કંઇ નહિ તો અધલાખ ભીખારીઓ વિચરતા હતા. આ સ્થિતિ જોઇ ટૉલ્સ્ટૉય ચોંકી ઊઠયા. મૉસ્કો જેવા સમૃદ્ધ શહેરમાં આટલો ભૂખમરો અથવા ભીખમરો શા માટે હશે એની તપાસ એમણે કરવા માંડી. ગામડાંના ભીખમરા કરતાં શહેરી ભીખમરામાં એમણે કેટલીક વિશેષતાઓ જોઈ. પૈસા પાછળ પાછળ ગામડાંના લોક શહેરમાં આવે છે. શહેરમાં આવ્યા પછી શહેરની રહેણીકરણીને તથા રાગરંગને ટેવાય છે. તેમાં ફાવે નહિ એટલે ભીખારી બને છે. ગામડાંમાં પાછાં જવું એમને માટે અશક્ય થઇ પડ્યું હોય છે. હાડકાં હરામ અને સુંવાળાં થઇ ગયાં હોવાથી જાતમહેનત કર્યા વગર કેમ જીવી શકાય એ જ શોધમાં તેઓ હમેશાં માર્યામાર્યા ફરે છે. આવા ભાંગેલા લોકોને ફરી ટટાર કરવાને શું કરી શકાય એ વિચારવાનું ટૉલ્સ્ટૉયે પ્રથમ કર્યું. પોતાની પડોશમાં આટલો ભૂખમરો નજર સામે છતાં જાતે એશઆરામમાં રહેવું એ એના જીવંત હૃદયને અસહ્ય લાગ્યું. અને એશઆરામ છોડી દેવા એ વસમું લાગે એમાં તે નવાઇ શી? એટલે પ્રથમ તો શહેરી લોકોને સૂઝે એવી 'ગરીબોને મદદ કરવાની' જાતજાતની યોજનાઓ એમણે ઘડી કાઢી અને શહેરના પૈસાદાર લોકોને એમાં 'રસ લેતા' કરવા માટે અનેક ઉપાયો યોજ્યા! પોતે કંગાળોના લત્તાઓમાં જઇ તપાસ કરવા માંડી. વસતીગણત્રીના કામમાં ભાગ લઇ વિદ્યાર્થીઓની સહાયથી મૉસ્કોના બેકાર લોકોની સ્થિતિ તપાસી. ત્યાં વર્તતો ભયાનક અનાચાર પણ જોયો. અને ટૉલ્સ્ટૉયની ખાત્રી થઇ કે અહીં જનસેવા કરવા માટે પૈસો અપંગ છે, સેવાના ઇચ્છુકે એમના જીવનમાં જ પ્રવેશ કરવો જોઇએ. એક અસંસ્કારી

ગરીબ છોકરાને પોતાના ઘરમાં રાખવાનું જોખમ પણ ટૉલ્સ્ટૉયે ખેડ્યું. એને અંગે એમણે જોયું કે જાતમહેનત ટાળવાની વૃત્તિ શહેરના કંગાળોમાં જેટલી છે તેટલી જ શહેરના પૈસાદાર લોકોમાં પણ છે, એટલે એ રીતે બધા એક જ હારના. જેઓ પોતે આળસ, એશઆરામને લીધે અપંગ બન્યા છે, જેઓ પંડે હરામ હાડકાંના છે તેઓ બીજાને શી મદદ કરવાના હતા, અને કેટલા સુધારવાના હતા?

ટૉલ્સ્ટૉયે તરત જ જોયું કે ગરીબોને સાચી મદદ કરવી હોય તો પોતાની જ રહેણી બદલવી રહી. ગરીબ બનીને જ ગરીબ જનોની સેવા કરી શકાય. સાચી સેવા હૃદયથી જ ઉદ્‌ભવી શકે છે. ધનસંપત્તિ તો હૃદયનો કાટ છે. જ્યાં સુધી ગરીબોથી આપણે નોખા પડીએ છીએ ત્યાં સુધી આપણે ન તો એમને સમજી શકીએ, ન એમની સેવા કરી શકીએ.

કંગાળ લોકો શહેરોમાં કેમ ભેગા થતા હશે? અનાજ તો ગામડાંમાં પાકે છે, શહેરમાં એક દાણો પણ પાકતો નથી. આમ છતાં શહેરમાં જ કેમ ભિખારીઓ દોડી આવતા હશે? આ તપાસને અંગે ટૉલ્સ્ટૉયની આંખો ખુલી. ગામડાંનું અનાજ અને બીજી જીવનસામગ્રી શહેરમાં ઘસડી આણવાનું કામ પૈસો કરે છે. ગામડાંના લોકો પાસે પૈસો નથી હોતો અને સરકાર એમની પાસેથી કરના રૂપમાં પૈસો માગે છે. એટલે બિચારા ખેડૂતોને પોતાની સાચી સંપત્તિ આપી દઇ પૈસારૂપી કૃત્રિમ અને વંધ્યા સંપત્તિ એકઠી કરવી પડે છે. અને એ ચીજ હાથમાં લઇને પોતાની જીવનસામગ્રી જ્યાં ગઇ હોય છે ત્યાંથી પાછી આણવા માટે શહેરો તરફ જવું પડે છે. આમ સરકારી જબરદસ્તીને પરિણામે ગામડાંના લોક શહેર તરફ વળે છે અને

એકવાર શહેરમાં પહોંચ્યા એટલે પછી શહેરી રાગરંગ અને સુખસગવડોનું ચાંડાળચક્ર ક્રમેક્રમે એમને નીચોવવાનું કામ પૂરૂં કરી શેરડીના છોતાની પેઠે એમને ફેંકી દે છે.

'સરકાર એટલે પ્રજાના સેવક' એ મીમાંસા ટૉલ્સ્ટૉયે કોઇ કાળે સ્વીકારી નથી. એ મીમાંસા નથી પણ માયાજાળ છે. સરકાર એટલે સત્તા, સરકાર એટલે અસહાય અને નિઃશસ્ત્ર લોકો પર દોર ચલાવી તેમની પાસેથી પોતાની મતલબ કાઢી લેનારી સંસ્થા. સરકાર જો કોઇની સેવા કરતી હોય તો તે પોતાની જ અને પોતાના હસ્તકોની. ચોરોની, લૂંટારૂઓની અને પરદેશીઓના હુમલાઓની કાલ્પનિક ભીતિથી સરકારી તંત્રની આવશ્યકતા આપણે ગમે તેટલી સ્વીકારીએ તોપણ નિર્મળ દૃષ્ટિએ વિચાર કરતાં બધી જાતની જબરદસ્તીનું મૂળ સરકારમાં જ છે એ સમજાય તેવું છે. પણ પૈસાની આ આવડી સત્તા ક્યાંથી ઉદ્ભવી એ સહેજે ધ્યાનમાં નથી આવતું. સંપત્તિશાસ્ત્ર ડાવકું મોઢું રાખી આપણને સમજાવે છે કે પૈસો એ માણસની મહેનતનો પ્રતિનિધિ છે. એમ જ હોત તો મહેનતુ લોકો પાસે પૈસો હોવો જોઇતો હતો. પણ આપણે જોઇએ છીએ કે જાતમહેનત કરનારા લોક જ હમેશાં અધપેટે જીવે છે અને જેઓ હાથપગ જરા સરખા હલાવતા નથી તેમની પાસે પૈસો ભેગો થાય છે, એટલું જ નહિ પણ તે એની મેળે વધ્યે જાય છે. આ ઇંદ્રજાળનું મૂળ શું?

ટૉલ્સ્ટૉય કહે છે કે પૈસો એ મહેનતનો પ્રતિનિધિ નથી પણ જબરદસ્તીનો પ્રતિનિધિ છે. આ વસ્તુ સમજાવવા માટે તેણે ચાર પ્રકરણો લખ્યાં છે. તેમાં તે બતાવે છે કે જ્યારે કોઇ વિજેતા એકાદ દેશ ઉપર ચડાઇ કરે છે ત્યારે પ્રથમ

લોકોની માલમત્તા લૂંટવાનો જ એનો ઈરાદો હોય છે. લૂંટવા જેવું કશું ન રહેલું જુએ છે ત્યારે લોકોને પકડીને ગુલામ બનાવે છે અને જબરદસ્તીથી તેમની પાસે પોતાને સારૂ કામ કરાવે છે. પણ આ કામ સગવડભરેલું નથી હોતું. ગુલામોને ખવડાવવા પડે છે, એમના કામ પર દેખરેખ રાખવી પડે છે. બરાબર કામ થાય નહિ ત્યારે એમને મારવા પડે છે. આ બધા દુઃખદાયી વ્યવસાયમાંથી બચવા સારૂ વિજેતા એમ કહે છે કે 'તમારી જમીન તે હવે અમારી થઇ. તમે તે ઉપર તમારી મેળે રળો; માત્ર અમે ઠરાવીએ તે કરવેરા અમને તમારે ભરવા જોઇએ.' આમ જબરદસ્તીનું આધરસ્વરૂપ મારફાડ તથા લૂંટફાટ હોય છે. એનું જ જરા સુધરેલું સ્વરૂપ તે અંગગુલામી. જબરદસ્તીનું એથીયે સૌમ્ય પણ વ્યાપક એવું ત્રીજું સ્વરૂપ તે કરવેરાની પ્રથા. આ કરવેરો જ્યાં સુધી અનાજ કે બીજી જીવન-સામગ્રીના રૂપમાં માગવામાં આવતો ત્યાં સુધી એને કંઇક સ્વાભાવિક મર્યાદા રહેતી. કારણ આવો કરવેરો સંઘરવો પણ મુશ્કેલ અને બેત્રણ વરસ કરતાં વધુ એ ટકે પણ નહિ. આ મર્યાદાને વટાવીને જબરદસ્તી વધુ વ્યાપક કરવા સારૂ પૈસાની શોધ થઇ. આ ચીજ દ્વારા જાલિમ ગમે તેટલો કરવેરો વગરઅડચણે લઇ શકે. ભવિષ્યકાળની મહેનત પણ આજે બાંધી લઇ શકે. આમ ગરીબો પર દોર ચલાવનાર એક મોટો વર્ગ જ ઊભો થાય છે. આમાં બંદૂક અને સંગીન લઇને દમામપૂર્વક દેશ ખૂંદનાર ફોજથી મંડીને ગામડાંમાં નાણાંની ધીરધાર કરનાર કાબુલી કે વાણિયા સુધી બધા આવી જાય છે. આમ પૈસો એ અમૂર્ત પણ વજ્રમુષ્ટિ ગુલામગિરીનું મોટામાં મોટું હથિયાર છે.

પૈસો એ મહેનતનો પ્રતિનિધિ રહ્યો નથી પણ જબરદસ્ત તરફનું સેવા ઉઘરાવનારૂં ફરમાન થઇ પડયો છે. ગરીબોને સુખી કરવા માટે પૈસાનું દાન કરવું એટલે આવું એકાદ ફરમાન તેમને વટાવી લેવા સારૂ આપવા જેવું છે.

પૈસાનું સ્વરૂપ સ્પષ્ટ કરવા ખાતર બાઇબલમાંની પેલી પ્રખ્યાત મુસાફની વાર્તા ટૉલ્સ્ટૉયે ટાંકી છે. ફીજી ટાપુમાં અંગ્રેજ અને અમેરિકન લોકોએ મળી પોતાનો દોર કેમ જમાવ્યો અને ત્યાંના લોકોને ગુલામ જેવા કઇ રીતે બનાવ્યા એનો ઇતિહાસ પણ આપ્યો છે. પૈસો એ જ માણસને ગુલામ બનાવવાનું સાધન છે એવું સિદ્ધ કર્યા પછી ટૉલ્સ્ટૉયને સવાલ ઊઠયો કે ત્યારે આપણે કરવું શું? ગરીબોની કાંધ પર સવાર થઇને પછી એમની દયા ખાવી અને એમનો ઉદ્ધાર કરવાનો ડોળ કરવો એ દંભમાંથી પ્રથમ છૂટવું જોઇએ. બીજાની આંખમાં આંગળી ઘોંચીને પછી એને પૂછવું કે તું કાં રૂએ છે, અને મનમાં દયા લાવી એનાં આંસુ લૂછવાં, એના કરતાં પોતાની આંગળી જ પાછી ખેંચી લેવી એ વધારે સાચી સેવા છે.

આમ અંતે બુદ્ધ, ઇસાયા, લાઓત્સે, સૉક્રેટીસ, ઇશુ વગેરે સંતોએ જે ધર્મમાર્ગ દાખવ્યો છે તે જ ટૉલ્સ્ટૉય આગળ ખુલ્લો થયો. પૈસાદાર થવું એમાં જ પાપ છે, એમાં જ હિંસા છે; પૈસો એ જ નરકનો રાજમાર્ગ છે; સત્તાનો માર્ગ છાંડી સેવાનો માર્ગ લેશે એ જ તરશે અને બીજાને પણ તારી શકશે;—એ સિદ્ધાંત ઉપર ટૉલ્સ્ટૉય આવી ઉભા. ત્યાર પછીનું વિવેચન આ બીજા ભાગમાં વાચકને જોવા મળશે.

કિ૦ ઘ૦ મ૦ ]

## ૨૨

"સિદ્ધાન્ત પ્રમાણે તો આ બધી વાત સાચી વાત છે, પણ વ્યવહારમાં એવું કેમ થાય ?" વખતોવખત આ શબ્દો સાંભળીને મને અચરજ થાય છે. જાણે કે સિદ્ધાન્ત એટલે તો વાતો કરવાના સુંદર શબ્દો, કોઇ દિવસ એનો અમલ કરવાનો જ નહિ ! જો આવો વિચિત્ર ખ્યાલ જ પ્રચલિત હોય તો તો દુનિયામાં બેવકુફીભરેલા સિદ્ધાન્તોના મોટા ઢગ રચાય. સિદ્ધાન્ત એટલે અમુક વિષય ઉપર માણસે જે વિચારી લીધું હોય તે, અને વ્યવહાર એટલે માણસ જે આચારમાં મૂકે તે. તો પછી અમુક વસ્તુ અમુક રીતે કરવી જોઇએ એવું માણસ વિચારે અને આચરે તેથી ઉલટું, એમ શું કામ બનવું જોઇએ ? જો રોટી બનાવવાનો સિદ્ધાન્ત એવો હોય કે પહેલી કણક બાંધવી અને પછી તેને આથો ચઢવા દેવો. તો પછી આ સિદ્ધાન્ત જાણનારામાંથી કોઇ ચક્રમ્ હોય તો જ તેથી ઉલટું કરે. પરંતુ આપણામાં તો એવું બોલવાની પદ્ધતિ પડી ગઇ છે કે સિદ્ધાન્ત તો ખરો, પણ તેનું વ્યવહારમાં શું ?

મારી બાબતમાં તો મારા એ વિચારને હમેશાં પુષ્ટિ મળી છે કે વ્યવહાર અનિવાર્ય રીતે સિદ્ધાન્તમાંથી જ ફલિત થાય છે. વ્યવહાર સિદ્ધાન્તને કેવળ પુષ્ટિ આપે છે એમ નથી, પરંતુ સિદ્ધાન્તથી ઉલટો વ્યવહાર હોઇ શકે જ નહિ. જે બાબતનો મેં વિચાર કરી લીધો હોય અને જે હું અમુક રીતે સમજી જાઉં, પછી મારી સમજથી ઉલટો વ્યવહાર હું કરી જ કેમ શકું ?

મારી પાસે પૈસો હતો. એ પૈસો મજૂરીના બદલા રૂપે છે અથવા સામાન્ય રીતે એ સારી વસ્તુ છે અને તેની માલેકી ધરાવવી એ કાયદેસર છે, એવી પ્રચલિત માન્યતા મારામાં પણ હતી. એટલે એ પૈસા વડે મેં ગરીબ લોકોને મદદ કરવાનો વિચાર કર્યો. પરંતુ મેં જેવા પૈસા આપવા માંડ્યા, તેવી જ મને ખબર પડી કે આ તો ગરીબો ઉપર લખેલી હુંડીઓ મેં એકઠી કરી રાખી હતી અને તે જ મેં તેમને આપવા માંડી છે. મજૂરો પાસે કામ કરાવવું હોય ત્યારે ઘણા માલેકો કરે છે તેના જેવું જ મારૂં કામ મને લાગ્યું. પૈસા વડે તમે કાંઇ ખરીદ કરો અથવા બીજાને એમ ને એમ તે આપી દો એ પૈસાનો ઉપયોગ. એનો અર્થ એ જ થાય છે કે ગરીબના ઉપર શિકરાવા માટે તમે હુંડી મોકલો છો અથવા તો બીજો કોઇ તે લઇને ગરીબ પાસે શિકરાવા જાય તે માટે તમે તે બીજાને આપો છો. એટલે મેં જે કરવા ધાર્યું હતું તેની નિરર્થકતા મેં જોઇ લીધી. ગરીબોના પાસેથી લઇને ગરીબોને આપવું એવો મારી યોજનાનો અર્થ નીકળતો હતો એ હું સમજી ગયો. મેં જોઇ લીધું કે પૈસો કશું હિત સાધી શકતો નથી. ઉલટું એ તો પ્રત્યક્ષ અનિષ્ટ જ કરે છે. કારણ ગરીબનું હિત

તો, ગરીબની પોતાની મજૂરીનું ફળ તેની પોતાની જ પાસે રહે એમાં રહેલું છે. પરંતુ ગરીબની મજૂરીનું ફળ તો પૈસાને જોરે બીજા તેની પાસેથી લઇ જાય છે. ગરીબોને જે વસ્તુની જરૂર હતી, તે આપવાની મારામાં શક્તિ ન હતી, કારણ તે વસ્તુ મારી પાસે હતી જ નહિ. હું પોતે મજૂરી કરતો ન હતો. મારી પોતાની મજૂરીનું ફળ ચાખવા જેટલો હું ભાગ્યશાળી ન હતો.

કોઇને લાગશે કે પૈસાનો જે આ અર્થ મેં વિચારી કાઢયો તેમાં નવું કશું નથી. પરંતુ આ વિચાર, મેં વિચાર કરવાની ખાતર નથી કરેલો; મારા જીવનનો, મારા દુઃખનો પ્રશ્ન ઉકેલવાને અર્થે કરેલો છે. તેમાંથી શું કરવું જોઇએ તેનો મને જવાબ મળી રહે છે.

જે ક્ષણે મને સમજાયું કે સંપત્તિ એટલે શું? નાણું એટલે શું? તે જ ક્ષણે મારે પોતે શું કરવું જોઇએ એ તો મને સ્પષ્ટ થયું જ, પરંતુ બીજા સહુએ શું કરવું જોઇએ, અને અન્તે સહુને જે કરવું જ પડવાનું છે, એ પણ મને સ્પષ્ટ અને નિઃસંશય દેખાયું. ખરૂં જોતાં બહુ વખત થયાં હું જે જાણતો હતો તેથી નવું મને કાંઇ સમજાયું ન હતું. એ સત્યનો ઉપદેશ તો પુરાતન કાળથી માનવજાતિને થતો આવ્યો છે. બહુ જૂના કાળમાં ભગવાન બુદ્ધે અને ઇસાઇયાહે[1] તથા લાઓ-ટ્સે[2] અને સૉક્રેટિસે[3] એ સત્ય માનવજાતિને પુકારીને કહ્યું હતું. વળી યુરોપમાં તો જીસસ ક્રાઇસ્ટ અને તેના પુરોગામી જૉન ધી બૅપ્ટિસ્ટે[4] બહુ સ્પષ્ટ અને નિઃશંક ભાષામાં તે સમજાવ્યું હતું. લોકોએ જૉનને પૂછયું કે, 'અમારે શું કરવું?' ત્યારે તેણે સાદો, સીધો અને ટૂંકો

ઉત્તર આપ્યો કે ' જેની પાસે બે ડગલા હોય તે જેની પાસે બીલકુલ ન હોય તેને એક આપે; જેની પાસે બે રોટી હોય તે જેની પાસે બીલકુલ ન હોય તેને એક આપે.'

આ જ વાત વધારે સ્પષ્ટતાથી અને વારંવાર ઇશુ ખ્રિસ્તે કહી છે. તેણે કહ્યું છે કે, ' ગરીબો ધન્ય છે અને શ્રીમંતો શાપિત છે.' તેણે તો કહ્યું કે, ' પ્રભુની અને કાંચનની ઉપાસના એક સાથે થઇ જ નહિ શકે.' પોતાના શિષ્યોને ધન લેવાની ના તો તેણે કહી જ હતી પરંતુ બે કપડાં લેવાની પણ તેણે મના કરી હતી. પેલા યુવાન શ્રીમંતને તો તેણે સંભળાવી જ દીધું કે ' શ્રીમંતાઇને કારણે જ પ્રભુના દરબારમાં તે દાખલ થઇ શકશે નહિ. સોયના નાકામાંથી ઉંટને પસાર થઇ જવું એ શ્રીમંતને પ્રભુના દરબારમાં દાખલ થવાના કરતાં વધારે સહેલું છે.' તેણે કહ્યું કે ' મને ભજવા માટે પોતાનું સર્વસ્વ–ઘરબાર, ખેતરપાદર, છોકરાંછૈયાં તજવા જે તૈયાર નથી તે મારો શિષ્ય નથી.' પેલી વાતો તેણે નથી કહી ? કે એક શ્રીમંત હતો. તે આપણા અત્યારના શ્રીમંતોની માફક જ કોઇનું બૂરૂં તો કશુંય નહોતો કરતો, પણ ફુલફુલાં કપડાં પહેરતો અને ખાનપાનમાં સારી પેઠે ઉડાવતો. એમ કરતાં કરતાં તે આત્માને ભૂલી ગયો. બીજો એક લાઝરસ[૫] કરીને હતો. તે ખાસ ભલું કશું નહોતો કરતો પણ ગરીબ રહ્યો હતો. એટલા જ માટે તે આત્માને ઓળખી શકયો.

આ સત્ય હું સારી પેઠે જાણતો હતો પણ દુનિયાના ખોટા શિક્ષણથી મારા મનમાં તે એટલું બધું ઝાંખું થઇ ગયું હતું કે સિદ્ધાન્ત એટલે અર્થહીન પ્રલાપ એવો જે ખ્યાલ લોકોમાં પ્રચલિત છે તે અર્થમાં આ સત્યને હું સિદ્ધાન્ત

માનતો. પરંતુ દુનિયાદારીના શિક્ષણનો ભ્રમ જે દહાડે મારા મનમાંથી ભાંગ્યો તે જ દિવસથી સિદ્ધાન્ત અને વ્યવહાર મને એક લાગ્યા અને તેને પરિણામે મારા તેમજ સહુ માણસોના જીવનનો સાચો અર્થ મને સમજાયો.

મને સમજાયું કે માણસે પોતાનો સ્વાર્થ સાધવા ઉપરાંત બીજાનું કલ્યાણ કરવા પણ અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ. એ મનુષ્યજીવનનું રહસ્ય છે. તિર્યંક સૃષ્ટિમાં જે જીવનકલહ જોવામાં આવે છે તે ઉપરથી મનુષ્યજાતિમાં પણ હિંસા અને કલહનું સમર્થન કરવા માટે કેટલાકને તિર્યંક જીવનમાંથી દૃષ્ટાન્તો લેવાનો શોખ હોય છે. આપણે જો એવાં દૃષ્ટાન્ત લેવાં જ હોય તો મધમાખી જેવાં સામાજિક પ્રાણીઓનાં દૃષ્ટાન્ત લેવાં જોઇએ. મનુષ્યજાતમાં પોતાના પડોશી પ્રત્યે કુદરતી પ્રેમ હોય છે તે વાત બાજુએ રાખીએ, તોપણ બુદ્ધિ કહે છે અને જનસ્વભાવ માગી લે છે કે માણસે બીજાની સેવા કરવી તથા માનવજાતિનું સામુદાયિક હિત સાધવું. મને સમજાયું કે મનુષ્યનો કુદરતી કાયદો તો એ જ છે કે પોતે આ મનુષ્ય-જન્મ સફળ કરે અને સુખી થાય. મને એ પણ સમજાયું કે કેટલીક લૂટારી માખીઓ હોય છે તેમની પેઠે જે માણસ પશુબળનો ઉપયોગ કરી મજૂરી કરવામાંથી છટકી જાય છે, અને બીજા પાસે મજૂરી કરાવે છે તથા જે બીજાની મજૂરીનો ઉપયોગ સામુદાયિક હિતમાં ન કરતાં પોતાના વિષયસુખને સંતોષવામાં કરે છે, તે વિષયમાં પડી પેલી લૂટારી માખીઓની જ જેમ વિનાશને પામે છે; અને આ પ્રકારથી પેલા કુદરતી કાયદાને હાનિ પહોંચે છે. મને સમજાયું કે એક વર્ગ બીજા વર્ગને ગુલામીમાં સપડાવે છે એ જ માણસના દુઃખનું કારણ

છે. મને સમજાયું કે લશ્કરશાહીની હિંસા, જમીનની એકહથ્થુ માલેકી અને નાણાંનો વ્યવહાર એ ત્રણમાંથી આપણા જમાનાની ગુલામી ઉત્પન્ન થએલી છે. અને આ નવી ગુલામીનાં ત્રણે કારણોનો અર્થ સમજ્યા પછી તેમાં ભાગીદાર થવામાંથી છુટવાની ઇચ્છા કર્યા વિના મારાથી રહી શકાયું નહિ.

'સર્ફ' પદ્ધતિના જમાનામાં હું પણ ધણિયામો હતો, મારા કબજામાં પણ 'સર્ફ' હતા. જ્યારે મને જણાયું કે એ સ્થિતિ પાપમય હતી ત્યારે બીજા જેઓ મારી જેમ જ સમજતા હતા તેમની સાથે મેં એ સ્થિતિમાંથી છુટવાનો પ્રયત્ન કર્યો. મારો છુટકારો આ પ્રકારે મેં કર્યો: હું પાપમાં હતો એમ હું માનતો હતો એટલે જ્યાં સુધી તેમાંથી હું પૂરેપૂરો છુટો ન થાઉં ત્યાં સુધી ધણિયામા તરીકેના મારા હક બને તેટલા ઓછા બજાવવાનો મેં પ્રયત્ન કર્યો. જાણે કોઇ જાતના મારા હક અસ્તિત્વમાં હોય જ નહિ એમ ગણીને મેં રહેવા માંડ્યું અને મારાં માણસોને પણ રાખ્યાં. વળી બીજા ધણિયામાઓને તેમના કલ્પિત હકોના ગેરકાયદાપણા તથા અમાનુષીપણા વિષે સમજાવવાનો પણ મેં બહુ પ્રયત્ન કર્યો.

વર્તમાન ગુલામીને નાબુદ કરવા પણ મારે એ જ પ્રમાણે કરવું રહ્યું. મારી પાસે જમીન તથા પૈસા હોવાને લીધે મને જે હક મળ્યા છે અને જે લશ્કરશાહીના બળ વડે ટકી રહ્યા છે તે હકો હું પૂરેપૂરા છોડી ન દઇ શકું ત્યાં સુધી મારે તેનો બને તેટલો ઓછો અમલ કરવો તથા આ કલ્પિત હકોના ગેરકાયદાપણા તથા અમાનુષીપણા વિષે બીજા લોકોને સમજાવ્યાં કરવું. ધણિયામાએ બીજાની મજૂરીનું ફળ છીનવી

લીધું એટલે તેણે ગુલામીમાં ભાગ લીધો. પછી એ ગુલામી ગુલામ ઉપરના હક ઉપર નિર્ભર હોય, જમીનની માલેકી ઉપર હોય, કે પૈસા ઉપર નિર્ભર હોય.

એટલે કોઇ માણસને સાચે જ ગુલામી પ્રથા પસંદ ન હોય અને તેમાં પોતે ભાગીદાર બનવા ન ઇચ્છતો હોય તો પહેલું તેણે આટલું તો કરવું જ જોઇએ, કે તેણે બીજા માણસની મજૂરીનો લાભ ન ઉઠાવવો, પછી તે જમીનની માલેકીને લીધે મળતો હોય કે સરકારી નોકરી કરીને મળતો હોય કે પૈસા દ્વારા મળતો હોય.

પરંતુ બીજા માણસની મજૂરીનાં ફળ છીનવી લેવા સારૂ પ્રચલિત ઉપાયોમાંથી કોઇ પણ નહિ લેવાનું માણસ નક્કી કરે એટલે એ માણસને, જરૂર એક તરફથી પોતાની જરૂરિયાતો ઘટાડી દેવાની ફરજ પડવાની અને બીજી તરફથી પોતાનું જે કામ બીજા પાસે કરાવતો હોય તે પોતાને હાથે કરવું પડવાનું.

આ સાદી અને નક્કી વાત મારા દિલમાં ઉતરી ગઇ એટલે મારૂં જીવન પલટાઈ જ ગયું. અને મનુષ્યનાં દુઃખો તથા પાપો જોઇને મને જે હાર્દિક વેદના થતી હતી તેમાંથી હું મુક્ત થઇ ગયો. ગરીબોને મદદ કરવામાં મારી નિષ્ફળતાનાં કારણો શોધતાં તે અશક્ય લાગવાનાં જે ત્રણ કારણો મને જડયાં હતાં તે કારણોને માટે પણ અવકાશ ન રહ્યો.

મારી નિષ્ફળતાનું પહેલું કારણ એ હતું કે લોકો શહેરમાં ખડકાય છે અને ગામડાંનું ધન પણ શહેરો હોઇયાં કરી જાય છે. સરકારી નોકરી કરીને અથવા જમીનની માલેકી દ્વારા અથવા પૈસા દ્વારા બીજાની મજૂરીનો લાભ

ઉઠાવવાની વૃત્તિ એક વખત જતી રહી, એટલે કે પોતાની જરૂરિયાતો પોતાની શક્તિ પ્રમાણે પોતે જાતે જ પૂરી પાડવાનું શરૂ કર્યું એટલે પછી માણસને ગામડું છોડી શહેરમાં જવાનો વિચાર જ નહિ આવે. શહેરમાં પોતાની જરૂરિયાતો પૂરી પાડવાનું બહુ સહેલું હોય છે. ત્યાં બધી વસ્તુઓ બીજા કોઇની મજૂરીથી બનેલી તૈયાર મળે છે. ત્યાં બધી વસ્તુઓ પૈસા આપીને જ ખરીદ કરવાની હોય છે. વળી જે માણસ જાતે કામ કરવા માંડે છે તે તો ગામડામાં જેને જરૂર હોય તેને મદદ પણ કરી શકે છે. જ્યારે મેં મારી મજૂરી વડે નહિ પણ બીજાની મજૂરી વડે શહેરમાં લોકોને મદદ કરવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે જે લાચારી મારે અનુભવવી પડી હતી તેવી જાતે કામ કરનારને અનુભવવી પડતી નથી.

બીજું કારણ શ્રીમંત અને ગરીબવર્ગનો વિશ્લેષ, એ હતું. નોકરી દ્વારા, જમીનની માલેકી મારફત અથવા તો પૈસા દ્વારા બીજાની મજૂરીનો લાભ નહિ ઉઠાવવાની વૃત્તિ માણસે કેળવવા માંડી એટલે પોતાની જરૂરિયાતો પોતાને હાથે જ પૂરી પાડવાની તેને ફરજ પડશે અને તત્કાળ મજૂરી કરનારાથી આપણને વિખૂટા પાડનારી દીવાલ તૂટી જશે. આપણે તેમની સાથે ભળી જઇશું, ખભેખભો અડકાડીને તેમની સાથે ઉભા રહીશું અને તેમને મદદ કરવાનું પણ શક્ય બનશે.

ત્રીજું કારણ હતું મારી શરમ. જે પૈસા વડે હું ગરીબોને મદદ કરવા ઇચ્છતો હતો તે પૈસાના માલિક હોવું એ પાપ છે એ ભાન મારી શરમનું કારણ હતું. નોકરી

દ્વારા, જમીનની માલેકી મારફત અથવા પૈસા દ્વારા બીજાની મજૂરીનો લાભ ઉઠાવવાનો વિચાર આપણે છોડી દીધો કે આપણી પાસે ફાજલ પૈસા કદી રહેવાના જ નહિ. મારી પાસે પૈસા હતા ત્યારે બીજાએ મારી પાસે માગણી કરી ને? હું તે પૂરી પાડી ન શક્યો અને મારા અન્યાયીપણાની લાગણી મારા દિલમાં ખટકતી રહી.

## ટીપ્પણ:

૧. **ઈસાઇયાહ**—મોઝીસ અથવા મુસા પયગમ્બરનો ધર્મ પાળતા યાહુદીઓમાં જ્યારે શિથિલતા આવી, ત્યારે તેઓમાં કેટલાક સન્ત જનો (ઇ. સ. પૂર્વે ૮૦૦–૪૦૦) ઉત્પન્ન થયા. તેમણે એમને શબ્દો રૂપી ચાબખા મારી જાગૃત કર્યાં, અને પ્રભુ પ્રત્યે તેઓની શી ફરજ છે એ બતાવ્યું. આ સન્ત જનોમાં ઇસાઇયાહ એક વિશેષ પ્રસિદ્ધિને પામેલા છે. સમાજમાં તેમની બહુ ભારે પ્રતિષ્ઠા હતી, અને તેમની વક્તૃત્વશક્તિ અનુપમ ગણાતી. તેથી રાજાઓ પણ એમને માન આપતા. સદાચાર, પવિત્રતા તથા અન્તરની ભક્તિ ઉપર તેમણે વધારે ભાર મૂક્યો છે.

૨. **લાઓ-ત્ઝે**—(ઇ. સ. પૂર્વે ૬૦૦) ચીન દેશમાં આ એક નિવૃત્તિમાર્ગી મહાન્ જ્ઞાની અને યોગી થઈ ગયો. એનો ઉપદેશ 'તાઓનો સિદ્ધાન્ત' એ નામે ઓળખાય છે. 'તાઓ' એટલે બ્રહ્મ યાને પ્રકૃતિમાં રહેલું ગૂઢ સત્ત્વ; માર્ગ એમ પણ એ શબ્દનો અર્થ કરે છે. જેણે તાઓનો સાક્ષાત્કાર કર્યો છે, એ સઘળા વિધિ-નિષેધની પાર જઇ આત્મામાં રમમાણ રહે છે — એવો, નિવૃત્તિ-માર્ગી વેદાન્તના સિદ્ધાન્તને મળતો, આ તાઓનો સિદ્ધાન્ત છે. એમ કહેવાય છે કે જ્યારે કૉન્ફ્યુશ્યસે 'ઉપકારને બદલે ઉપકાર અને અપકારને બદલે ન્યાય' એમ ઉપદેશ કર્યો, ત્યારે લાઓ-ત્ઝેએ '**ઉપકારને બદલે ઉપકાર, તેમજ અપકારને બદલે પણ ઉપકાર**' એમ ઉપદેશ કર્યો. (ધર્મવર્ણન)

૩. **સૉક્રેટિસ**—( ઇ. સ. પૂર્વે ૪૬૯–૩૯૯ ) ગ્રીસ દેશનો આ મહાન તત્ત્વવેત્તા થઇ ગયો. તેના પિતા શિલ્પી હતા અને તેણે શરૂઆતમાં એ ધંધો કરેલો. પછી એ લશ્કરમાં જોડાયો હતો અને કેટલીક મોટી લડાઇઓમાં તેણે ભાગ લીધો હતો. પછી ઍથેન્સમાં રહી તેણે તે વખતના જાહેર પ્રશ્નો વિષે તથા સદાચાર વિષે લોકોને ઉપદેશ આપવા માંડયો. રાગદ્વેષ જીતી, ઇન્દ્રિયો વશ કરી, મનુષ્યે બુદ્ધિયોગ સાધવો જોઇએ, એવો એના તત્ત્વજ્ઞાનનો સામાન્ય સિદ્ધાન્ત હતો. લોકોને અનેક પ્રશ્નો પૂછી તેમને મોઢે જ તત્ત્વ કઢાવવું એવી તેની પદ્ધતિ હતી. તે નીડર અને સાચી ટીકા કરતો જે સત્તાધિકારીઓને હમેશાં વસમી લાગતી. યુવાનોને ખોટો ઉપદેશ આપી તેમને અવળે રસ્તે ચઢાવે છે એવો તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો અને તે માટે મોતની સજા ફરમાવવામાં આવી. ઍથેન્સના લોકો આગળ પોતાની ઉપરના આરોપ સામે તેણે જે બચાવ કર્યો હતો તે જગતના સાહિત્યમાં અદ્વિતીય છે. ઝેરનો પ્યાલો અદ્‌ભુત શાન્તિથી પી જઇને તેણે દેહત્યાગ કર્યો.

૪. **જૉન ધી બૅપ્ટિસ્ટ**—જીસસ ક્રાઇસ્ટના પહેલાં એણે પોતાનો ઉપદેશ શરૂ કર્યો હતો. તેણે એવી ભવિષ્યવાણી કાઢી કહેવાય છે કે "મારા કરતાં જે સમર્થ છે તે મારી પાછળ આવે છે. એના પગરખાંની દોરી છોડવા પણ હું યોગ્ય નથી." તે એવું કહેતો કે પ્રભુનું રાજ્ય આવવાનો સમય થયો છે, માટે કોઇએ પાપ કરવું નહિ, અને સૌ પ્રત્યે પ્રેમ અને સમાનભાવથી વર્તવું. જે યાહુદીઓએ તેના ઉપદેશ પ્રમાણે પોતાનું જીવન બદલવાનું કબૂલ કર્યું, તેમને જૉને એમની શુદ્ધિના ચિહ્ન રૂપે જોર્ડન નદીમાં સ્નાન કરાવ્યું અને બૅપ્ટિઝમ ( = દીક્ષા ) આપ્યું. ઇ. સ. ૨૮માં તેને ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો.

૫. **લાઝરસની કથા**—બાઇબલમાં સેન્ટ લ્યૂકની સુવાર્તા પ્રકરણ ૧૬ શ્લોક ૧૯ થી ૩૧ માં છે.

## ૨૩

મેં જોયું કે માણસોનાં દુઃખનું અને પાપનું કારણ એ છે કે એક વર્ગ બીજા વર્ગને ગુલામીમાં રાખે છે. તે ઉપરથી મેં સાદું અનુમાન કાઢ્યું કે મારે જો બીજાને મદદ કરવી હોય તો જે દુઃખો મટાડવાનો વિચાર હું રાખું છું તે દુઃખો દેવાનું પ્રથમ મારે બંધ કરવું જોઇએ; એટલે કે માણસોને ગુલામ બનાવવામાં મારે ભાગ ન લેવો. પરંતુ માણસોને ગુલામ બનાવવાની જરૂર તો મારે એટલા ખાતર પડે છે કે નાનપણથી જ જાતે કામ નહિ કરવાની અને બીજાની મજૂરીનો લાભ લેવાની મને ટેવ પડી ગએલી છે. વળી હું એવા સમાજમાં રહેતો કે જ્યાં બીજાઓ પાસે ગુલામી કરાવવા લોકો ટેવાયલા હતા એટલું જ નહિ પણ અનેક પ્રકારના ચતુરાઇ ભરેલા અને શુષ્ક વાકછળથી તે ગુલામીનો બચાવ પણ કરતા હતા. મેં તો તદ્દન સાદું અનુમાન કાઢયું કે લોકોને દુઃખ અને પાપમાં ન નાંખવા હોય તો બીજાની મજૂરીનો મારે બને તેટલો ઓછો ઉપયોગ કરવો અને જાતે બને તેટલું વધારે કામ કરવું.

ચીની પયગમ્બરે હજાર વર્ષ ઉપર કહ્યું હતું કે, "દુનિયામાં કોઈ એક માણસ આળસુ રહે તો બીજા એકને ભૂખે મરવું જ પડે." આ અટળ નિયમ મને લાંબે કાળે સમજાયો. મને એ સાદો અને કુદરતી નિયમ સમજાયો કે જે ઘરડા ઘોડા ઉપર હું બેઠો હોઉં તેની મને દયા આવે અને એ ઘોડાને માટે મને લાગણી થાય તો પહેલી વાત મારે એ કરવી જોઇએ કે ઘોડા ઉપરથી ઉતરી ચાલવા માંડવું.

આ ઉપાય જે આપણા દિલના પરિતાપને પરિપૂર્ણ રીતે શમાવે એવો છે તે મારે તેમજ આપણે સહુએ સ્વીકારવો રહ્યો. પરંતુ આપણે એ સમજતા નથી અને આડાંઅવળાં ફાંફાં મારીએ છીએ.

સમાજનાં દુઃખોનો ઉપાય શોધવા આપણે ચોમેર હવાતિયાં મારીએ છીએ. સરકારી પ્રવૃત્તિ તેમજ સરકાર વિરુદ્ધની પ્રવૃત્તિ તથા વિજ્ઞાનની અને જનકલ્યાણની પ્રવૃત્તિઓને નામે અનેક ધતિંગો ચાલી રહ્યાં છે. આપણી આંખને ઉડીને બાઝે એવી વસ્તુ પણ આપણે જોતા નથી.

આપણે એક વાસણ વાપરીએ તે પણ બીજા લઇ જઇને ઠેકાણે મૂકે એવું આપણે ઇચ્છીએ છીએ અને પછી ડોળ કરીએ છીએ કે બીજાઓને દુઃખે આપણે દુઃખી થઇએ છીએ અને એ દુઃખ આપણે હળવું કરવા ઇચ્છીએ છીએ. તે સારૂ સાદામાં સાદો ઉપાય તો એ છે કે આપણે જો વાસણ વાપરવું હોય તો તે બહાર પણ આપણે જાતે જ લઇ જવું જોઇએ અથવા ખાવું પણ નહિ અને વાસણ વાપરવું પણ નહિ. પરંતુ એ ઉપાય છોડીને બીજા અનેક ઉપાયો આપણે શોધી કાઢીએ છીએ.

પોતાની આસપાસનું દુઃખ જોઇને જેને સાચે જ દુઃખ થતું હોય તેને માટે તો સાદો, સરળ અને સહેલો ઉપાય એક જ છે. આપણી આસપાસનાં દુઃખો મટાડવાનો અને આપણું જીવન નીતિમય કરવાનો તે એક જ ઉપાય શક્ય છે. ત્યારે કરીશું શું? એનો જવાબ જૉન ધી બૅપ્ટિસ્ટે આપ્યો હતો અને ઇશુ ખ્રિસ્તે જે મંજુર રાખ્યો હતો તે જ એક ઉપાય છે. એકથી વધારે કપડું રાખવું નહિ, પાસે પૈસા રાખવા નહિ. એટલે કે બીજાની મજૂરીનો ઉપયોગ કરવો નહિ. આપણે જેટલું કરી શકીએ તેટલું કામ હાથે જ કરવા મંડી જવું.

આ વાત સાદી અને દીવા જેવી સ્પષ્ટ છે. પરંતુ જ્યાં જરૂરિયાતો સાદી અને સ્પષ્ટ હોય ત્યાં જ એ વાત સાદી અને સ્પષ્ટ છે. વળી જે માણસ તાજો હોય, આળસ અને સુસ્તીથી ખવાઇ ગએલો ન હોય તેને માટે જ આ વાત સાદી અને સ્પષ્ટ છે. હું ગામડામાં રહું, શગડી પાસે પડયો રહું અને મારા પડોશીને લાકડાં કાપી લાવી તે શગડીમાં નાંખવાનું કહું. આમાં સીધી વાત એ છે કે હું આળસુ છું અને મારા પડોશીને તેનું કામ બગાડાવીને મારા કામમાં લઉં છું. મારે આવું કરતાં શરમાવું જોઇએ, આખો દિવસ પડયાં રહેવાનો મને કંટાળો આવવો જોઇએ, અને જો મારૂં શરીર મજબૂત હોય અને મને કામ કરવાની ટેવ હોય તો મારે જાતે જઇને લાકડાં કાપી લાવવાં જોઇએ.

પરંતુ જાત જાતની ગુલામી પ્રથા એટલા લાંબા વખતથી ચાલી આવી છે, તેને લીધે કેટલીયે કૃત્રિમ જરૂરિયાતો પેદા થઇ છે; આ જરૂરિયાતોની ઓછાવત્તા પ્રમાણમાં ટેવવાળા કેટલાયે લોકો પરસ્પર સંબંધથી ગુંથાયલા છે; જમાના થયાં

આવાં માણુસોની આળપંપાળ થતી આવી છે અને માણસો બગડતા ચાલ્યા છે; લોકોએ પોતાની આળસ અને વિલાસ માટે એટલી લાલચો અને એટલા બચાવ શોધી કાઢ્યા છે કે પોતાના પડોશીને શગડીમાં લાકડાં નાંખવાની ફરજ પાડનાર પેલા ખેડૂતની પેઠે, આ આળસુ લોકોની સીડીમાં જે ટોચ પર હોય છે તેમને પોતાનું પાપ સમજવું પણ અઘરૂં થઇ પડે છે.

આ સીડીને છેલ્લે પગથિયે પહોંચેલા લોકોને તો તેમની પાસેથી શાની અપેક્ષા રાખવામાં આવે છે તે સમજવું પણ ભારે કઠણ થઇ પડયું છે. જે અસત્યની સીડી ઉપર તેઓ ચડયા છે તેની ઉંચાઇએથી, ફરી જીંદગી શરૂ કરવા સારૂ આ પૃથ્વી ઉપર કેટલા નીચે ઉતરવું પડે એનો તેઓ વિચાર કરે છે ત્યારે તેમને તમ્મર આવે છે અને આ સાદું અને સ્પષ્ટ સત્ય તેમને ભયંકર લાગે છે.

જે માણસ પાસે દસ દસ નોકરો હોય, ખાસ પોશાકમાં સજ્જ થયેલા હજુરિયા હોય, કોચમૅન હોય, તબેલામાં કામ કરનારા બીજા માણસો હોય, અનેક પ્રકારનાં ચિત્રો હોય, ખૂબ પિયાના હોય, તેને, માણસે કરવાનું આ સાદામાં સાદું અને પહેલું કાર્ય — જે સાધુ પુરુષ હોય તેમણે નહિ, પણ જે પશુ ન હોય તે દરેક માણસે કરવું જોઈએ એવું કાર્ય — કે રાંધવા માટે અને તાપવા માટે પોતાને જોઇતાં લાકડાં પોતે જ કાપી લાવે, પોતે બેદરકારીથી કાદવમાં જઇને ખરડયા હોય તે બુટ પોતે જ સાફ કરી લે, પોતાને નહાવાનું તથા વાપરવાનું પાણી પોતે જ ભરી લાવે અને પોતે વાપરેલું

મેલું પાણી પોતે જ ઢોળી નાંખે — આવું કામ કરવાનું કહો તો એને વિચિત્ર અને હાસ્યાસ્પદ લાગશે.

પરંતુ માણસ સત્યથી આટલો વેગળો છે તે સિવાય બીજું પણ એક કારણ છે, જેથી સાદામાં સાદું અને પોતાનું અંગત કુદરતી કામ પોતે કરી લેવું જોઇએ એ ફરજ તેને સમજાતી નથી. આ કારણ તે આપણા સમાજની જટિલતા, સંજોગોની પરસ્પર અસર તથા પરસ્પર સંબંધથી લોકોને થતા લાભો, એ છે.

આજે સવારે અમારી જે ચાલીમાં શગડીઓમાં દેવતા સળગાવે છે ત્યાં હું જઈ ચઢ્યો. મારા દીકરાની ઓરડીને જે શગડી ગરમ રાખે છે તેમાં એક ખેડૂત દેવતા સળગાવતો હતો. હું ઓરડીમાં ગયો ત્યારે ભાઇ તો ઉંઘતા હતા. સવારના અગિયાર વાગ્યા હતા. પણ તે દિવસે રજા હતી એટલે એ બાનું મળ્યું. કાંઇ પાઠ તૈયાર કરવાના હતા નહિ.

અઢાર વરસનો ખાસો દાઢિયાળો જુવાન, જેણે આગલી સાંજે સારી પેઠે ઝાપટયું હતું તે અગિયાર વાગ્યા સુધી પડ્યો પડ્યો ઉંઘે છે અને પેલો ખેડૂત, જે એની જ ઉંમરનો છે તે પરોઢિયાનો જાગ્યો છે, પોતાનું કેટલુંયે કામ તેણે આટોપી લીધું છે અને હવે આ દસમી શગડી સળગાવે છે, છતાં ભાઇ તો ઉંઘે છે. મને વિચાર આવ્યો. "આના સુંવાળા, સુસ્ત શરીરને તાપવા સારૂ ખેડૂત આ શગડી ન સળગાવે તો કેવું સારૂં?" પણ બીજી જ ક્ષણે મને યાદ આવ્યું કે આ શગડીથી તો રસોઇયણની ઓરડીને પણ તાપ મળતો હતો. તે બાઇ ચાળીસ વરસની હતી અને આગલી જ રાતે જે ખાણું મારા છોકરાએ ઉડાવ્યું હતું તે તૈયાર કરવામાં તથા તેનાં વાસણ

વગેરે માંજવામાં રાતના ત્રણ વાગ્યા સુધી તેને જાગવું પડયું હતું અને છતાં પાંછી સાત વાગે તો તે ઉઠી હતી. ખેડૂત દેવતા સળગાવતો હતો તેનો લાભ તેને પણ મળવાનો હતો. ખરી રીતે તો જે તાપ માટે એકલી પેલી બાઇ જ હકદાર હતી તે તાપ પેલા સુસ્ત છોકરાને પણ મળતો હતો.

આમ બધા માણસોના લાભાલાભ પરસ્પર ખૂબ સંકળાયલા છે છતાં બહુ લાંબી ગણત્રી કર્યા વિના પણ દરેક માણસનું દિલ તેને કહે છે જ કે મજૂરી કોણ કરે છે અને આળસુ કોણ રહે છે. માણસનું દિલ કહે છે એમ જ નથી. આંકડા-થી પણ આ વાત દીવા જેવી દેખાઇ આવે તેમ છે. જે માણસ વધારે પૈસા ખર્ચે છે તે પોતાને માટે બીજા પાસે વધારે કામ કરાવે છે. જે માણસ ઓછા પૈસા ખર્ચે છે તે જાતે વધારે કામ કરે છે.

પણ ઉદ્યોગો, જાહેર કામ, અને પેલા ભયંકર શબ્દો— સંસ્કૃતિ તથા વિજ્ઞાન અને કળાનો વિકાસ—એ બધાનું શું?

## ૨૪

ગયા વરસના માર્ચ માસમાં રાતે મોડો હું ઘેર જતો હતો. ઝુબોવ ગલીમાંથી ખામોનિચેસ્કી ગલીમાં હું વળ્યો ત્યાં વર્જિન ફિલ્ડના બરફ ઉપર થોડા કાળા ડાઘા મારા જોવામાં આવ્યા. તે સ્થળે કોઇ ફરતું હોય એમ દેખાયું. ગલીને નાકે ઉભેલા પોલિસે કાળા ડાઘાની દિશામાં જોઇને બૂમ ન પાડી હોત કે;

"વાસિલી, કેમ તું આવતી નથી ?"

તો મારૂં ધ્યાન એ તરફ ખેંચાત નહિ.

તે તરફથી અવાજ આવ્યો કે, "એ તો આવતી જ નથી." પછી પેલા કાળા ડાઘા પોલિસ તરફ વળ્યા.

ઘેટાની ચામડીના કોટવાળો એક દરવાન તેને લઈ આવતો હતો. તે આગળ ચાલતી હતી અને પેલો એને પાછળથી ધકેલતો હતો. અમે બધા, પેલો દરવાન, પોલિસ તથા હું ગરમ કોટમાં હતા અને પેલી બાઇએ ફક્ત એક જ વસ્ત્ર પહેરેલું હતું. તેનો ભૂરો રંગ અંધારામાં હું જોઈ શકતો હતો.

માથે અને ગળે તેણે એક રૂમાલ વીંટાળેલો હતો. તેનું કદ બહુ નાનું હતું. પગ ટુંકા હતા અને તેનું શરીર ઘાટ વગરનું, ચપટું અને બેડોળ હતું.

" અલી ડાકણી, અમને ક્યારના અહીં ખોટી કરે છે ? ચાલ આગળ, નહિ તો ખબર પાડી દઇશ." પેલા પોલિસે ઘાંટો પાડીને કહ્યું.

એ કંટાળ્યો હતો અને પેલી બાઇ ઉપર ચીડાયો હતો તે ખુલ્લું દેખાઇ આવતું હતું. પેલી બાઇ થોડાં પગલાં ચાલી અને વળી પાછી અટકીને ઉભી રહી. પેલો ઘરડો દરવાન ભલો માણસ હતો. હું તેને ઓળખતો હતો. તેણે તેને ખેંચી.

ગુસ્સાનો ડોળ કરીને તેણે કહ્યું: " ચાલ હવે, થા આગળ."

અડબડિયાં ખાતી ખાતી ગળામાં કફની સણસણીવાળા અવાજે પેલી બાઇએ બોલવા માંડયું.

" મને ધક્કા ન માર, મારી મેળે હું જઇશ."

દરવાને કહ્યું, " તું ટાઢે ઠરીને મરી જશે."

" અમે લોકો ટાઢે ઠરતાં જ નથી. અમારા શરીરમાં તો ગરમી ભરેલી જ હોય."

તે આમ મશ્કરીમાં બોલતી હતી, પરંતુ તેના શબ્દો-માંથી ઠપકાનો ધ્વનિ નીકળતો હતો. અમારા ઘરના દરવાજાની પાસેના ફાનસના થાંભલા આગળ ફરી પાછી તે ઉભી રહી, નમી ગઇ અને વાડ ઉપર લગભગ પડી ગઇ. તેના ઠરી ગએલા હાથે તેના ચણિયામાં તે કાંઈ ફંફોસવા લાગી. પેલા લોકોએ ફરી બૂમ પાડી, પણ તે થોડુંક કકણી અને જાણે કાંઇ કરવા મંડી. તેના એક હાથમાં બળી ગએલી બીડી હતી

અને બીજા હાથમાં થોડીક દીવાસળીઓ હતી. હું તેની પાછળ ઉભો રહ્યો. તેની આગળ થઇને જતાં હું શરમાયો. ત્યાં ઉભો રહીને આ બધું જોયાં કરતાં તેથીયે વધારે શરમાયો. છેવટે મેં નિશ્ચય કર્યો અને તેની પાસે ગયો.

પોતાનો ખભો વાડે ટેકવીને તે પડી હતી. વાડ સાથે નકામી દીવાસળીઓ ઘસીઘસીને તે ફેંકી દેતી હતી. તેનો ચહેરો મેં બારીકાઇથી જોયો. તેનું કાઠું નાનું હતું, પરંતુ મેં ધાર્યું હતું તેમ તે મોટી ઉંમરની જણાઇ. તેની ઉમર મેં ત્રીસ વરસની કલ્પી. તેના મોંનો રંગ પીળો હતો. તેની આંખો ઝીણી, ઘેનથી ભારે અને લોહી જેવી લાલ હતી. તેનું નાક ગઠ્ઠા જેવું હતું. તેના હોઠ વાંકા, લાળ ગળતા અને ખૂણા આગળથી બેસી ગએલા હતા. તેના લૂખા વાળની એક ટુંકી લટ તેણે બાંધેલા રૂમાલમાંથી બહાર નીકળી આવેલી હતી. તેની કમર લાંબી અને ચપટી હતી અને તેના હાથ તથા પગ ટુંકા હતા. હું તેની સામે ઉભો રહ્યો. તેણે મારી સામે જોયું અને હસી, જાણે કે મારા મનમાં જે વિચાર ચાલતા હતા તે બધા તે જાણતી હોય.

એને કાંઇ કહેવું જોઇએ એમ મને લાગ્યું. તેને જોઇ હું દિલગીર થાઉં છું એ મારે તેને બતાવવું હતું.

"તારે માબાપ છે?" મેં તેને પૂછ્યું. તે ખોખરૂં હસી, પછી એકદમ હસતી બંધ પડી ગઇ અને ભવાં ચઢાવી મારી સામે તાકીને જોઇ રહી.

મેં ફરી પૂછ્યું, "તારે માબાપ છે?"

તેણે સ્મિત કર્યું. તેમાંથી એવો અર્થ જાણે નીકળતો હતો કેઃ

" મને પૂછવાની આ માણસને શી પડી હશે ? "

તેણે કહ્યું, " મારે મા છે, પણ તેનું તમારે શું કામ છે ? "

" અને તારી ઉંમર કેટલી છે ? "

" સોળમું ચાલે છે." તેણે તરત રોજના આ સવાલનો જવાબ આપ્યો.

" ચાલ આગળ, કમબખ્ત ! હું અહીં આગળ ટાઢે ઠરૂં છું." પેલા પોલિસે ધાંટો પાડયો. વાડ આગળથી અડબડિયાં ખાતી તે ઉઠી અને આમતેમ લડથડિયાં ખાતી ખામોનિચેસ્કી ગલીમાંથી સ્ટેશન તરફ ચાલી. હું દરવાજામાં પેઠો અને મારા ઘરમાં દાખલ થયો. મારી દીકરીઓ ઘેર આવી ગઇ હતી કે નહિ તેની મેં તપાસ કરી. મને કહેવામાં આવ્યું કે તેઓ તો એક મિજલસમાં ગઇ હતી, ત્યાં તેમને ખૂબ મઝા પડી અને ત્યાંથી ઘેર આવીને ઉંઘી ગઇ છે.

પેલી બિચારી છોકરીની શી દશા થઇ હતી તે જાણવા મેં બીજે દિવસે સવારે પોલિસ થાણા ઉપર જવાનો વિચાર કર્યો. હું બહુ વહેલો જવા તૈયાર પણ થયો. એટલામાં એક માણસ મને મળવા આવ્યો. ઉચ્ચ વર્ણમાં કેટલાક કમનસીબ માણસો હોય છે, જેઓ પોતાની નિર્બળતાને લઇને પોતાના અમીરી જીવનમાંથી રવડી જાય છે અને ઘડીકમાં સારી સ્થિતિમાં આવે છે અને ઘડીકમાં પાછા નબળી દશાને પામે છે. આવી જાતનો તે હતો. હું તેને ત્રણ વરસથી ઓળખતો હતો. આ ત્રણ વરસમાં કેટલીયે વાર તેણે સર્વસ્વ વેડફી માર્યું હતું, અંગ ઉપરનાં કપડાં સુદ્ધાં. હમણાં તે કાંઇ આવી જ દુર્દશામાં આવી પડયો હતો. રાત ઝાનોવગૃહમાં ગાળતો

અને દિવસે મને મળવા આવતો. હું બહાર નીકળતો હતો તેવો જ એ મને મળ્યો અને હું કાંઇ કહું તે સાંભળ્યા પહેલાં ઝાનોવ ગૃહમાં રાતે શું બન્યું હતું તેનું જ વર્ણન કરવા મંડયો. તેણે અર્ધી વાત પૂરી નહિ કહી હોય એટલામાં તો અનેક તડકાછાંયડા જોએલો અને જમાનાનો ખાધેલ તે ડોસો ડુસકે ડુસકે રડવા મંડયો. છાનો રહ્યા પછી ભીંત સામે મ્હોં ફેરવી ઉભો રહ્યો. તેણે જે કહ્યું તે શબ્દેશબ્દ સાચું હતું. મેં તે સ્થળે જઇને તેણે કહેલી વાતની ચોકસાઇ કરી. ત્યાં મને બીજી નવી હકીકત પણ જાણવાની મળી, પરંતુ તે હું અહીં નહિ આપું.

નીચલા માળ ઉપર રાતે સૂવાના નં. ૩ના ઓરડામાં, જ્યાં મારો મિત્ર રહેતો હતો, ત્યાં ઘણાં સ્ત્રીપુરુષો રાત ગાળવા આવે છે. પાંચ કોપેકમાં તેઓને ત્યાં રહેવાનું મળે છે. ત્યાં એક ધોબણ રહેતી હતી. ત્રીસેક વરસની હશે. રતાશ પડતા ચહેરાવાળી, શાંત, વ્યવસ્થિત બાઇ હતી, પણ માંદલી જેવી હતી. આ મકાનની માલેક બાઇ એક ખલાસીની રખાત છે. ઉનાળામાં પેલો ખલાસી હોડી ફેરવે છે અને શિયાળામાં તેઓ રાતને માટે ઓરડીઓમાં સૂવાની જગા ભાડે આપી ગુજરાન ચલાવે છે; ભાડું — ઉશિકા વિના ત્રણ કોપેક અને ઉશિકા સાથે પાંચ કોપેક. પેલી ધોબણ અહીં ઘણા મહિનાથી રહેતી હતી અને શાન્ત બાઇ હતી. પરંતુ હમણાં હમણાં બધાંને તે ગમતી નહિ. કારણ એટલું જ હતું કે તેને ખાંસી બહુ આવતી અને તેથી તે બીજાઓને ઉંઘવા દેતી નહિ. એક વાયેલ જેવી એંસી વરસની ડોસી પણ આ ઓરડામાં કાયમની રહેવાવાળી હતી. તે તો આ ધોબણ

ઉપર બહુ જ ડોક પાડતી. આખી રાત પેલી ખોં ખોં કરે એટલે ડોસી લઢી લઢીને તેનો દમ કાઢે. છતાં ધોબણ કાંઇ બોલતી નહિ. તેનું ભાડું ચઢી ગએલું હતું એટલે તે પોતાને અપરાધી માનતી અને તેથી મૂંગીમૂંગી પડી રહેતી.

ધીમે ધીમે તે કામે ઓછી જવા લાગી. તેની શક્તિ ઘટતી જવા માંડી. એટલે ભાડું તે આપી શકે એવી સ્થિતિ ન રહી. છેલ્લા અઠવાડિયામાં તો તે બિલકુલ કામે ન ગઇ, અને તેની ખાંસીથી બધાંને, ખાસ કરીને પેલી ડોસી, જે પણ કામે નહોતી જતી તેને ત્રાસરૂપ થઇ પડી. ચાર દિવસ ઉપર ઘરધણિયાણીએ તેને જગા આપવા ના પાડી. તેને દોઢ બે રૂપિયા દેવું હતું. ભાડું પણ ચડયું હતું અને તે બધું દેવું તે વાળે એવી આશા ન હતી. ઓરડામાં બધા ખાટલા રોકાઇ ગયા હતા અને ભાડુતો તેની ખાંસીથી ત્રાસ્યા હતા.

ઘરધણિયાણીએ ધોબણને જગા આપવા ના પાડી અને ભાડું ન આપે તો ઓરડીમાંથી બહાર નીકળવા કહ્યું ત્યારે પેલી ડોસી બહુ રાજી થઇ અને ધોબણને ધકેલી બારણાં આગળ કાઢી આવી. ધોબણ ચાલી ગઇ, પણ કલાક પછી પાછી આવી. બીજી વાર તેને કાઢી મૂકવાની ઘરધણિયાણીની છાતી ચાલી નહિ. ધોબણે કહ્યું, "હું ક્યાં જાઉં ?" પરંતુ પેલી ઘરધણિયાણીનો યાર જે મૉસ્કોનો રહીશ હતો, તે તો શેનું શું કરવું તે જાણતો હતો. તે ત્રીજે દિવસે પોલિસને બોલાવી લાવ્યો. તરવાર અને બંદુકથી સજ્જ થએલો પોલિસ ઓરડી આગળ આવ્યો અને બહુ સભ્ય રીતે ધોબણને બોલાવીને બહાર લઈ ગયો.

માચ મહિનો હતો. દિવસ ચોખ્ખો હતો, પણ કડકડતી ઠંડી પડતી હતી. ઝરણાં વહેતાં હતાં અને મજૂરો લાકડાં કાપતા હતા. જામી ગએલા બરફ ઉપરથી બરફ-ગાડીઓ સરી જતી હતી અને પથ્થર આવે ત્યાં કર્કશ અવાજ કરતી જતી હતી. પેલી ધોબણ એક ટેકરી ઉપર તડકો પડતો હતો તે બાજુએ ગઇ. એક દેવળ આવ્યું તેના દરવાજા આગળ તડકામાં બેઠી. પરંતુ સૂર્ય ઘરની પાછળ નીચે ઉતરતો ગયો અને નાળાંનું પાણી થીજીને બરફ થઇ જવા માંડયું એટલે એને ખૂબ ટાઢ વાવા લાગી. તે ઠંડી ઠંડી થઇ ગઇ. ઉભી થઇ. આળસ મરડી જવાનો વિચાર કરવા લાગી. પણ જાય કયાં? કયે ઘેર? તેને એક જ ઘર હતું. છેલ્લી જયાં રહેતી હતી તે. ત્યાં જવા નીકળી. પણ રસ્તામાં બેસતી બેસતી ઘેર પહોંચે તે પહેલાં અંધારૂં થઇ ગયું. દરવાજા આગળ ગઇ, અંદર દાખલ થતાં પગ સરી ગયો. ચીસ પાડીને નીચે પડી.

એક માણસ ત્યાં થઇને પસાર થયો, બીજો પસાર થયો. તે પેલી ધોબણ સાથે અથડાયો. તેણે દરવાનને કહ્યું, "એક પીધેલી બાઇ દરવાજા આગળ પડેલી છે તેની સાથે અથડાઇને હું તો પડયો તે માથું ભાંગતાં ભાંગતાં રહી ગયું. તેને ત્યાંથી કાઢી મૂકો કે કાંઇ કરો!"

દરવાન ત્યાં ગયો. ધોબણ તો મરી ગઈ હતી. મારા મિત્રે આ પ્રમાણે મને બધી વાત કહી. લોકો કદાચ ધારે કે પેલી પંદર વરસની વેશ્યા સાથેના મેળાપની તથા આ ધોબણની વાત ઉપજાવી કાઢેલી હશે. પણ એમ ધારવાનું કશું કારણ નથી.

મને તારીખ તો યાદ નથી, પણ ૧૮૮૪ ના માર્ચ મહિનાની એક રાતે આ સાચી બનેલી બીના છે.

મારા મિત્રની આ વાત સાંભળી હું પોલિસના થાણા ઉપર ગયો, અને ત્યાં થઇ આ ધોબણની હકીકતની ચોકસાઇ કરવા ઝાનોવ ગૃહે ગયો. હવા મઝાની હતી. સૂર્ય પ્રકાશતો હતો. છાંયડામાં હજી બરફ જામેલો પડ્યો હતો. ખામોનિચેશ્કી ચોગાનમાં તડકાથી બધો ઓગળી ગયો હતો અને પાણી વહેતું હતું. નદી તરફથી એક અવાજ આવ્યો. નદીની પાર દૂર નેસ્કુશ્નીની બાગનાં વૃક્ષો દેખાતાં હતાં. શિયાળાને દિવસે ઝટ દેખી ન શકાય તેવી ભૂરી ચકલીઓ તેમના આનંદમય કિલકિલાટથી સહુનું ધ્યાન ખેંચતી હતી. માણસને પણ આ બધું જોઇ મોજ માણવાની ઇચ્છા થતી હતી, પણ સહુને કાંઇ ને કાંઇ ફિકરચિંતા પડેલી હતી. ઘંટાનાદ સંભળાતા હતા અને આ એકબીજા સાથે ભળી જતા અવાજમાં છાવણી તરફથી બંદૂકના ધડાકા, ગોળીઓના સુસવાટ અને નિશાન ઉપર અથડાતાં થતા ધબાકા પણ સંભળાતા હતા.

હું પોલિસ થાણે પહોંચ્યો. કેટલાક હથિયારબંધ પોલિસો મને તેમના મુખી પાસે લઈ ગયા. તે પણ તરવાર અને પિસ્તોલથી સજ્જ હતો. તેની સામે એક ચીંથરેહાલ થરથર ધ્રુજતો ડોસો ઉભો હતો. નબળાઇને લીધે પોતાને પૂછેલા સવાલના જવાબ તે બરાબર આપી શકતો ન હતો. તેના સંબંધમાં પેલો મુખી તેના હાથ નીચેના માણસોને કાંઇક હુકમો આપતો હતો. પેલા ડોસાનું પતાવીને તે મારી તરફ વળ્યો. મેં આગલી રાતની છોકરી સંબંધી હકીકત પૂછી. પહેલાં તો મારી વાત તેણે ધ્યાનપૂર્વક સાંભળી. પછી હસ્યો;

એક તો આવા માણસોને પોલિસને હવાલે કરવા સંબંધી કાયદાના મારા અજ્ઞાનને લીધે અને બીજું પેલી છોકરીની નાની ઉમરની મને નવાઇ લાગતી હતી તેથી.

તેણે તો હસતાં હસતાં કહ્યું, "અરે કેટલીક તો બાર બાર વરસની હોય છે, અને તેર ચૌદની તો પાર વિનાની.

આગલી રાતવાળી છોકરીના સંબંધમાં તેણે મને સમજાવ્યું કે આવા બધા કેસ કમિટી પાસે મોકલવામાં આવે છે. આવાં લોકો રાત ક્યાં ગાળે છે, તે મારા સવાલનો જવાબ તેણે ઉડાવ્યો. હું જે છોકરીની વાત કરતો હતો તેની એને ખબર ન હતી. રોજ એવી તો કેટલીયે આવે છે.

ઝાનોવ ગૃહ નં. ૩૨ની ઓરડીમાં મેં જોયું તો દેવળનો રખવાળ પેલી મૃત સ્ત્રી આગળ બેસી પ્રાર્થના કરતો હતો. તેના ખાટલા ઉપર મુડદું સુવાડવામાં આવ્યું હતું. ભાડૂતો બધાં જ ગરીબ હતાં છતાં તેમણે ઉઘરાણું કરીને કફન, ઠાઠડી તથા ધાર્મિક ક્રિયા માટે પૈસા એકઠા કર્યા હતા. ઘરડી સ્ત્રીઓએ મુડદાને કપડાં પહેરાવી તૈયાર કર્યું હતું. પેલો રખવાળ અંધારામાં પ્રાર્થના વાંચતો હતો. એક સ્ત્રી મીણબત્તી ઝાલીને ઉભી હતી. બીજો માણસ, સદ્ગૃહસ્થ જેવો દેખાતો ચોખ્ખાં કપડાં પહેરી બીજી મીણબત્તી પકડીને ઉભો હતો. એ પેલી ધોબણનો ભાઇ હતો. તેને બધાંએ ક્યાંકથી શોધી કાઢ્યો હતો.

મૈયત બાઈ પાસે થઇને હું ઘરધણિયાણી પાસે ગયો અને પેલી બાઇના સંબંધમાં સવાલો પૂછવા લાગ્યો.

મારા સવાલોથી તે બીધી. તેના ઉપર કોઈ જાતનો આરોપ આવે તેનો એને ભય પેઠો હતો. પણ પછીથી તે મારી સાથે છુટથી વાત કરવા લાગી અને તેણે બધું મને કહ્યું.

પાછા ફરતી વખતે પેલી મૃત બાઈ તરફ મેં એકવાર જોઇ લીધું. મરેલાં ઘણુંખરું સુંદર દેખાય છે. તેમાંય આ બાઇ તો વિશેષ સુંદર દેખાતી હતી અને તેનું મુડદું સહુની સહાનુભૂતિ ખેંચતું હતું. તેનો ચહેરો સાફ અને ફિક્કો હતો. આંખો મોટી અને મીંચેલી હતી. ગાલ બેસી ગએલા હતા. તેના વિશાળ કપાળ ઉપર સુંવાળા ભૂરા વાળ શોભતા હતા. તેનો ચહેરો કંટાળેલા જેવો પણ માયાળુ જણાતો હતો. તેના ઉપર ગમગીની ન હતી પણ આશ્ચર્યના ભાવ હતા. છતી આંખે જે આંખ ફોડીને ફરે છે, તેમને જોઇને મુએલાંને કેમ આશ્ચર્ય ન થાય ?

જે દિવસે આ બધાની મેં નોંધ કરી તે જ દિવસે મૉસ્કો શહેરમાં નાચનો એક ભવ્ય મેળાવડો હતો.

રાતે નવ વાગે હું ઘર બહાર નીકળ્યો. મારા લતાની આસપાસ કારખાનાં છે. કારખાનાંની વીસલ થઇ ગયા પછી હું નીકળ્યો હતો. એક અઠવાડિયાની સતત મજૂરી પછી મજૂરોને એક દિવસની રજા મળી હતી.

મિલના મજૂરો મારી બાજુએ થઇને ધસ્યા જતા હતા. બધા વીશીઓ અને હોટેલો તરફ જ જતા હતા. કેટલાક પીધેલા હતા એને કેટલાક સ્ત્રીઓને લઇને નીકળી પડેલા હતા.

• હું કારખાનાંની વચ્ચે રહું છું. રોજ સવારે પાંચ વાગે હું વીસલ સાંભળું છું. એક બે એમ દશેક વીસલો વાગતી હશે. પહેલી વીસલનો અર્થ એ કે બાઇઓ, બચ્ચાંઓ, ડોસાંઓ બધાં કામે ચઢયાં. આઠ વાગે બીજી વીસલ થાય છે, અને અર્ધા કલાકની છુટી મળે છે. વળી બપોરે ત્રીજી

વીસલ થાય છે. તે વખતે ફરી અર્ધો કલાકની છુટી મળે છે. આઠ વાગે ચોથી વીસલ થાય છે અને કામ ખલાસ થાય છે.

કાંઇ એવો જ વિચિત્ર દૈવયોગ આવી ગયો છે કે મારી પડોશનાં ત્રણે કારખાનાં નાચગાનમાં વપરાતી વસ્તુઓ જ બનાવનારાં છે.

છેક મારી પાસે કારખાનું છે એમાં મોજાં બને છે. બીજામાં બધો રેશમી માલ બને છે અને ત્રીજામાં સુગંધીદાર તેલો, અત્તરો અને પૉમેટમ બને છે.

સંભવ છે કે આ વીસલો સાંભળી તે ઉપરથી અત્યારે અમુક વાગ્યા હશે તે ઉપરાંત બીજો કશો ખ્યાલ માણસને ન આવે. "આ વીસલ વાગી, ચાલો હવે ફરવા જવાનો વખત થયો!" પરંતુ અમુક વીસલ સાંભળીને તેની સાથે જોડાયલી સાચી હકીકતનો ખ્યાલ પણ મનમાં લાવી શકાય. સવારે પાંચ વાગ્યાની વીસલનો અર્થ એ હોય છે કે રાતે ભેજવાળી જમીન ઉપર ગમે તેમ સેળભેળ પડી રહેલાં સ્ત્રી-પુરુષો વીસલ સાંભળી અંધારામાં ઉઠે છે અને પોતાના કારખાના તરફ જવા દોડે છે. ત્યાં ખટાખટ ચાલતા સાંચા ઉપર પોતપોતાને સ્થાને તેઓ ગોઠવાઇ જાય છે. આ સાંચાઓમાં પોતાની જરૂરની કોઇ વસ્તુ બનતી હોતી નથી, છતાં ગંદી, ગરમ અને ગુંગળાવી નાંખનારી હવામાં અને કચરામાં વચમાં વચમાં સહેજસાજ છુટી ભોગવીને દસ દસ અને બાર બાર કલાક તેઓ કામ કરે છે. રાત પડે એટલે સુઇ જાય છે. બીજે દિવસે સવારે પાછું એ જ અર્થહીન વૈતરું. કેવળ પેટને ખાતર તેમને આવું કરવું પડે છે.

આમ અઠવાડિયાં ઉપર અઠવાડિયાં ચાલ્યાં જાય છે. વચમાં રજાના દિવસો આવે છે. આજે આવી એક રજાને લીધે છુટેલા મજૂરો હું જોઉં છું. તેઓ રસ્તા ઉપર ફરે છે. ચોમેર હોટેલો છે. બધા પીધેલા છે. એકબીજાને ધક્કામુક્કી અને ખેંચાખેંચી કરે છે. કોઇક છોકરીને ઉપાડે છે, ગઇ કાલે જ સ્ટેશન તરફ લઇ ગયા હતા તેના જેવી જ,— ગાડી ભાડે કરે છે અને તેમાં બેસી એક હોટેલમાંથી બીજીમાં ભટકે છે. તેઓ ગાળાગાળી અને મારામારી કરે છે. પોતે શું કરે છે તેનું ભાન તેમને હોતું નથી. પહેલાં પણ આમ ભટકતા મજૂરો મેં જોએલા. તે વખતે તિરસ્કારમાં તેમનાથી હું દૂર રહેલો. તેમને હું લડતો પણ ખરો. પરંતુ જ્યારથી રોજ સંભળાતી પેલી વીસલનો અર્થ મારા સમજવામાં આવ્યો છે, ત્યારથી બધા જ પુરુષો, મૉસ્કો જેમનાથી ભરેલું છે એવા પેલાં ભિખારીનાં ટોળાંની દશાને, અને બધી જ સ્ત્રીઓ મારા ઘર આગળ મને મળી હતી તેવી છોકરીની દશાને, કેમ નથી પામતાં એની જ મને નવાઇ લાગે છે.

હું આ મજૂરોને જોતો જોતો આમ તેમ ફરતો હતો. અગિયાર વાગ્યા સુધી તેઓ આમ રસ્તા ઉપર ભટક્યા. પછી તેમનો ઉત્સાહ નરમ પડવા માંડ્યો. અહીં તહીં કોઇ પીધેલા પડેલા જોવામાં આવતા હતા, અને ક્યાંક ક્યાંક પુરુષો અને સ્ત્રીઓને સ્ટેશન તરફ લઇ જતાં જોવામાં આવતાં હતાં. પછી ગાડીઓ દોડતી દેખાવા લાગી. બધી એક જ દિશામાં જતી હતી.

દરેક ગાડી ઉપર એક એક કોચમૅન, ઘણુંખરૂં ઘેટાના ચામડાનો કોટ પહેરેલો, તથા એક એક ખવાસ, તે પણ

ફુમતાવાળી ટોપી પહેરીને ગનીકનીને બેઠેલો. ગાડીને જોડેલા સુંદર હૃષ્ટપુષ્ટ ઘોડા કલાકના બાર તેર માઇલની ઝડપે ધુમસમાં ધસ્યા જતા હતા. ગાડીમાં ગરમ શાલોમાં લપેટાઇને સુંદરીઓ બેઠેલી હતી. શરીર ઉપરનાં ફુલ તથા ગુચ્છા પાડીને હોળેલા પોતાના વાળ તેઓ બહુ કાળજીથી સાચવતી હતી. ગાડી, ઘોડાનો સામાન, પૈડાંની રબરની વાટો, કોચમૅનના ડગલાનું કપડું, તેનાથી માંડીને તે મોજાં, જોડા, ફુલ, મખમલ, હાથમોજાં તથા ખુશબોદાર પદાર્થો — બધું પેલા બિચારા દારૂ પીને પોતાના ગંદા ઓરડામાં પડી રહેતા અથવા ખાંજરામાં વેશ્યાઓ સાથે રાત ગાળતા અથવા જેલમાં પૂરાઇ રહેતા મજૂરોએ બનાવેલું હતું. નાચમાં જનારા તેમની બાજુમાં થઇને જ પસાર થાય છે, પરંતુ જે નાચમાં તેઓ જાય છે તે, અને કોચમૅન જેમને બાજુએ ખસવા બૂમો પાડે છે તે પીધેલાઓ વચ્ચે કશો સંબંધ છે કે કેમ તેનો તેમને વિચાર સરખો આવતો નથી.

આ લોકો નાચમાં જઇને લહેરથી મોજ ઉડાવે છે. તેમાં તેઓ કશું ખોટું નથી કરતાં પણ સારૂં જ કરે છે એવી તેમની તો પાકી માન્યતા હોય છે. તેઓને તો મોજ ઉડાવવી હોય છે. રાતના અગિયારથી સવારના છ સુધી આખી રાત આ લોકો અમનચમન કરે છે, ત્યારે પેલાં બિચારાં અનાથ-ગૃહોમાં ભૂખે પેટ પડયાં રહે છે અથવા પેલી ધોબણની પેઠે મરી જાય છે.

અને તેમની મોજ કેવી હોય છે? સ્ત્રીઓ અને કુમારિકાઓ છાતી ખુલ્લી રાખીને તથા નિતમ્બભાગ આગળ ચણિયામાં

ડુચા ભરી તે ફુલાવીને બહુ જ બેશરમ રીતે ત્યાં ફરે છે. કોઇ પણ સુશીલ સ્ત્રી કે કુમારિકા આવી રીતે પુરુષની નજરે પડવાનું પસંદ ન કરે. પરંતુ આવી અર્ધનગ્ન દશામાં, આગળ ઉપસેલી ખુલ્લા છાતીઓવાળી, ખભા સુધી ખુલ્લા હાથવાળી, ડુચા ઘાલીને કૃત્રિમ રીતે મોટા દેખાતા નિતમ્બવાળી સ્ત્રીઓ અને કુમારિકાઓ, લજ્જા જેમનો મુખ્ય ગુણ ગણાય છે તેવી, પુષ્કળ પ્રકાશમાં અજાણ્યા પુરુષો સામે ઉભી રહે છે. અને આ પુરુષોએ પણ બહુ તંગ, નિર્લજ્જ પોશાક પહેરેલો હોય છે. તેઓ એક બીજાને આલિંગે છે અને એમ પરસ્પર વળગીને ઉન્માદક સંગીતના તાલ સાથે નાચે છે. વૃદ્ધ સ્ત્રીઓ પણ ઘણી તો યુવતીઓના જેવા જ નગ્ન પોષાકમાં હોય છે. તેઓ બેઠી બેઠી આ બધું જુએ છે અને જે ઠીક લાગે તે ખાય છે અથવા ચાખે છે. વૃદ્ધ પુરુષો પણ એમ જ કરે છે. આવું બધું કરવાનો સમય રાત્રિ જ હોય તેમાં નવાઇ નથી. એટલે પેલા લોકો બધા ઉંઘી ગયા હોય અને કોઇ તેમને દેખી શકે નહિ. પરંતુ કશું છુપાવવાની ખાતર કાંઇ આ લોકો રાતનો સમય રાખતા નથી. તેમની માન્યતા તો એવી જ હોય છે કે આમાં છુપાવવા જેવું કશું છે જ નહિ. તેમને તો આ બધું સારૂં જ લાગે છે. તેમની આ મોજમઝા જેમાં હજારો માણસની સખત મજૂરી ગઇ હોય છે— તે મોજમઝાથી તેઓ કોઇને નુકસાન નથી કરતા, પણ ગરીબ લોકોને મદદ કરે છે એવી તેમની તો માન્યતા હોય છે !

નાચમાં બહુ આનંદ આવતો હશે; પરંતુ એ આનંદ આવ્યો ક્યાંથી ? જે મેળાવડા બીજાના દુઃખનું કારણ હોય તેવા મેળાવડામાં લોકોને આનંદ લેતા કલ્પવા અશક્ય છે, એ

વાત જવા દઇએ તો પણ એટલું તો સાચું જ છે કે સમાજમાં અગર આપણી સામે આપણે એક માણસ પણ એવો જોઇએ જે ભૂખ્યો હોય અથવા ટાઢે મરતો હોય, તો જ્યાં સુધી તેને ખાવાનું કે ઓઢવાનું ન મળે ત્યાં સુધી આપણને મઝા ભોગવતાં શરમ લાગે છે. લાકડીના ચીપિયા વડે કૂતરાની પૂંછડી દબાવી તેમાં ગમ્મત માનતા દુષ્ટ છોકરાઓનો આનંદ આપણે સમજી શકતા નથી અને તે પ્રત્યે આપણને તિરસ્કાર છૂટે છે. તો પછી આપણી ગમ્મત ખાતર પેલા બિચારા ગરીબ લોકોની પૂંછડી જે ચીપિયાથી દબાય છે તે ન જોઇ શકવા જેટલા આપણી મોજમઝામાં આપણે કેમ અંધ થઇ જતા હોઇશું?

દોઢસો દોઢસો રૂબલના* પોશાકમાં સજ્જ થઇ જે સ્ત્રીઓ નાચમાં જાય છે તેમાંની એક પણ નાચમાં તો જન્મી ન જ હોય. બધી જ કોઇ ને કોઇ વાર ગામડામાં રહેલી હોય છે, બધીએ ખેડૂતને જોયા હોય હોય છે, બધી જ પોતાની આયા અથવા દાસી જેમને ગરીબ ભાઇભાંડુ કે માબાપ હોય છે તેમને ઓળખે છે. આવાં માણસોને તો દોઢસો રૂબલ કમાઇ એકાદું ઝૂંપડું બાંધવું એ પોતાના કષ્ટમય જીવનનું ધ્યેય હોય છે. નાચમાં નાચનારી સુંદરી આ વાત જાણતી હોય છે. તો પછી પોતાની ભલી દાસીના ભાઇનું સુખસ્વપ્ન–પેલું ઝુંપડું–તે પોતાના નગ્ન રાખેલા શરીર ઉપર પહેરીને નાચમાં તે આનંદ શી રીતે માણી શકતી હશે?

પણ ધારો કે એ બિચારીએ આટલો ઉંડો તર્ક ન કર્યો હોય. પરંતુ એટલું તો તે જાણતી જ હોવી જોઇએ કે મખમલ

---

* લગભગ આપણા રૂપિયાની કીમતનો રશિયાનો ચાંદીનો સિક્કો.

અને રેશમ અને મીડાઈ અને ફુલો અને લેસો અને પોશાક એ બધું પોતાની મેળે નથી થતું, પણ માણસને બનાવવું પડે છે. કઇ જાતના લોકો આ બધું બનાવે છે, તેઓ કેવી સ્થિતિમાં રહે છે અને શા માટે તેઓ બનાવે છે એ તો તે જાણતી જ હોવી જોઇએ. એટલું તો તે જાણતી જ હોવી જોઇએ કે જે દરજણને આજે તેણે ઠપકો આપ્યો, તેણે એ પોશાક કાંઇ તેના પ્રત્યેના પ્રેમને લીધે નહતો બનાવ્યો. પેલી દરજણે પોતાની જરૂરિયાતો પૂરી પાડવા આ મહેનત કરી અને પોશાકની માફક લેસ, ફુલો તથા મખમલ માટે બીજાઓએ મહેનત કરી તે તેના જાણ્યામાં આવ્યા વિના રહી જ ન શકે. પણ ધારો કે તેઓનાં મગજ એવાં બહેર મારી ગયાં છે કે આ બધું તેમના સમજ્યામાં નથી આવતું. પરંતુ આ સુંદરી એટલું જોયા વિના તો ન જ રહી હોય કે તેની ખાતર પાંચ છ વૃદ્ધ ખવાસો અને દાસીઓએ પોતાની ઉંઘ ખોઇ. તેમના ખિન્ન ચહેરા તો તેના જોવામાં આવ્યા જ હોવા જોઇએ. આજે રાતે પારો ઉતરીને ૨૮ અંશે પહોંચ્યો હતો અને તેના કોચમૅને આખી રાત ગાડીની બેઠક ઉપર ગાળી એ કાંઇ તેના જાણવામાં આવ્યા વિના રહી શકે? પરંતુ મને ખબર છે કે, સાચે જ તેઓ આ કશું જોઇ શકતાં નથી. અને આ યુવતીઓ અને કન્યાઓ, નાચે તેમના મન ઉપર કરેલા જાદુને લીધે, કશું જોઇ ન શકે તો તેમનો વાંક કાઢી શકાય નહિ. એ બિચારીઓ તો તેમનાં મોટેરાં જે બધું સારૂં ગણે છે તે કરે છે. પરંતુ મોટેરાંઓ લોકોના ઉપર ગુજરતા આ ઘાતકીપણાનો શો ખુલાસો આપશે?

મોટેરાંઓ પાસે હમેશનો એક જવાબ છે જ: "હું ક્યાં કોઇને ફરજ પાડું છું? હું મારે જોઇએ તે પૈસા આપીને ખરીદ કરૂં છું, અને નોકરો, દાસીઓ તથા કારીગરોને પણ પગાર આપીને રાખું છું. હું ક્યાં તેમના ઉપર જબરાઇ કરૂં છું? તેમને ઠરાવેલો પગાર હું આપું છું. પછી મેં એમાં ખોટું શું કર્યું?"

એક દિવસ મારા એક મિત્રને હું મળવા ગયો. પહેલી ઓરડીમાંથી પસાર થતાં ટેબલ ઉપર બે સ્ત્રીઓને બેઠેલી જોઇ. મને આશ્ચર્ય થયું. કારણ મારો મિત્ર કુંવારો હતો તે હું જાણતો હતો. એક પાતળી, ફીકી, ત્રીસેક વરસની પણ દેખાવમાં પાકટ લાગતી સ્ત્રી ખભે રૂમાલ નાંખીને ટેબલ ઉપર બહુ જ ઝડપથી કશું કરતી હતી. જાણે શરીરમાં ભૂત ભરાયું હોય તેમ તે ધ્રુણતી હતી. તેની બરાબર સામે જ એક નાની છોકરી બેઠી હતી. તે પણ પેલી બાઇની જેમજ શરીર ધ્રુણાવતી હતી. બન્ને સ્ત્રીઓ જાણે અમુક પ્રકારના નાચની અસર તળે ન હોય એવી જણાતી હતી. હું તેમની પાસે ગયો અને તેઓ શું કરતી હતી તે જોવા લાગ્યો. તેમણે આંખો ઉંચી કરી મારા તરફ એક દૃષ્ટિ ફેંકી, પણ પાછી પહેલાના જેવી જ એકાગ્રતાથી પોતાને કામે વળગી. તેમની આગળ છુટી તમાકુનો તથા કાગળના કટકાનો, એમ બે ઢગ પડ્યા હતા. તેઓ સિગારેટ વાળતી હતી. પેલી બાઇ તમાકુ લઇ હથેળીમાં તેને ચોળી નાંખતી હતી, પછી બીબામાં તે ભરતી હતી, તેના ઉપર કાગળનું ભુંગળું મૂકી તમાકુ તેમાં ધકેલી દેતી હતી અને છોકરી તરફ સિગારેટ ફેંકતી હતી. છોકરી તેના ઉપર કાગળ વીંટાળી તેમાં કાંઇક ભરી તે

સિગારેટ મૂકી દઇ બીજી લેતી હતી. આ બધું એટલી ઝડપથી થતું કે જે માણસે એ જોયું ન હોય તેની આગળ એનું વર્ણન કરવું અશક્ય છે. તેમની ઝડપ જોઈ હું તો દંગ થઇ ગયો.

પેલી બાઇએ કહ્યું: "ચૌદ વરસથી આ જ કામ કરીએ છીએ."

"કામ બહુ અઘરૂં હશે ?"

"હાસ્તો. છાતીને નુકસાન પહોંચાડે છે અને તેની ગંધ તો સહી જતી નથી."

ખરેખર તેને આટલું કહેવાની પણ જરૂર ન હતી. પેલી છોકરીના અને સ્ત્રીના સામું જુઓ એટલે જ ખાતરી થાય તેમ હતું. છોકરી બે વરસ થયાં તે કામમાં જોડાઇ હતી. પણ તેને જે જુએ તેને લાગ્યા વિના રહેતું નહિ કે એક મજબૂત શરીર ઘસાતું જાય છે. મારો મિત્ર ભલો અને ઉદાર માણસ છે. તેણે તેમને હજાર બીડી વાળવાના અઢી રૂપિયા આપવાના કરીને કામે બેસાડી હતી. તેની પાસે પૈસા છે અને કામ ઉપર તે પૈસા આપે છે, પછી એમાં ખોટું શું ? મારો મિત્ર બપોર થયે ઉઠે છે. સાંજના છથી રાતના બે સુધી તે પાનાં રમવામાં અથવા પિયાનો વગાડવામાં વખત ગાળે છે. તે મસાલાદાર ખોરાક ખાય છે અને પીણાં પણ તેવાં જ પીએ છે. પોતાનું બધું કામ તે બીજા પાસે કરાવે છે. હમણાં તે એક નવી મોજનો અખતરો કરે છે. બીડી પીવાની મારી સાંભરમાં જ તેણે બીડી પીવાનું શરૂ કર્યું છે.

એક સ્ત્રી અને છોકરી સંચા જેવાં બની જઇ માંડ માંડ પેટિયું કાઢે છે. તમાકુ તેમના ફેફસામાં જાય છે અને

તેમની જીંદગી બરબાદ થાય છે. પેલા પાસે પૈસા છે. પોતાની જાતકમાણીના તો નથી જ. જાતે સિગારેટ બનાવી લેવાને તેને પાનાં રમવાં વધારે પસંદ છે. તે આ સ્ત્રીઓને એ શરતે પૈસા આપે છે કે પહેલાં રહેતી તેવી જ કંગાળ દશામાં તેમણે રહેવું, એટલે કે એને માટે સિગારેટો બનાવ્યાં કરવી.

મને સ્વચ્છતા બહુ પસંદ છે. હું રોજ બે વાર ખમીસ બદલું છું. તે ધોવા માટે ધોબણને પૈસા આપું છું. ધોબણ બિચારી મારાં ખમીસ ધોઇધોઇને ઘસાઈ ગઇ અને છેવટે મરી ગઇ.

આમાં ખોટું શું? જે લોકો પૈસા આપીને વસ્તુ ખરીદ કરે છે અને પૈસા આપીને મજૂરી કરાવે છે તેઓ તો હું તેમ નહિ કરાવું તો પણ પોતાને મખમલ અથવા મીઠાઇ જોઇતી હશે તે કરાવવાના જ અને હું નહિ એવું કરાવું તો પણ બીડીઓ વાળવા અને ખમીસ ધોવા માણસો રાખવાના જ. તો પછી જ્યારે બધા જ આમ કરે છે ત્યારે મારે એકલાએ શું કામ મખમલ, મીઠાઇ, સિગરેટ અથવા સ્વચ્છ ખમીસ વાપરવાનાં છોડી દેવાં? વારંવાર, લગભગ હંમેશ જ આ દલીલ આપણા સાંભળવામાં આવે છે. કોઇ ગાંડું ટોળું અમુક વસ્તુનો નાશ કરવા બહાર પડયું હોય ત્યારે તે જેવી દલીલ કરે તેના જેવી આ દલીલ છે. એક કૂતરો બીજાને હડસેલી પાડે અને તે પડેલા કૂતરા ઉપર બીજા બધા તૂટી પડે અને તેને ફાડી ખાય ત્યારે આવી જ જાતના તર્કથી તેઓ તેમ કરવા પ્રેરાતા હશે. "બીજાઓ અમુક વસ્તુનો નાશ કરવા ઉપડ્યા છે તો પછી મારે પણ શું કામ તેમ ન

કરવું? ધારો કે હું મેલું ખમીસ પહેરૂં અથવા મારી સિગરેટ મારે હાથે બનાવી લઉં તેથી શું વળવાનું હતું? એથી બીજા ઓછા જ સુધરવાના હતા?" જે લોકો પોતાનો બચાવ કરવા ઇચ્છે છે તેઓ આવી દલીલ કરે છે. આપણે સત્યથી આટલા બધા વેગળા ન જઇ પહોંચ્યા હોત તો આવો સવાલ પૂછવો અને તેનો જવાબ આપવો શરમભરેલું ગણાત. પરંતુ આપણે તો એવા ગુંચવાઇ ગયા છીએ કે આ સવાલ આપણને બહુ સ્વાભાવિક લાગે છે. શરમની વાત હોવા છતાં તેના જવાબમાં મારે ઉતરવું પડશે.

હું દરરોજ ખમીસ બદલવાને બદલે એક અઠવાડિયે ખમીસ બદલું અને મારી સિગરેટ હું પોતે જ બનાવી લઉં અથવા બીડી પીવાનું બીલકુલ છોડી દઉં તો શું થાય?

એટલું થાય કે કોઇક ધોબણ અને કોઇક સિગરેટ વાળનારીને એટલી મહેનત ઓછી કરવી પડે અને ધોબીનું તથા સિગરેટ વાળવાનું જે ખર્ચ બચે તે હું પેલી જ ધોબણ અથવા બીજી કોઇ ધોબણ કે મજૂર જે કામ કરી કરીને થાકી ગએલ હોય તેને આપી દઉં. તો તેને ગજા ઉપરાંત કામ ન કરવું પડે, તે કાંઇક આરામ ભોગવી શકે અને કાંઇક નાસ્તો પણ લઇ શકે. પરંતુ આની સામે ખૂબ વાંધા ઉઠતા મેં સાંભળ્યા છે. (શ્રીમંત અને કાંકડા લોકોને પોતાની સ્થિતિ સમજતાં શરમ લાગે છે.) તેઓ એવો જવાબ આપે છે કે: "હું મેલું ખમીસ પહેરૂં અથવા બીડી પીવાની છોડી દઉં અને તે પૈસા ગરીબ લોકોને આપું, તો પણ ગરીબ લોક પાસેથી તો પૈસા જતા જ રહેવાના છે અને દરિયામાં ખસખસ જેવી મારી રકમથી કશું વળવાનું નથી."

આ દલીલને જવાબ આપતાં વધુ શરમ લાગે છે પણ જવાબ આપ્યે જ છુટકો છે. કારણ આ દલીલ બહુ સર્વ-સામાન્ય છે. તેનો જવાબ સાદો જ.

હું કોઈ જંગલી લોકોને ત્યાં જાઉં અને તેઓ મને માંસ ખાવા આપે. એ માંસ મને બહુ જ સ્વાદિષ્ટ લાગે. પણ બીજે દિવસે મને ખબર પડે અથવા હું જાતે જ જોઉં કે આ સ્વાદિષ્ટ માંસ તો કોઇ કેદ પકડેલા માણસને કાપીને રાંધવામાં આવ્યું હતું અને મનુષ્યાહાર કરવો એ હું ખોટું સમજતો હોઉં તો પછી એ માંસ ગમે તેટલું સ્વાદિષ્ટ લાગતું હોય અને પેલા લોકોમાં મનુષ્યાહાર કરવાનો રીવાજ ગમે તેટલો પ્રચલિત હોય અને હું આ માંસ ખાવાની ના પાડું, તેથી પેલા કેદીઓ જેમનું માંસ ખાવામાં આવે છે તેમને ગમે તેટલો ઓછો લાભ થવાનો હોય તો પણ હું તે માંસ ફરી ખાઉં જ નહિ, ખાઇ શકું નહિ. ભૂખે મરતો બચવા માટે કોઇ વાર હું મનુષ્ય માંસનો આહાર કરૂં એ જુદી વાત છે પરંતુ હું તેની ઉજાણીમાં બીજાને તો ન જ નોતરૂં અથવા બીજા કોઇ તેની ઉજાણી કરતા હોય તેમાં ભાગ ન જ લઉં. આવી ઉજાણીની શોધમાં હું ન ફરૂં અથવા તેમાં ભાગ લેવામાં ગર્વ ન લઉં.

## ૨૫

પરંતુ આપણે શું કરવું? આ બધું કાંઇ આપણે નથી કર્યું. ત્યારે આપણે નહિ તો કોણે કર્યું? આપણે કહીએ છીએ કે આપણે નથી કર્યું. છોકરા કાંઈ ભાંગી નાંખે ત્યારે કહે છે ને કે એ તો એની મેળે ભાંગી ગયું, તેમ આ પણ એની મેળે થયું. આપણે કહીએ છીએ કે જ્યાં સુધી શહેરો છે અને આપણે તેમાં રહીએ છીએ, ત્યાં સુધી તેમની મજૂરી બદલ પૈસા આપીને આપણે લોકોને પોષીએ છીએ અને એ રીતે આપણે તેમની સેવા કરીએ છીએ.

પરંતુ એ વાત સાચી નથી, અને તેથી જ આપણે આપણી પોતાની તરફ જ જોવાનું છે. એટલે આપણને ખબર પડશે કે ગામડામાં આપણે કેવી રીતે રહીએ છીએ અને ત્યાં લોકોને કેવી રીતે પોષીએ છીએ.

શહેરમાં શિયાળો પૂરો થાય છે અને ઇસ્ટરનું[1] અઠવાડિયું આવે છે. શહેરમાં તો શ્રીમંતોના તે જ રંગરાગ ચાલી રહ્યા હોય છે. ઉદ્યાનોમાં, ઉપવનોમાં, વાટે અને ઘાટે જ્યાં જુઓ

ત્યાં નાચગાન, નાટકચેટક, મોજમજા, દીપાવલિ, દારૂખાનું, ઘોડદોડ, એ બધું ચાલી રહેલું છે. પરંતુ ગામડાંમાં આ કરતાંય વધારે સારૂં હોય છે. હવા સારી હોય છે, ઝાડો, ખેતરો અને ફુલો પણ વધારે તાજાં હોય છે. આ બધું પાંગરતું હોય, ખીલતું હોય અને ફુલતુંફાલતું હોય ત્યાં આપણે જઈએ તો ઠીક. આમ વિચારી બીજાની મજૂરી ઉપર તાગડધિન્ના કરનારા ઘણા શ્રીમંતો તો તાજી હવા ખાવા અને ખીલેલાં ખેતરો તથા જંગલો નિહાળવા ગામડાંમાં જાય છે.

આમ શ્રીમંત લોકો ગામડાંમાં હવા ખાવા જાય છે. ત્યાં મેલાઘેલા દેખાતા ખેડૂતો હોય છે. જાર બાજરાનો કે મકાઈનો રોટલો અને કાંદાનો કડકો ખાઈને જીવે છે. રોજના અઢાર કલાક મજૂરી કરે છે. રાતોની રાતો ઉજાગરા કરે છે અને જાડાં કપડાં પહેરે છે. અહીંના લોકો કશી લાલચના ફંદમાં હજી ફસાયા નથી. અહીં કારખાનાં નથી તેમ શહેરો-ના જેવી બેકારી પણ નથી. એટલે કોઈ બેકારને કામ પૂરૂં પાડી તેને પોષવાનું માની લેવાનો પણ અહીં અવકાશ નથી. અહીં તો પોતાનું બધું કામ પૂરૂં કરી નાંખવાને લોકોને ઉનાળામાં પૂરતો વખત નથી મળતો. અહીં બેકારી બિલકુલ નથી, એટલું જ નહિ પણ પૂરતા કામ કરનારા નહિ હોવાથી ઘણોયે માલ રવડી જાય છે. અને કેટલાંય પુરુષો, બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ ગજા ઉપરાંત કામ કરવાથી મરી જાય છે. આવા પ્રદેશમાં શ્રીમંત લોકો જઈને કેવું જીવન ગાળે છે?

આવું. 'સર્ફ'ર પદ્ધતિના જમાનાનું કોઈ જૂનું ઘર હોય તો તે સમરાવીને શણગારવામાં આવે છે. જો ઘર ન હોય

તો એ કે ત્રણ માળનું નવું ઘર બંધાવવામાં આવે છે. ઘરમાં બારથી માંડીને વીસ વીસ સુધી અથવા તેથીયે વધારે ઓરડા હોય છે અને તે બધા સારી પેઠે ઉંચા હોય છે. ઘરમાં બધે લાકડાંની સુશોભિત ભોંય હોય છે. બારીઓને મોટાં મોટાં કાચનાં બારણાં હોય છે. જમીન પર કીમતી શેત્રંજીઓ બિછાવેલી હોય છે, ફર્નિચર પણ બધાં કીમતી હોય છે અને બસોથી છસો છસો રૂબલનું તો એકેકું કબાટ હોય છે.

ઘરની આસપાસ રસ્તા પાડીને ઉપર કાંકરી પાથરી દીધેલી હોય છે. જમીન બધી સરખી કરેલી હોય છે અને તેમાં બગીચાની જમીનના તથા રમવાની જમીનના જુદા જુદા ભાગ પાડી દીધેલા હોય છે. કિરણોનું પરાવર્તન કરે એવા ઝગઝગિત ગોળા ત્યાં મૂકેલા હોય છે, ત્યાં હરિયાળીથી શીત-ગૃહો અને કાચનાં ઉષ્ણગૃહો બનાવેલાં હોય છે. તબેલા ઉંચાણ પર બાંધેલા હોય છે અને ટેકરીની ધારો સરસ શણગારેલી હોય છે. બધું તેલરંગથી રંગેલું હોય છે. વૃદ્ધો અને બાળકોને ઘેંસમાં ખાવા તેલ નથી મળતું. તેમના મોંમાંથી જ કાઢીને તેલ આ રંગમાં નંખાયું હશે ને ?

પેલા શ્રીમંત માણસની સંપત વધારે હોય તો તે આવું ઘર વેચાતું લે છે, નહિ તો ભાડે રાખે છે. પરંતુ આપણા શહેરી સમાજમાં માણસ ગમે તે સ્થિતિનો ગણાતો હોય, એ ગામડામાં જાય છે ત્યારે તો આવા જ ઘરમાં રહે છે. એ સમારવા તથા સ્વચ્છ રાખવા માટે પોતાના ગુજરાન માટે ખેતી સંભાળવા જેટલો જેમને પૂરતો વખત નથી હોતો એવા ડઝનબંધ માણસોને તેમનું કામ બગડાવીને રાખવાની જરૂર પડે છે.

અહીં એવી દલીલ કરવી તો અશક્ય જ છે કે અહીં કારખાનાં છે અને આ મજૂરોનો હું ઉપયોગ કરું કે ન કરું એ સરખું જ છે. અહીં તો આપણે જોઇતી ચીજો માટેનાં કારખાનાં આપણે જ સીધાં દાખલ કરીએ છીએ; અને આપણી આસપાસના લોકોની ગરીબાઇનો લાભ લઇ, તેમને પોતાને, આપણે તથા સહુને જરૂરી એવું કામ છોડાવીએ છીએ. આમ આપણે એક વર્ગના માણસને બગાડીએ છીએ અને બીજા વર્ગના માણસની તબિયત તથા જીવન બરબાદ કરીએ છીએ.

ઉપલા વર્ગનું અથવા કોઇ અમલદાર વર્ગનું સંસ્કારી અને ખાનદાન કુટુંબ એક ગામડામાં રહેતું હોય તેનું જીવન આપણે જોઇએ.

કુટુંબનાં બધાં માણસો તથા મહેમાન-પરોણાઓ જુનના વચગાળામાં અહીં આવે છે. ત્યાં સુધી તો તેઓના અભ્યાસ ચાલતા હોય છે અને પરીક્ષાઓ આપવાની હોય છે. એટલે તેઓ લણણીને* વખતે અહીં આવે છે. આ કુટુંબનાં માણસો ( આ સમાજના લગભગ બધા લોકોની માફક ) બહુ કામની મોસમની શરૂઆતમાં જ અહીં આવીને રહે છે. લણણીનું કામ થઈ રહ્યા પછી, ઘાસની ગંજીઓ કરવાનું કામ હોય છે. સપ્ટેમ્બરમાં તે લોકો જતાં રહે છે. પરંતુ તે વખતેય મોસમ ખલાસ તો નથી જ થએલી હોતી. સપ્ટેમ્બરમાં પણ વાવણીનું અને બટાટા ખોદવાનું કામ તો ચાલતું જ હોય છે. પરંતુ તે વખતે કામની તડામાર ઓછી થએલી હોય છે ખરી.

એટલે આ લોકો ગામડામાં રહે છે તે બધો વખત તેમની આસપાસ, તેમની પાસે ખેતીની ભર મોસમ ચાલતી

* આ રશિયાની મોસમ પ્રમાણે છે તે ધ્યાનમાં રાખવું.

હોય છે. કામની ખેંચ કેટલી હોય છે તેનો ખ્યાલ, આપણે તે વિષે ગમે તેટલું સાંભળીએ, વાંચીએ અથવા જોઈએ, પણ જાતે ન અનુભવીએ ત્યાં સુધી આપણને આવવો અશક્ય છે.

લગભગ દસ માણસનું આ કુટુંબ શહેરમાં જેવી ખરાબ રીતે રહેતું હોય છે તેવી જ રીતે અથવા તેથીયે ખરાબ રીતે અહીં રહે છે. કારણ અહીં ગામડામાં એવું માની જ લીધેલું હોય છે કે તેઓ આરામને માટે (કોઈ જાતનું કામ કર્યા વિના) આવેલાં છે. એટલે અહીં તો તેમને કામ જેવું કશું હોતું જ નથી.

લગભગ સન્ત પીટરના દિવસથી — એટલે લેન્ટના* ઉપવાસો દરમ્યાન જ્યારે ખેડૂતોનો ખોરાક ક્વાસ (રશિયાનો એક જાતનો હલકો દારૂ), રોટી અને ડુંગળી હોય છે — લણણી શરૂ થાય છે. પેલા ગામડામાં રહેવા આવેલા સજ્જન આ બધું કામ જોતા હોય છે. કોઈ વાર પોતાના માણસોને કાંઈક કામ સોંપતા હોય છે, કોઈ વાર લહેરમાં ઉભા ઉભા આસપાસ ચાલતું કામ જોતા હોય છે. સૂકાતા ઘાસની વાસ તે લે છે, સ્ત્રીઓનાં ગીતો અને ધારિયાંના ખણખણાટ સાંભળે છે તથા પંઝેટીથી ઘાસ ઉસેડતી સ્ત્રીઓ અને લણણી કરનારાઓની હારોને નીરખે છે.

આ બધું પોતાના ઘરની પાસે તેઓ જુએ છે અને કુટુંબનાં નાનાં તથા મોટાં છોકરાં, જેઓ આખો દિવસ કશું કરતાં હોતાં નથી, તેઓ અર્ધો માઈલ દૂર નદીએ નહાવા જવું હોય તો હૃષ્ટપુષ્ટ ઘોડા જોડેલી ગાડીમાં બેસીને જાય છે.

દુનિયામાં બધાં કામોમાં લણણીનું કામ સૌથી અગત્યનું છે. લગભગ દર વર્ષે માણસો તથા સમયના અભાવે થોડો ઘણો પાક લણી લેવાનો બાકી રહી જાય છે. વળી એ જ પ્રમાણે ઘાસનાં બીડ પણ વરસાદથી બગડી જવાની ધાસ્તી રહે છે. કામ જરા ઓછું કે વધારે ખેંચાઇને કરવા ઉપર લોકોની આવકમાં વીસ પચીસ ટકા ઘાસનો વધારો થશે કે એટલું ઘાસ વેડફાઇ જશે, તેનો આધાર રહે છે. ઘાસ વધારે આવે તો વૃદ્ધોને માંસ ખાવાનું અને બાળકોને દૂધ પીવાનું મળે. એટલે દરેક ખેડૂતને શિયાળામાં પોતાને અને પોતાનાં બાળકોને રોટલા ને દૂધ ખાવાનું મળશે કે કેમ તેનો આધાર આજના કામ ઉપર હોય છે. કામ કરનાર દરેક પુરુષ અને સ્ત્રી આ વાત જાણે છે. અરે, દરેક બાળક પણ જાણે છે કે આ બહુ જ અગત્યનું કામ છે અને તેઓ ખેતરમાં પોતાના બાપને કવાસનો ઘડો પહોંચાડવાનું કામ કરે છે. ભારે ઘડો એક હાથમાંથી બીજા હાથમાં બદલતા બરાબર વખતસર પહોંચે અને બાપ વઢે નહિ તે માટે તેઓ બબ્બે માઇલ ઉઘાડે પગે દોડતા જાય છે. સહુ જાણે છે કે લણણી શરૂ થાય ત્યારથી તે અનાજ બધું ખળીમાં નંખાઇ જાય ત્યાં સુધી કામની આડે ઘડી પગ વાળીને બેસવાનો કે શ્વાસ ખાવાનો વખત ન મળે.

અને એકલું કાંઇ લણણીનું કામ કરવાનું નથી હોતું. સહુને લણણીના કામ ઉપરાંત બીજું કાંઇ ને કાંઇ કરવાનું હોય છે. જમીન ખોદી કાઢી તેમાં કળપી દેવાની હોય છે. સ્ત્રીઓને તો રાંધવા અને કપડાં ધોવા ઉપરાંત કપડા વણવાનું કામ પણ હોય છે. પુરુષોને શહેરમાં જવાનું હોય છે, ગામઇ

કામમાં ધ્યાન આપવાનું હોય છે, કચેરીમાં જવાનું હોય છે, લશ્કરી અમલદારને મળવાનું હોય છે, ગાલ્લાં સમારવાનાં હોય છે અને રાતે ઘોડા ચરાવવાના હોય છે. આમ સહુ ડોસાં અને જુવાન — માંદાં પણ — જેટલું બને તેટલું પૂરેપૂરું કામ કરે છે. ખેડૂતો એટલી સખત મહેનત કરે છે કે સાંજ પડતાં પડતાં તો નબળાં, કાચાંપોચાં અને ઘરડાં તો છેલ્લા ચાસ મહામહેનતે દઇ શકે છે, ચાલતાં ચાલતાં લડથડિયાં ખાય છે અને સહેજ દમ મારી વળી પાછા કામે બાઝે છે. આ જ પ્રમાણે ગર્ભવતી અથવા ધાવણાં બાળકવાળી સ્ત્રીઓ પણ કામ કરે છે.

કામ ચાલુ અને તડામારનું હોય છે. સહુ પોતાની પૂરી શક્તિ ખર્ચીને કામ કરે છે. આ કામ દરમ્યાન તેમના અપૂર્ણ ખોરાકમાંથી જે શક્તિ મળે તેટલી તો તેઓ ખર્ચી જ નાંખે છે પણ પોતાની જુની મૂડી પણ વાપરી નાંખે છે. મૂળે કોઇ બહુ જાડા તો હોતા જ નથી. અને તેઓ પણ બધા જ આ ઉનાળાના કામથી સૂકાઇ જાય છે.

એક નાની ટૂકડી લણણીનું કામ કરે છે: એક ઘરડો, બીજો તેનો ભત્રીજો પરણેલો જુવાન, અને ત્રીજો વતનનો જ મોચી, સારો પહેલવાન માણસ—એમ ત્રણ ખેડૂતો છે. આ લણણીના કામ ઉપર બધાના શિયાળાના ગુજરાનનો આધાર હોય છે. તેઓ ગાય રાખી શકશે કે કેમ અને કર ભરી શકશે કે કેમ તે બધું આ કામ ઉપર આધાર રાખે છે. પંદર દિવસ થયાં બિલકુલ આરામ લીધા વિના તેઓ સતત કામ કરી રહ્યા છે. વરસાદથી તેમના કામમાં ખલેલ પહોંચી. વરસાદ પછી ઘાસ પવનથી જરા સૂકાયું એટલે તેમણે કામ ઝપાટાબંધ

ખલાસ કરી નાંખવા ધાયુ઼ઁ. દરેક દાતરડે બબ્બે બાઇઓને વળગાડવાનો તેમણે નિશ્ચય કર્યો. એટલે પેલા ધરડાની સાથે તેની સ્ત્રી પણ કામે આવવા માંડી. બાઇની ઉમર પચાસ વરસની છે. ખૂબ મજૂરી કરવાથી તથા અગિયાર છોકરાં થયાથી શરીર ઘસાઈ ગએલું છે. વળી બહેરી છે. છતાં હજી કામ કરવે સારી છે. તેની સાથે તેની તેર વરસની છોકરી પણ કામે આવી. નાની પણ મજબૂત અને ચપળ છોકરી છે. પેલા ભત્રીજાની સાથે એની સ્ત્રી પણ કામે નીકળી. ઉંચી અને જબ્બર બાઇ છે. કોઈ પણ ખેડૂતને પહોંચી શકે. ભત્રીજાની સાળી ગર્ભવતી છે તે પણ કામે આવી. તે એક સિપાઇની સ્ત્રી છે. મોચીની સાથે એની સ્ત્રી જે સારી કામ કરવાવાળી બાઈ છે અને એની મા — એંસી વરસની ઘરડી ડોસી, એ પણ નીકળ્યાં. તેઓ હારબંધ કામે વળગે છે અને જુન મહિનાના માથું ફાડી નાંખે એવા તાપમાં સવારથી સાંજ સુધી કામ કરે છે. પાણી અથવા ક્વાસ લઇ આવવા સારૂ પણ કામ અટકાવતાં તેમને ચીડ ચઢે છે.

એક નાનો બાળક, પેલી ડોસીનો પૌત્ર પાણી લાવી આપે છે. પેલી ધરડી ડોસીને બીકર હોય છે કે કામમાં બીજાથી હું પાછળ પડી જઇશ, એટલે તે તો પોતાની દાંતી છોડતી જ નથી. બેળે બેળે પણ કામમાં સહુની સાથે તે રહે છે. પાણીનો ઘડો પેલા છોકરા કરતાં પણ ભારે હોય છે અને તેના ભારથી છોકરો આખો વળી જાય છે. તે ધીમે ધીમે ચાલે છે અને વારંવાર હાથ બદલ્યાં કરે છે. પેલી છોકરી ઘાસનો ભારો ઉપાડે છે. તે પણ તેના પોતાના કરતાં ભારે હોય છે. થોડુંક ચાલે છે, પાછી ઉભી રહે છે અને છેવટે ભારો ઉચકાતો નથી

એટલે મોંય ફેંકી દે છે. પેલી પચાસ વરસની બાઇ તો અટકયા વિના દાંતી ચલાવે જ જાય છે અને લુગડું કેડે બાંધીને ઘાસ ઉસરડયાં કરે છે. તેનો શ્વાસ તો માતો નથી અને ચાલતાં લડથડિયાં ખાય છે. પેલી એંસી વરસની ડોસી તો દાંતીથી સારપવાનું જ કામ કરે છે. પણ તેય તેના ગજા ઉપરનું છે. ઝાડની છાલના જોડા પહેરેલા તેના પગ તે રગસ રગસ ઢસડે છે અને ભમર ચઢાવતી, કોઇ ભયંકર માંદગીવાળા અથવા મરણપથારીએ પડેલા માણસની માફક બિહામણી નજરે જોઇ રહે છે. પેલો ઘરડો માણસ તેને જાણી જોઇને બીજી જગાએ સારપવા મોકલે છે, જેથી તેને બીજા સાથે હારમાં ન રહેવું પડે. પરંતુ ત્યાં પણ તે પોતાનું કામ છોડતી નથી અને બીજાં કામ કરે છે ત્યાં સુધી પહેલાંના જેવા જ નિસ્તેજ, ઉદાસ ચહેરે પોતાનું કામ કર્યે જાય છે.

જંગલની પાર સૂરજ તો ડૂબ્યો પણ હજી ઘાસની બધી ઢગલીઓ ઉપડાઇ ગઇ નથી. હજી તો ઘણું કામ બાકી છે.

સહુને લાગે છે કે ઘડીક દમ માર્યો હોય તો સારૂં. પણ કોઇ બોલતું નથી. બીજો એવી દરખાસ્ત લાવે એવી દરેક રાહ જુએ છે. છેવટે પેલો મોચી, જે થાકીને લોથપોથ થઇ ગયો હોય છે તે પેલા ડોસાને સૂચવે છે કે હવે રહી તેટલી ઢગલીઓ કાલ ઉપર રહેવા દઇએ. ડોસો સંમત થાય છે અને તુરત જ બાઇઓ પોતાનાં કપડાં તથા ઘડા લેવા દોડે છે. પેલી ડોસી તો એકદમ બેસી જ પડે છે. પછી એવી જ નિસ્તેજ નજરે સામે નિહાળતી સૂઇ જાય છે. પરંતુ બીજી સ્ત્રીઓ તો ચાલી જાય છે એટલે એ પણ ઉભી થાય છે અને કચણતી કચણતી તેમની પાછળ ઢસડાય છે.

હવે પેલા સજ્જનને ઘેર જઇએ. સાંજે જ્યારે ગામમાંથી લણણી કરીને પાછા ફરેલા થાકેલા લણનારાઓની સરાણના અવાજ સંભળાય છે, દાતરડાંને હથોડીથી ટીપવાના અવાજ સંભળાય છે, અને સ્ત્રીઓ તથા છોકરીઓ જેમણે હજી તો પોતાની દાંતીઓ નીચે પણ નથી મૂકી અને જેઓ ઢોર હાંકવા આમતેમ દોડી રહી છે તેમની બૂમો સંભળાય છે ત્યારે પેલા સજ્જનના ઘરમાં બીજી જ જાતના અવાજ સંભળાય છે. એક તરફ પિયાનો ચાલી રહ્યો હોય છે, એક તરફથી હંગેરિયન ગીતનો લલકાર કાને આવે છે અને આ ગીતના સૂરની વચમાં વચમાં ક્રૉકેટની રમતમાં દડાને વાગતી લાકડીનો અવાજ સંભળાય છે. તબેલા આગળ ચાર હૃષ્ટપુષ્ટ ઘોડા જોડેલી ગાડી ઉભી હોય છે. ગાડીવાન ટાંકડો બનેલોઠનેલો હોય છે.

મહેમાનો આવી પહોંચ્યા છે. દસ માઇલ આવવાનું દસ દસ રૂબલ ગાડીભાડું આપીને તેઓ આવ્યા છે. ગાડીને જોડેલા ઘોડાની ઘંટડીઓ રણકી રહી છે. તેમની આગળ ઘાસ પડેલું છે, તે તેઓ પગવડે ફેંદે છે. ખેતરમાં ખેડૂતો મજૂરી કરીને એકઠું કરે છે તે એ ઘાસ. વાડામાં કંઇ ગરબડાટ સંભળાય છે. તંદુરસ્ત દેખાતો, દરવાને સેવા બદલ આપેલું ગુલાબી ખમીસ ચડાવેલો પુષ્ટ છોકરો ઘોડાને પકડી લાવી તેના ઉપર જીન માંડવા કોચમૅનને બોલાવે છે. કોચમૅન તરીકે અહીં રહેતા બે ખેડૂતો પોતાની ઓરડીમાંથી બહાર નીકળે છે અને હાથ હલાવતા, લહેરમાં ચાલતા, ઘોડાને જીન માંડવા સારૂ જાય છે.

ઘરની પાસે વળી એક બીજા પિયાનાનો અવાજ સંભળાય છે. એક સંગીત અને વક્તૃત્વવિશારદ જે આ લોકો સાથે છોકરાંને સંગીત ભણાવવા રહ્યો હોય છે તે કાંઇ નવું ગીત તેના ઉપર બેસાડે છે. એક પિયાનાના સૂર બીજા સાથે ભળી જાય છે. ઘરની પાસે બે આયાઓ ફરે છે. એક ઘરડી છે અને બીજી જુવાન છે. એ છોકરાંને તેડીને સુવાડવા લઇ જાય છે. ગામમાંથી ઘડા ઉંચકીને લઇ આવતાં હતાં એ જ ઉમરનાં આ છોકરાં છે. એક આયા અંગ્રેજ છે. તેને રશિયન બોલતાં નથી આવડતું. તેનામાં કાંઇ ખાસ વિશેષ લાયકાત છે એટલા માટે નહિ, પણ તેને રશિયન નથી બોલતાં આવડતું એટલા ખાતર જ તેને ઇંગ્લંડથી લાવવામાં આવી છે. જરા છેટે એક ખેડૂત અને બે બાઇઓ ઘરની પાસેનાં ફુલઝાડને પાણી પાય છે અને એક બાઇ નાના શેઠની બંદુક સાફ કરે છે.

સ્વચ્છ કપડાં પહેરેલી બે બાઇઓ એક ટોપલી ઉચકીને જાય છે. તેઓ કુટુંબનાં બધાં માણસોનાં તથા અંગ્રેજ અને ફ્રેન્ચ નોકરોનાં કપડાં ધોઇને આવી છે. ઘરમાં બે બાઇઓ માંડમાંડ બધાં વાસણ માંજવાના કામને પહોંચી વળે છે. ભોજન હમણાં જ સમાપ્ત થયું છે અને ખાસ ડ્રેસ પહેરેલા બે ખેડૂતો દાદર ઉપર ચાહ, કૉફી, દારૂ લઇને દોડાદોડ કરી રહ્યા છે. આગલી પરસાળમાં વળી પાછાં ટેબલ મંડાય છે. હમણાં જ તો બધાં ખાઇ રહ્યાં અને વળી પાછાં ખાવાનું શરૂ કરશે તે મધરાત સુધી, કોઈ વાર સવારના ત્રણ વાગ્યા સુધી, કોઇ વાર કૂકડા બોલે ત્યાં સુધી અને કોઇ વાર તો દિવસ ઉગે ત્યાં સુધી ચાલશે.

કેટલાક બેઠા બેઠા બીડીઓ ફૂંકે છે અને પાનાં રમે છે. કેટલાક બીડીઓ ફુંકતા ફુંકતા ગપ્પાં મારે છે. કેટલાક આમતેમ ફરે છે, ખાય છે, બીડી પીએ છે અને છેવટે બીજું કશું કરવાનું ન સૂઝે એટલે ઘોડા ઉપર બહાર ફરવા જવાનો વિચાર કરે છે. બધાં મળીને કુલ પંદર સશક્ત સ્ત્રીપુરુષો અહીં છે. તેમની સેવામાં લગભગ ત્રીસ સશક્ત પુરુષો અને સ્ત્રીઓ રોકાયલાં છે.

અને આ બધું એવે સમયે ચાલી રહ્યું હોય છે, જે વખતે દરેક છોકરો ઉપયોગનો હોય છે અને દરેક ઘડી ખરા કામની જાય છે. આ જ પ્રકાર જુલાઈ માસમાં પણ ચાલશે. જ્યારે ખેડૂતો પૂરી ઉંઘ પણ લીધા વિના, કણસલામાંથી દાણા ખરી પડે તે પહેલાં 'ઓટ'* લણી લેવા સારૂ રાતે લણણીનું કામ કરે છે; જ્યારે સ્ત્રીઓ રાતે ઉઠી ઉઠીને પરાળ ઝુડે છે; જ્યારે ઘરડી ડોસીઓ, ગર્ભવતી સ્ત્રીઓ અને નાનાં છોકરાં પણ ગજા ઉપરાંત કામ કરીને માંદાં પડે છે; જ્યારે અનાજને ખળાઓમાં નાંખી દેવા સારૂ પૂરતા માણસો, ઘોડા અને ગાડાં મળતાં નથી. આ ધાન ઉપર તો સહુ લોકનો આધાર છે અને લોકો ભૂખે ન મરી જાય તે સારૂ રશિયામાં આનો રોજના લાખો મણ ખપ હોય છે. અને આવે વખતે શ્રીમંતો તો ઉપર વર્ણવ્યું તેવું જ જીવન માણી રહ્યા હોય છે. નાટકો, ઉજાણીઓ, શિકાર, ખાનપાન, પિયાનો, નાચ-ગાન — આ બેમાંની સતત રેલમછેલ ચાલ્યાં કરે છે.

---

* એક જાતનું વિલાયતી અનાજ.

અહીં એવી દલીલ કરવી અશક્ય છે કે આમ ચાલતું આવ્યું છે. એવું નથી. આપણે જ આવું જીવન દાખલ કરીએ છીએ અને મજૂરી કરીને ઘસાઇ ગએલા માણસો પાસેથી મજૂરી અને રોટલો લઇ લઇએ છીએ. આપણે એવી રીતે જીવન ગાળીએ છીએ કે જાણે પેલી મરી જતી ધોબણ, પેલી ચૌદ વરસની વેશ્યા, પેલી સ્ત્રીઓ જેનો સિગરેટ વાળી વાળીને દમ નીકળી જાય છે, અને પેલી ઘરડી ડોસીઓ તથા નાનાં છોકરાં જે પોતાના ગજા ઉપરાંત કામ કરે છે અને જેમને પૂરૂં ખાવાનું પણ મળતું નથી — તેમની અને આપણી રહેણીકરણીને કશો સંબંધ જ નથી. આપણે આપણી મેળે મોજશોખ માણીએ છીએ. આપણે એ જોઇ શકતા નથી કે આપણે જો આવું આળસુ, વિલાસી અને પાપી જીવન ન ગાળીએ તો પેલાં બિચારાંને એમના ગજા ઉપરાંત કાંઇ કામ ન કરવું પડે. પેલાં લોકો એમના ગજા ઉપરાંત કામ ન કરે તો આપણે આવું જીવન ગાળી પણ ન શકીએ.

આપણને એમ લાગે છે કે આ બધાં દુઃખોનું કારણ જુદું છે, આપણી રહેણીકરણીને તે સાથે કાંઇ લેવાદેવા નથી અને આપણે જે રીતે રહીએ છીએ તે રીતે આપણે પૂરેપૂરા નિર્દોષ અને પવિત્ર છીએ.

આપણે રોમન લોકોની રહેણીકરણીનાં વર્ણનો વાંચીએ છીએ અને હૃદયહીન લ્યુકલસ જેવા, જેઓ બીજા ભૂખે મરતા હતા ત્યારે ખૂબ ખાઇપીને મોજ કરતા હતા, તેમના અમાનુષી-પણાની આપણને નવાઇ લાગે છે. આપણે ડોકું ધુણાવીએ છીએ અને 'સર્ફ' લોકોને રાખનારા આપણા પૂર્વજો, જેઓ પોતાને ઘેર રંગભૂમિઓ રાખતા અને જેઓ પોતાનાં ઉદ્યાનો

સાચવવા આખાં ગામ ને ગામ રોકતાં, તેમના જંગલીપણાનું આપણને આશ્ચર્ય થાય છે અને આપણે જાણે બહુ સારા હોઈએ તેમ તેમના અમાનુષીપણા ઉપર આપણે હસીએ છીએ.

ઇસાયા, પ્રકરણ ૫ માં આપણે વાંચીએ છીએ કે:

૮. બિલકુલ જગા રહે નહિ ત્યાં સુધી, જેઓ ઘર ઉપર ઘર બાંધ્યાં જ કરે છે, ખેતર ઉપર ખેતર રાખ્યાં જ કરે છે — જાણે કે આખી પૃથ્વી ઉપર તેઓ એકલા જ રહેનારા હોય — તેઓને ધિક્કાર હો.

૧૧. જેઓ કડક દારૂ પીવાની ખાતર જ વહેલા ઉઠે છે અને દારૂથી ચકચૂર થઇ જાય ત્યાં સુધી રાતે જાગે છે તેમને ફિટકાર હો.

૧૨. અને જેમની ઉજાણીમાં વિવિધ પ્રકારનાં વાજાં ચાલી રહ્યાં હોય છે તથા દારૂની રેલમછેલ થઇ રહી હોય છે. પરંતુ ઇશ્વરની લીલાનું તેમને ભાન નથી. ઇશ્વર શી રીતે પોતાનું કામ કરે છે તેનો તેમને વિચાર નથી. (તે તો એક ઘડીમાં તેમનું બધું ફના કરી નાંખે.)

૧૮. જેઓ પોતાના ગુમાનમાં છકયા છક્યા અન્યાય કરી રહ્યા છે તેમને ફિટકાર હો.

૨૦. જેઓ ખરાબને સારૂં કહે છે અને સારાને ખરાબ કહે છે; જેઓ પ્રકાશને અંધકાર કહે છે અને અંધકારને પ્રકાશ કહે છે; જેઓ ગળ્યાને કડવું કહે છે અને કડવાને ગળ્યું કહે છે, તેમને ફિટકાર હો.

૨૧. જેઓ પોતાના મનથી પોતાને જ્ઞાની માને છે અને પોતાની નજરે પોતાને ડાહ્યા ગણે છે તેમને ફિટકાર હો.

૨૨. જેમનું જોર બધું દારૂ પીવામાં જ છે અને દારૂની પ્યાલીઓ ભરવાની જ જે કસરત કરે છે, તેમને ફિટકાર હો.

૨૩. જેઓ ઇનામની લાલચે દુષ્ટોનો બચાવ કરે છે અને સાધુ પુરુષોને પણ બગાડવાનું કામ કરે છે તેમને ધિક્કાર હો.

મૅથ્યુની સુવાર્તાના દસમા પ્રકરણમાં આપણે વાંચીએ છીએ કે :

"અને હવે તો વૃક્ષના મૂળમાં કુહાડી વાગી છે. એટલે જે વૃક્ષ સારાં ફળ નહિ આપે તે કપાઇ જશે અને બાળી નાંખવામાં આવશે."

અને આપણી પૂરેપૂરી ખાતરી થએલી છે કે આપણે તો સારાં ફળ આપનારાં જ વૃક્ષ છીએ અને આ શબ્દો આપણે વિષે નહિ પણ બીજા ખરાબ માણસોને લાગુ પડે છે.

ઇસાયાના પ્રકરણ છઠ્ઠામાં આપણે વાંચીએ છીએ કે :

૧૦. આ લોકોનાં હૃદય જુઠ્ઠાં બનાવો, તેમના કાન દોદરા બનાવો અને તેમની આંખો બંધ રાખો, નહિ તો તેઓ આંખ વડે જોઈ શકશે, કાન વડે સાંભળી શકશે અને હૃદય વડે સમજી શકશે અને તેઓ બદલાઇ જશે અને સારા થઇ જશે.

૧૧. પછી મેં કહ્યું, પ્રભુ, આવું ક્યાં સુધી ? અને તેણે જવાબ આપ્યો, જ્યાં સુધી શહેરો વેરાન થઇને વસ્તી વિનાનાં થઈ જાય, ઘર માણસ વિનાનાં થઇ જાય અને સારી પૃથ્વી ઉજડ થઇ જાય ત્યાં સુધી.

આપણે આ વાંચીએ છીએ અને આપણને એમ લાગે છે કે આ અદ્‌ભુત શબ્દો આપણને નહિ, પણ બીજાને લાગુ પડે છે. આપણે આ જોઇ શકતા નથી તેનું કારણ એ જ છે કે આ શબ્દો આપણને જ લાગુ પડે છે. આપણે સાંભળી શકતા નથી, જોઇ શકતા નથી અને હૃદયથી સમજી શકતા નથી. આવું બન્યું શી રીતે ?

# ટીપ્પણ

૧. **ઇસ્ટર:** જીસસ ક્રાઇસ્ટના પુનરુજ્જીવનના સ્મરણમાં પળાતો ઉત્સવ. તેને ગુડ ફ્રાઇડેના તહેવાર કહે છે. માર્ચની ૨૨મી તારીખ અને એપ્રિલની ૨૫મી તારીખની વચમાં આ તહેવારો આવે છે અને એક અઠવાડિયું ચાલે છે.

૨. **સર્ફ:** રશિયામાં અમુક પ્રકારના ગુલામોને આ નામ આપવામાં આવતું. જમીનની સાથે તેઓ જોડાયલા ગણાતા અને વેચાણથી અથવા બીજી કોઇ રીતે જમીનનો બદલો કરવામાં આવે તેની સાથે જમીન સાથે જોડાયલા આ ગુલામો પણ સોંપવામાં આવતા. જમીનદારોનો તેમના ઉપર સંપૂર્ણ હક ગણાતો. સને ૧૮૬૧માં રશિયામાં તમામ સર્ફોને છૂટા કરી દેવામાં આવ્યા.

૩. **લેન્ટ:** જીસસ ક્રાઇસ્ટ જંગલમાં જઇને રહ્યા તેના સ્મરણમાં ઇસ્ટરની પહેલાંના ચાળીસ દિવસના ઉપવાસ, તપ અને પ્રાર્થનાના દિવસો.

## ૨૬

પોતાને ખ્રિસ્તી અથવા સુધરેલો કે દયાળુ માણસ ગણનારની તો વાત જ શી! પરંતુ પોતાને જે, બુદ્ધિ અને હૃદય સાવ બહેર ન મારી ગયાં હોય એવો અદનો માણસ ગણતો હોય તે પણ આમ રહી જ કેમ શકે? મનુષ્ય માત્રે જીવવા માટે જે પુરુષાર્થ કરવો આવશ્યક છે તે પોતાને કરવો નથી. જેઓ બિચારા જીવડો ટકાવવા માટે વલખાં મારી રહ્યા હોય છે તેઓની મજૂરી હોઇયાં કરી જવી અને પોતાની જરૂરિયાતો વધારીને આવી રીતે વલખાં મારનારાઓની અને વલખાં મારતાં મારતાં મરણશરણ થનારાની મજૂરી વધારવી એ આવા માણસોનો ધંધો છે. આપણો કહેવાતો ખ્રિસ્તી સમાજ અને સુધરેલી દુનિયા આવા માણસોથી ભરેલી છે. એટલું જ નહિ પણ આપણા સુધરેલા ખ્રિસ્તી સમાજના માણસોનો તો આદર્શ જ એ છે કે બની શકે તેટલી સંપત્તિ વધારવી. એટલે કે, બને તેટલું ધન સંપાદન કરવું, જેથી કશું કામ કર્યા વિના સુખસગવડો ભોગવી શકાય, જીવન-

સંગ્રામમાંથી મુક્ત રહી શકાય અને એ સંગ્રામમાં મરી જતા પોતાના ભાઇઓની મજૂરીનો વધારેમાં વધારે લાભ ઉઠાવી શકાય. લોકો આવા અજબ ભ્રમમાં શી રીતે પડયા હશે?

તેઓ કેવી રીતે આવી દશાએ પહોંચ્યા હશે, જેને લઇને આટલી સાફ, સીધી અને નિર્વિવાદ વાત, નથી તેઓ જોઈ શકતા, નથી સાંભળી શકતા કે નથી હૃદય વડે સમજી શકતા.

આપણે, એટલે ખ્રિસ્તીઓ નહિ પરંતુ દયાળુ અને સુધરેલા લોકો, ઘડીભર થોભીને જો વિચાર કરીએ તો આપણા આચાર અને વિચાર વચ્ચે કેવો અજબ વિરોધ છે તે જોઇ ભયભીત થઇ જઇએ.

પરમેશ્વર અથવા કુદરતનો કાનુન, જે વડે આ દુનિયા ચાલી રહી છે તે સારો છે કે ખરાબ તે હું નથી જાણતો. પરંતુ આપણે જાણીએ છીએ ત્યારથી દુનિયામાં આ સ્થિતિ તો છે જ કે શરીર ઢાંકવાને કપડું ન હોય તેવા નાગા માણસો, માથે છાંયો રાખવાને કૂબો ન હોય તેવા આશ્રયહીન માણસો, ખાવાને ખોરાક ન હોય તેવા ભૂખ્યા માણસો. એ બધાંને, પોતાનું શરીર ઢાંકવા, પોતાને સારૂં કપડાં મેળવવા, માથે છાંયો મેળવી પોતાનું રક્ષણ કરવા અને દિવસમાં બે કે ત્રણ વાર પોતાના પેટનો ખાડો પૂરવા તથા કામ ન કરી શકે એવાં નાનાં બાળકો અને વૃદ્ધોને પોષવા કુદરત સાથે સતત યુદ્ધ કરવાની ફરજ પડે છે.

લોકોનું જીવન તમે ગમે ત્યાં જુઓ, યુરોપમાં, ચીનમાં, અમેરિકામાં કે રશિયામાં, ત્યાંના આખા સમાજનું જીવન જુઓ કે સમાજના કોઇ ભાગનું જીવન જુઓ; ગમે તે વખતનું

જુઓ, બહુ પ્રાચીન કાળનું જુઓ, મૃગયાવૃત્તિ સમાજનું જુઓ કે આપણા સમયનું — મોટરગાડીઓ, સીવવાના સંચા, વીજળીના દીવા અને સુધરેલી ખેતી — એ જુઓ, પરંતુ એક જ વસ્તુ બધે જણાશે,— કે લોકો સખત અને સતત કામ કરે છે તો પણ તેમને પોતાને માટે અને તેમનાં બાળબચ્ચાં તથા ઘરડાં માતપિતા માટે પૂરતો ખોરાક, સારો આશ્રય, અને જોઇતાં કપડાં મળી શકતાં નથી; અને સેંકડો લોકો જીવવાના સાધનને અભાવે અને તે સાધન પ્રાપ્ત કરવા કરવી પડતી અતિશય મજૂરીને લીધે, પહેલાંની માફક જ આજે પણ મરે છે.

તમે ગમે ત્યાં રહેતા હો — પરંતુ તમારી આસપાસ એક લાખ, એક હજાર, અરે દસ કે એક માઇલની ત્રિજ્યાનું વર્તુલ દોરશો અને આ વર્તુલમાં આવી જતા લોકોનાં જીવન તપાસશો, તો તમને દેખાશે કે તેમાં કેટલાંયે અકાળે જન્મેલાં બાળકો, ઘરડાં ડોસાડોસીઓ, માંદી સુવાવડી સ્ત્રીઓ, નબળા માણસો પૂરતા ખોરાક વિનાના અને જીવી શકવા માટે જોઇતા પૂરતા આરામ વિનાના છે અને તેથી જ તેઓ વહેલા મરી જાય છે. જુવાનીના પુર બહારમાં હોય તેવા મનુષ્યો જોખમકારક અને નુકસાનકારક મજૂરીથી જ તેમની ભરજુવાનીમાં મરણને શરણ થતા તમે જોશો.

સૃષ્ટિની ઉત્પત્તિથી આપણે માણસોને પોતાની જરૂરિયાતો માટે ભયંકર, તનતોડ મહેનત કરતા, હાડમારી ભોગવતા, દુઃખો વેઠતા અને તે છતાં પૂરી જરૂરિયાતો નહિ મેળવી શકતા જોઇએ છીએ. વળી આપણે એ પણ જાણીએ છીએ કે આપણામાંનો દરેક, ગમે ત્યાં રહેતો હોય અને ગમે તે

રીતે રહેતો હોય, પરંતુ દરરોજ, અરે પ્રતિક્ષણે, માણસે કરેલી કોઇ ને કોઇ મજૂરીનો લાભ અનિચ્છાએ પણ ભોગવે છે. માણસ ગમે ત્યાં અને ગમે તે રીતે રહેતો હોય પણ તેનું ઘર અને તે ઉપરનું છાપરૂં કાંઇ એની મેળે તો નહિ જ ઉગ્યાં હોય. લાકડું કાંઇ ચાલી આવીને ચૂલામાં નથી પડતું; તેમ પાણી પણ ચાલીને ઘરમાં નથી આવતું. વળી ખાવાનું, કપડાં અને જોડા કાંઇ આભલામાંથી આવીને પડતાં નથી. આ બધા માટે ભૂતકાળમાં જ માણસોએ મજૂરી કરેલી હોય છે એવું પણ નથી. વર્તમાનકાળમાં પણ માણસોને મજૂરી કરવી પડે છે. તેમાંના સેંકડો અને હજારો પોતાને અને પોતાનાં બાળ-બચ્ચાંને માટે જરૂરી રહેઠાણ, ખોરાક અને કપડાં — દુઃખ અને અકાળ મૃત્યુમાંથી ઉગરવાનાં સાધનો — મેળવવાને માટે વ્યર્થ મહેનત કરતાં કંતાઇ જાય છે અને મરી જાય છે. દરેક માણસને તંગીની સાથે લડવું પડે છે. અને તેઓ એટલી ખેંચ વેઠીને લડે છે કે પ્રતિક્ષણે તેમની આસપાસ તેમના જેવા બીજા, તેમનાં માબાપો, તેમનાં બાળબચ્ચાં મરી જાય છે.

આ દુનિયામાં લોકો જાણે ભરદરિયે તોફાને ચઢેલા અને થોડા ખોરાકવાળા વહાણમાં હોય તેવા છે. ઇશ્વરે અથવા કુદરતે બધાને એવી પરિસ્થિતિમાં મૂક્યા છે કે દરેકને ખોરાકની કરકસર કરવા છતાં હમેશાં તંગી ભોગવવી પડે છે. આપણા-માંનો કોઇ પણ મજૂરી ન કરે અથવા સાર્વજનિક હિતને માટે જરૂરી ન હોય એવી રીતે બીજાની મજૂરીનો ઉપયોગ કરે, એમાં આપણો અને માણસજાતનો નાશ છે.

ત્યારે, આપણા સંસ્કારી માણસોનો મોટો ભાગ, કશી મહેનત કર્યા વિના, ઠંડે કલેજે બીજાની મજૂરીનો લાભ લે છે

અને પોતાની આવી જીંદગીને બહુ જ સ્વાભાવિક અને યોગ્ય માને છે, એમ શી રીતે બને છે?

દરેક માણસે મજૂરી કરવી એ જરૂરી અને સ્વાભાવિક છે. તેમાંથી મુક્ત થનાર અને પોતાનું કામ બીજા પાસે કરાવનાર ચોર અને દ્રોહી ગણાવા જોઇએ. તેઓ પોતાના બચાવમાં બે ખુલાસા રજુ કરી શકે છે: એક તો એ કે આપણે જેઓ સર્વસાધારણ મજૂરીમાં ભાગ નથી લેતા તેઓ મજૂરી કરનારા લોકોથી જુદી જ કોટિનાં પ્રાણીઓ છીએ. મધમાખીઓના નરનું અથવા રાણીનું કાર્ય જેમ કામ કરનારી મધમાખીઓ કરતાં જુદું જ હોય છે તેમ આપણું પણ સમાજમાં વિશિષ્ટ કાર્ય છે. બીજો ખુલાસો એ કે, જીવન-કલહથી મુક્ત એવા આપણે જે કામ કરીએ છીએ તે લોકોને એટલા ઉપયોગનું છે કે તેમની હાલત તંગ કરીને આપણે તેમને જે નુકસાન પહોંચાડીએ છીએ તેનો બદલો તેમને આપણા એ બીજા કામથી મળી રહે છે.

પહેલાંના વખતમાં બીજાઓની મજૂરીનો લાભ લેનારા એવું સ્થાપિત કરતા કે અમે જુદી જ કોટિનાં પ્રાણી છીએ અને બીજું ઇશ્વરે અમને લોકોનું ભલું કરવાનું એટલે કે તેમનું શાસન કરવાનું અને તેમને શિક્ષણ આપવાનું ખાસ કામ સોંપેલું છે. તેથી તેઓ બીજાને કહેતા અને ઘણીવાર પોતે પણ માનતા કે જે મજૂરીનો પોતે લાભ લે છે તેના કરતાં જે કામ તેઓ કરે છે તે લોકોને માટે વિશેષ ઉપયોગી અને વિશેષ જરૂરનું છે. જ્યાં સુધી મનુષ્યના કામોમાં ઇશ્વરની પ્રત્યક્ષ દરમ્યાનગીરી વિષે તથા મનુષ્યોની અમુક જાતિની ઉચ્ચતા વિષે શંકા નહોતી ઉઠી ત્યાં સુધી તો આ બચાવ

નબ્યો. પરંતુ ખ્રિસ્તી ધર્મના ઉદય પછી અને તેને પરિણામે સર્વ મનુષ્યોની સમાનતા અને એકતાનો ખ્યાલ જાગવા પછી આ બચાવ તેના જૂના રૂપમાં ચાલી શકે એમ રહ્યું નહિ. માણસો જન્મથી વિશિષ્ટ કોટિના હોય છે અને ઇશ્વરે તેમને વિશિષ્ટ કાર્ય સોંપ્યું હોય છે એમ કહેવું અશક્ય થઇ પડયું. એ જૂના ખુલાસાનો બચાવ કરનારા હજી કોઈ પડ્યા છે ખરા, છતાં ધીમે ધીમે તે બચાવ નાબુદ થઇ ગયો છે અને આજે અસ્તિત્વમાં પણ ભાગ્યે જ છે.

અમુક મનુષ્યો જન્મથી ઉચ્ચ હોવાનો બચાવ નાબુદ થયો. પરંતુ જેની પાસે એમ કરવાની સત્તા છે તેઓ કામ કરતા નથી અને બીજાના મજૂરીનો લાભ લે છે એ વાત તો રહી જ. એ લોકોએ નવા ખુલાસા શોધી કાઢ્યા, જેથી કરીને અમુક મનુષ્યજાતિઓની ઉચ્ચતા સ્વીકાર્યા વિના પણ એવા લોકો કામ ન કરે અને બીજાની મજૂરીનો લાભ ઉઠાવે એ વાત વાજબી ગણાય. એ લોકોએ એના ઘણા ખુલાસા શોધી કાઢ્યા. એ વાત ગમે તેટલી વિચિત્ર લાગે, પરંતુ કહેવાતાં શાસ્ત્રોની મુખ્ય પ્રવૃત્તિ, મુખ્ય વલણ આવા બચાવો શોધી કાઢવા તરફ જ હતું અને છે. ધર્મશાસ્ત્રોની પ્રવૃત્તિનો એ જ ઉદ્દેશ. કાયદાશાસ્ત્રોનો પણ એ જ ઉદ્દેશ. કહેવાતી ફિલસુફીનો પણ એ જ ઉદ્દેશ. અને આજનાં નવાં ભૌતિક શાસ્ત્રોનો પણ એ જ ઉદ્દેશ છે.

અમુક જ સંપ્રદાયવાળા ખ્રિસ્તના સાચા અનુયાયી છે અને તેથી મનુષ્યોના આત્મા અને શરીર ઉપર પણ તે સંપ્રદાયને સંપૂર્ણ અને અમર્યાદ સત્તા છે એવું સાબીત કરવા પ્રયત્ન

કરનારા બધા ધર્મશાસ્ત્રના પ્રપંચોનો પણ મુખ્ય હેતુ આ જ હોય છે.

બધાં કાયદાશાસ્ત્રો—રાજ્યપ્રકરણી, ફોજદારી, દીવાની, આંતરરાષ્ટ્રીય— સહુનો આ એક જ હેતુ હોય છે. દર્શનશાસ્ત્રના ઘણાખરા મતો, ખાસ કરીને હેગલનો[1] મત,—જે ઘણા વખતથી સર્વોપરિ ગણાતો આવ્યો છે અને જે એમ પ્રતિપાદન કરે છે કે વસ્તુતઃ જે અસ્તિત્વમાં છે તે યથાર્થ જ છે, અને રાષ્ટ્ર એ વ્યક્તિના સંપૂર્ણ વિકાસનું એક આવશ્યક સ્વરૂપ છે — તેનો પણ એ જ ઉદ્દેશ છે.

પેલો પામર અંગ્રેજ લેખક, જેના ગ્રન્થો બધા આજે ભૂલાઇ ગયા છે અને જે મામુલીમાં મામુલી હતા એમ હવે સર્વત્ર સ્વીકારાયું છે, તેણે લોકવસ્તી ઉપર મોટો લેખ લખ્યો અને તેમાં ખોરાક કરતાં વસ્તી વધુ પ્રમાણમાં વધે છે એ કાયદો તેણે શોધી કાઢ્યો. આ કલ્પિત કાયદાને બિનપાયાદાર સૂત્રો લઇ લેખકે ગણિતના આંકડાથી શણગાર્યો અને દુનિયા આગળ મૂકયો. આ લેખના છીછરાપણા અને નજીવાપણા ઉપરથી તો સહુ કોઇને એમ જ લાગે કે એના તરફ કોઇનું ધ્યાન ખેંચાશે જ નહિ અને લેખકના બીજા ગ્રન્થોની માફક તે ભૂલાઇ જશે. પણ બન્યું તેથી કાંઇક જુદું જ. આ લેખ લખનાર તો મોટો વિદ્વાન ગણાયો અને અર્ધા સૈકા સુધી તેની કીર્તિ ગવાતી રહી. માલ્થસ[2]! વસ્તી ગુણાકારની[3] રીતે વધે છે અને ખોરાક સરવાળાની[4] રીતે વધે છે, એ માલ્થસનો સિદ્ધાન્ત અને વસ્તી અટકાવવાના તેણે બતાવેલા સ્વાભાવિક અને ડહાપણભરેલા ઉપાયો — એ બધાં શાસ્ત્રીય, નિર્વિવાદ

સત્યો થઇ પડયાં. કોઇએ એની કસોટી કરી જોઇ નહિ. એ સ્વયંસિદ્ધ સત્યો ગણાયાં અને તેના ઉપરથી બીજાં અનુમાનો કાઢવામાં આવ્યાં. વિદ્વાન અને સંસ્કારી માણસોએ આમ એને શાસ્ત્રનું સ્વરૂપ આપ્યું; અને સામાન્ય લોકોમાં માલ્થસના આ નવા શોધી કઢાયલા મહાન નિયમો પ્રત્યે આદરપૂર્વક શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં આવી.

એમ શાથી બન્યું? એમ ધારવામાં આવ્યું હશે કે આ તો શાસ્ત્રીય નિર્ણયો. સ્વાભાવિક રીતે જ લોકોને એની ચર્ચામાં ઉતરવાનું ન હોય.

પરંતુ આવું તો તેને જ લાગે જે એમ માને કે વિજ્ઞાન એ નિર્બળ, ભૂલપાત્ર મનુષ્ય, જેણે કેવળ મહત્ત્વ આપવાની ખાતર પોતાના વિચારો અને શબ્દોને વિજ્ઞાનનું મોટું નામ આપ્યું છે તેવાની કૃતિ નહિ પણ શાસ્ત્રોક્ત ધર્મની માફક વેદવાક્ય, ભૂલને પાત્ર નહિ એવી વસ્તુ છે.

માલ્થસનો આ સિદ્ધાંત બહુ જ સ્વાભાવિક અને ચોક્કસ હેતુઓવાળો છે એની ખાતરી થવા ખાતર તેમાંથી થોડાક વ્યાવહારિક નિર્ણયો જ કાઢવાની જરૂર હતી.

આ સિદ્ધાંતમાંથી સીધા જે નિર્ણયો ફલિત થયા તે નીચે પ્રમાણે હતાઃ મજૂરી કરનારા લોકોની કંગાળ હાલતનું કારણ શ્રીમંત અથવા સત્તાવાળા લોકોની કરતા, અહંતા કે અજ્ઞાન નથી પણ તેનું કારણ તો મનુષ્યથી સ્વતંત્ર એવો પેલો ન ફેરવી શકાય એવો કાયદો છે. જો તેમની સ્થિતિ માટે કોઇ દોષપાત્ર હોય તો તે ભૂખે મરતા મજૂરો પોતે જ છે. જ્યારે આ મૂર્ખાઓ જાણે છે કે તેમને જોઇએ તેટલું

ખાવાનું નથી મળવાનું ત્યારે તેઓ જન્મે છે શું કામ? એટલે શ્રીમંતો અને સત્તાવાળાઓનો કશો દોષ નથી. એ લોકો તો પહેલાંની માફક જ મોજ કરી શકે.

અને સામાન્ય જનસમૂહને આટલો બધો કિંમતી આ નિર્ણય, તેની અસર શી થઇ? બધા વૈજ્ઞાનિકોએ આ નિર્ણયની પાયાહીનતા, અનિયમિતતા અને આપખુદી જોઇ ન જોઇ કરી અને વિજ્ઞાનોના એટલે આળસુઓના સમુદાયે આ નિર્ણયનાં પરિણામ પોતાને કેવાં અનુકૂળ આવશે તે અંતઃપ્રેરણાથી જાણી લઇ, આ સિદ્ધાંતનો બહુ ઉત્સાહપૂર્વક પુરસ્કાર કર્યો; તેના ઉપર સત્યની એટલે વિજ્ઞાનની છાપ મારી તથા એવો સૈકા સુધી તેનો ઝંડો ફરકાવ્યો.

કૉંતનો[5] આધિભૌતિક વાદ અને તેમાંથી પરિણમતો સિદ્ધાંત કે માનવસમાજ એ એક વિરાટ શરીર[6] છે; ડાર્વિનનો[7] જીવનસંગ્રામનો સિદ્ધાંત, જે મુજબ આજે દુનિયા ચાલતી મનાય છે અને જે દ્વારા જાતિભેદનો બચાવ થાય છે; આજકાલ પ્રિય થઇ પડેલાં માનવ્ય[8]શાસ્ત્ર, જીવ-શાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એ બધાનો એક જ ઉદ્દેશ છે. આ બધાં શાસ્ત્રો માનીતાં થઇ પડયાં છે, કારણ મજૂરી કરવાની માણસ તરીકેની ફરજમાંથી અમુક વર્ગના માણસોને બાતલ કરવાનો તથા બીજાની મજૂરીનો લાભ ઉઠાવવાનો તે પરવાનો આપે છે.

આ બધા સિદ્ધાંતો, હમેશ બને છે તેમ, મોટા મોટા આચાર્યોની ગેબી ગુહાઓમાં ઘડાય છે. પછી અસ્પષ્ટ, અગમ્ય ભાષામાં લોકોની અંદર પ્રસરે છે અને લોકો તેને

સ્વીકારે છે. પ્રાચીન કાળમાં જેમ ધર્મશાસ્ત્રની બધી ગુંચો, ધર્મની તથા રાજ્યની ખાતર થતી હિંસાના બચાવો, એ બધું જેમ ધર્માચાર્યો જ જાણતા, અને લોકોમાં તો શ્રદ્ધા ઉપર માની લીધેલા તૈયાર નિર્ણયો જ પ્રચલિત થતા કે રાજા, ધર્માચાર્યો અને અમીરોની સત્તા ઇશ્વરદત્ત છે; તે જ પ્રમાણે પાછળથી કહેવાતા વિજ્ઞાનની તાત્ત્વિક અને કાયદાની ગુંચો તે તે વિજ્ઞાનના આચાર્યોનું ખાસ જ્ઞાન થઇ પડી અને લોકોમાં તો શ્રદ્ધા ઉપર માની લીધેલા નિર્ણયો પ્રચલિત થયા, જેવા કે, સમાજની રચના છે તેવી જ હોઇ શકે અને બીજી ન જ હોઇ શકે.

અને એ જ પ્રમાણે આજે જીવનના તથા જીવનસૃષ્ટિના વિકાસના નિયમોનું પૃથક્કરણ કેવળ આચાર્યોના ઓરડામાં જ થાય છે. લોકોમાં તો શ્રદ્ધા ઉપર માની લેવાના નિર્ણયો જ પ્રચલિત થાય છે, કે શ્રમવિભાગનો નિયમ શાસ્ત્રીય રીતે સ્થાપિત થએલો નિયમ છે. એ નિયમ એમ જ હોઇ શકે. કેટલાકોએ કામ કરી કરીને ભૂખે મરવું જોઇએ અને કેટલાકોએ હમેશાં આળસુ બેઠાં રહેવું જોઇએ. કેટલાક નરકયાતના ભોગવે અને કેટલાક બેઠાખાઉ રહે. માનવસમાજનો આ નિર્વિવાદ કાયદો છે અને તેને તાબે આપણે થવું જ જોઇએ.

વિવિધ પ્રવૃત્તિવાળા, રેલ્વેના નોકરથી માંડીને તે મોટા લેખક અને કળાકાર સુધીના કહેવાતા સંસ્કારી માણસોમાં જે આળસુપણું છે તેમનો આજે આ બચાવ છેઃ

અમે, જેઓ જીવનસંગ્રામમાં ભાગ લેવાની મનુષ્ય તરીકેની ફરજમાંથી મુક્ત થએલા છીએ, તેઓ દુનિયાની પ્રગતિમાં અમારો ફાળો આપીએ છીએ. એ રીતે અમે

આખા માનવસમાજનું કલ્યાણ કરીએ છીએ અને લોકોની મજૂરીનો લાભ લેવાથી અમે તેમને જે નુકસાન પહોંચાડતા હોઇશું તેનો આ રીત બદલો આપીએ છીએ.

પહેલાંના વખતનો આળસુ વર્ગ જે રીતે પોતાનો બચાવ કરતો તેના કરતાં આપણા સમયના માણસોને આ બચાવ જૂદા પ્રકારનો લાગે છે. એમ તો રોમન બાદશાહો તથા શહેરીઓને એમ લાગતું કે તેમના વિના સુધરેલી દુનિયાનો વિનાશ થઇ જશે. એ ખ્યાલ ઇજિપ્તના અને ઇરાનના લોકોના ખ્યાલ કરતાં જુદા પ્રકારનો હતો. તેમજ મધ્ય-કાલીન સુભટો તથા પાદરીઓનો ખ્યાલ રોમનોના ખ્યાલ કરતાં જુદો હતો.

પરંતુ આ ભેદ બહારના દેખાવનો જ છે. આજે કરવામાં આવતા બચાવમાં ઉંડા ઉતરીને તપાસીએ તો આપણી ખાતરી થશે કે તેમાં નવું કશું નથી.

ફક્ત ઉપરનો વેશ સહેજ જુદો છે. બાકી તત્ત્વતઃ બચાવ તો એક જ છે. જે માણસ કામ કર્યા વિના બીજાની મજૂરીનો લાભ ઉઠાવે છે — પૂજારીઓ અને ધર્માચાર્યો, રોમન તથા મધ્યકાલીન બાદશાહો અને તેમના શહેરીઓ, સુભટો, ધર્મગુરુઓ અને પાદરીઓ—સહુના બચાવમાં હમેશાં બે વાતો સમાયલી છે:

૧. અમે બીજા લોકોની મજૂરીનો લાભ લઇએ છીએ કારણ અમે ખાસ વર્ગના માણસો છીએ અને પરમેશ્વરે એ લોકોનું શાસન કરવાનું તથા એમને દૈવી સત્યો શીખવવાનું અમને સોંપ્યું છે.

૨. લોકોની પાસેથી અમે જે મજૂરી લઇએ છીએ તેના બદલામાં તેમનું જે ભલું કરીએ છીએ તેની કીમતનું માપ લોકો ન આંકી શકે, કારણ કે રિસીઓએ[૯] બહુ કાળ પૂર્વે કહેલું છે કે (જૉન ૭,૪૯.) આ લોકો જેઓ શાસ્ત્ર જાણતા નથી તેઓ હતભાગ્ય છે.' લોકો પોતાનું ભલું શેમાં છે તે સમજી શકતા નથી અને તેથી તેઓને કેટલો લાભ થાય છે તેની કીમત તેઓ આંકી શકે નહિ.

આપણા સમયના બચાવમાં, જો કે દેખીતી વિશેષતા છે, છતાં આ બે જ વાતો સમાયલી છે:

૧. અમે ખાસ વર્ગના સંસ્કારી માણસો સુધારામાં અને પ્રગતિમાં ફાળો આપીએ છીએ અને તેથી લોકોને ભારે લાભ કરીએ છીએ.

૨. અશિક્ષિત માણસો, અમે તેમનું જે ભલું કરીએ છીએ તે સમજી શકતા નથી, એટલે તેઓ અમારા કામની કીમત આંકી શકે નહિ.

આપણે કામ કરતા નથી, બીજાની મજૂરીનો લાભ ઉઠાવીએ છીએ, અને આમ આપણા ભાઇઓનો બોજો વધારીએ છીએ અને વળી કહીએ છીએ કે એમની મજૂરીના બદલામાં આપણે તેમનું મોટું હિત કરીએ છીએ, જેની કીમત તેઓ આંકી શકે નહિ.

આ વસ્તુ એક જ નથી? ફેર માત્ર એટલો જ છે કે પહેલાં રોમન શહેરીઓ, ધર્માચાર્યો, સુભટો, અમીરો, વગેરે બીજાની મજૂરી ઉપર અધિકાર ભોગવતા. આજે ફક્ત જેઓ પોતાને સંસ્કારી કહેવડાવે છે એ નાતના લોકો એ અધિકાર ભોગવે છે. આમાં અસત્ય તો એક જ છે. કારણ પોતાનો

બચાવ કરનારાઓની વાત તો સરખી જ જૂઠી છે આમાં અસત્ય ત્યાં રહેલું છે કે, રાજાઓ, ધર્માચાર્યો અથવા આજના આપણા મજૂરી નહિ કરનારા સંસ્કારી લોકો, પોતે લોકોનું શું હિત કરે છે તેનો પૂરો વિચાર કર્યા પહેલાં માની લે છે કે અમે લોકોનું હિત કર્યું. પછી તેઓ આવો બચાવ શોધી કાઢે છે.

એક વર્ગના માણસોનો બીજા વર્ગના માણસો ઉપર બળાત્કાર, એ જ પહેલાંની માફક આજે પણ બધા અનર્થનું મૂળ છે.

આપણા કાળના બચાવમાં અને પ્રાચીન કાળના બચાવમાં જો કાંઇ પણ ફેર હોય તો તે એટલો જ છે કે આપણો બચાવ પહેલાંના બચાવ કરતાં વધારે સદોષ અને વધારે લૂલો છે.

પ્રાચીન કાળના ધર્માચાર્યો અને બાદશાહો તો પોતાના દેવાંશીપણામાં માનતા. લોકો પણ તે વાત કબૂલ રાખતા. એટલે તેઓ સીધું કહી શકતા કે અમે તો બીજાની મજૂરીનો લાભ લેવાને જ સરજાયા છીએ. તેઓ તો કહેતા કે ઇશ્વરે અમને તે માટે જ નિર્મ્યા છે. અમને જેના દર્શન થયાં છે એવાં દૈવી સત્યો લોકોને સમજાવવાનું તથા તેમના ઉપર શાસન કરવાનું કામ ઇશ્વરે જ અમને સોંપ્યું છે.

પરંતુ જાતે મજુરી નહિ કરનારા આપણા સમયના સંસ્કારી લોકો તો મનુષ્યની સમાનતામાં માને છે. એટલે તેઓ અને તેમનાં છોકરાં જ લોકોનું હિત કરવા સરજાયાં છે અને પેલાં ભૂખે મરતાં હજારો માણસોમાંથી કોઇ કેમ નહિ સરજાયું હોય એ વાતનો ખુલાસો આપી શકતા નથી.

તેમનો બચાવ એક જ છે કે કામ નહિ કરવાથી તથા બીજાની મજૂરીનો લાભ લેવાથી તેઓ જે નુકસાન કરે છે તેના બદલામાં તેઓ તેમનું ઘણું જ ભલું કરે છે એ વસ્તુ જો કે પેલા લોકો સમજી શકતા નથી છતાં પેલા લોકોને થતા બધા નુકસાનનો બદલો તેમના કામથી તેઓ વાળે જ છે.

## ટીપ્પણ

૧. **હેગલ**—( ૧૭૭૦–૧૮૩૧ ) એ પ્રખ્યાત જર્મન તત્ત્વવેત્તા થઇ ગયો.

૨. **માલ્થસ**—( ૧૭૬૬–૧૮૩૪ ) અંગ્રેજ પાદરી અને અર્થ-શાસ્ત્રી થઇ ગયો. 'લોકવસ્તીનો સિદ્ધાન્ત' એ નામનો નિબંધ તેણે લખ્યો છે. તેમાં લગ્ન ઉપર અંકુશ મૂકીને તથા બીજા ઉપાયો યોજીને વસ્તી વધતી અટકાવવાની વાત તેણે કરી છે. તેના આ નિબંધથી યુરોપમાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો.

૩. **ગુણાકારની રીત** — ભૂમિતિ શ્રેઢિ Geometrical Progression. બે, ચાર, આઠ, સોળ એ પ્રમાણે સંખ્યા વધતી જાય તે.

૪. **સરવાળાની રીત** — ગણિત શ્રેઢિ. Arithmetical Progression. બે, ચાર, છ, આઠ એ રીતે સંખ્યા વધતી જાય તે.

૫. **કૈંત** :—( ૧૭૯૮–૧૮૫૭ ) ફ્રાન્સ દેશનો મહાન વિદ્વાન થઇ ગયો. સમાજશાસ્ત્ર ઉપર મોટો ગ્રન્થ લખીને સમાજરચનાનું શાસ્ત્રીય રીતે વિવેચન કેવી રીતે કરવું જોઇએ તે એણે પ્રથમ દર્શાવ્યું. કોઈ પણ શાસ્ત્ર લો. તેનું વિવેચન પ્રથમ ધર્મશાસ્ત્ર અનુસાર કરીને પછી દર્શનશાસ્ત્રની પદ્ધતિએ થાય અને છેવટે તેને positive ઇન્દ્રિય-ગમ્ય સ્વરૂપ મળે છે. એવું અનેક શાસ્ત્રોનું પર્યાલોચન કરીને તેણે ઠરાવ્યું. આ ત્રણ પદ્ધતિને અનુક્રમે આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક નામો આપી શકાય. કૈંતે આ પદ્ધતિ નવી નથી કાઢી, પણ તે જૂની જ છે. પરંતુ તેનો ઐતિહાસિક ક્રમ તેણે નવો બાંધ્યો. અને તે સર્વેમાં આધિભૌતિક પદ્ધતિ શ્રેષ્ઠ છે એટલી જ તેની નવી શોધ છે.

૬. **માનવસમાજ એક વિરાટ છે** :—વિરાટ શરીર શબ્દ અહીં organism માટે વાપર્યો છે. આ અનુવાદમાં organism માટે જીવસૃષ્ટિ, અંગી વગેરે શબ્દો પણ યથાપ્રસંગ વાપર્યા છે. Organism એટલે જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, વિપરિણામિતા (વૃદ્ધિની હદ આવવી તે), વાર્ધક્ય (ક્ષયની શરૂઆત થવી તે) અને નાશ એ છ વિકારો જેમાં રહેલા છે તે

૭. **ડાર્વિન** :—(૧૮૦૯–૧૮૮૨) બહુ જ પ્રખ્યાત વૈજ્ઞાનિક થઇ ગયો. 'યોનિઓની ઉત્પત્તિ' નામના તેના ગ્રન્થમાં તેણે પહેલી જ વાર વિકાસવાદ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કર્યો. ત્યાર બાદ તેણે 'મનુષ્યનો અવતાર' એ નામનો ગ્રન્થ રચ્યો. તેમાં વિકાસવાદને તેણે વિશેષ સ્ફુટ કર્યો. તેણે બીજા પણ ઘણા ગ્રન્થો રચ્યા છે.

વિકાસવાદ એવું પ્રતિપાદન કરે છે કે વિવિધ પ્રકારની સજીવ-સૃષ્ટિ — અનંત પ્રકારનાં પશુ, પક્ષી, જંતુઓ — આપણે નિહાળીએ છીએ તે ઇશ્વરે એક વખતે ઉત્પન્ન કરેલી નથી પરંતુ અમુક જીવમાંથી આબોહવાને લીધે, બીજા સંજોગોને લીધે, ટેવોને લીધે કાળે કરીને રૂપાન્તર થતાં થતાં આજે અનેક યોનિઓ દેખાય છે તે ઉત્પન્ન થઇ છે. તેનું એમ કહેવું છે કે મનુષ્યયોનિ છેલ્લી વાનરયોનિમાંથી ઉદ્ભવી છે. આ મત ઉપર પાદરીઓએ બહુ સખ્ત હુમલો કર્યો હતો. આજે પણ અમેરિકામાં એક અધ્યાપક ઉપર ડાર્વિનનો મત શીખવવાથી તે બાઇબલનો ઇનકાર કરે છે એવો આરોપ મૂકી કેસ ચાલે છે.

૮. **માનવ્ય શાસ્ત્ર** — Anthropology માટે એ શબ્દ વાપર્યો છે. મનુષ્યની શારીરિક રચના, માનસિક વલણ, તથા ધાર્મિક, નૈતિક અને સામાજિક સિદ્ધાન્તો, એમાં ઉત્તરોત્તર થએલા અને થતા ફેરફારો નોંધી તે ઉપરથી સિદ્ધાન્તો બાંધનારૂં શાસ્ત્ર.

૯. **ફેરિસી** :—યાહુદી લોકોમાં આ વર્ગ ધર્મનાં શાસ્ત્રોનો બહુ સૂક્ષ્મ અભ્યાસ કરતો તથા ધર્મની ઝીણી ઝીણી બાબતો માટે પણ બહુ આગ્રહ ધરાવતો. અમારા જેવા પંડિત બીજા કોઇ નથી એવું એ મંડળના લોકો માનતા.

૨૭

જે લોકો મજૂરી કરવામાંથી છૂટા થયા છે, તેઓ પોતાની મુક્તિનો બચાવ જે રીતે કરે છે તે સાદામાં સાદા પરંતુ ખૂબ ચોક્કસ શબ્દોમાં મૂકીએ તો આમ મૂકી શકાયઃ

'અમે લોકો જાતે કામ નથી કરતા અને બીજા લોકોની મજૂરીનો બળાત્કારે ઉપયોગ કરવાની સ્થિતિમાં છીએ. પરંતુ અમારી આ સ્થિતિને લીધે અમે તે બીજા લોકોનું હિત કરીએ છીએ; અથવા, બીજા શબ્દોમાં અમે લોકો બીજાની મજૂરીનો બળાત્કારે લાભ લઇને બીજા લોકોને ઉઘાડું અને સમજી શકાય તેવું નુકસાન કરીએ છીએ અને તેમ કરીને કુદરત સાથેના તેમના સંગ્રામની મુશ્કેલી વધારીએ છીએ, પરંતુ અમે તેમનું હિત જ કરીએ છીએ. એ હિત નરી આંખે દેખી શકાય એવું નથી, તેમ લોકોથી તે સમજાતું પણ નથી.' આ કથન બહુ વિચિત્ર છે. પરંતુ પહેલાંના વખતના તેમજ આજના સમયના જે લોકો મજૂરોની ખાંધ ઉપર ચઢીને બેઠેલા છે, તેઓ એ કથનને માને છે અને પોતાના આત્માને એ કથન વડે સંતોષે છે.

આપણા સમયમાં જે વર્ગોએ મજૂરી કરવાનું છોડી દીધું છે તેઓ આ કથનનો કેવી રીતે બચાવ કરે છે તે જોઇએ.

એક માણસ રાજા તરીકે, રાજ્યના અમલદાર તરીકે અથવા ધર્માચાર્ય તરીકે પોતાની રાજ્યપ્રકરણી અથવા ધાર્મિક પ્રવૃત્તિથી લોકોની સેવા કરે છે. એક માણસ પોતાની વ્યાપારી અથવા ઔદ્યોગિક પ્રવૃત્તિથી લોકોની સેવા કરે છે. એક માણસ પોતાની વિદ્યા અથવા કળાવિષયક પ્રવૃત્તિથી લોકોની સેવા કરે છે. આમ અમારી પ્રવૃત્તિ દ્વારા અમે લોકોનું એટલું કામ કરીએ છીએ જેટલું લોકો અમારૂં કરે છે.

આપણા સમયના ઘણા માણસો, જેઓ મજૂરી કરતા નથી તેઓ ઉપર પ્રમાણે કહે છે.

હવે તેમની પ્રવૃત્તિની ઉપયોગિતા તેઓ જે મુદ્દા ઉપર સ્થાપિત કરે છે, તે મુદ્દા એક પછી એક આપણે તપાસીએ.

એક માણસ બીજાને સારૂ પ્રવૃત્તિ કરે તેની ઉપયોગિતાની બે કસોટી હોઈ શકેઃ એક બાહ્ય — જેને લાભ થતો હોય તે આ પ્રવૃત્તિની ઉપયોગિતાનો સ્વીકાર કરે; અને બીજી આંતરિક — જે માણસ બીજાનું હિત કરતો હોય તેની પ્રવૃત્તિના મૂળમાં બીજાને ઉપયોગી થવાની જે વૃત્તિ રહેલી હોય તે.

રાજદરબારી માણસો (આમાં હું રાજ્ય તરફથી સ્થપાયલા મઠોના મહન્તોનો પણ સમાવેશ કરૂં છું) કહે છે કે અમે રૈયતને ઉપયોગી છીએ.

એક સમ્રાટ, રાજા, પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ, મુખ્ય પ્રધાન, ન્યાયખાતાનો મંત્રી, યુદ્ધખાતાનો મંત્રી, કેળવણી

ખાતાનો મંત્રી, મઠનો મહંત, અને એ બધાની હાથ નીચેના માણસો, જેઓ રાજ્યની નોકરી કરે છે, તેઓ ગુજરાન માટે દરેક માણસને જે મહેનત કરવી પડે છે તેમાંથી મુક્ત થઇને પોતાના ગુજરાનનો તમામ બોજો બીજા લોકો ઉપર નાંખી દે છે; એક જ કારણસર કે તેમની પ્રવૃત્તિથી આનો બદલો વળી રહે છે.

હવે આને આપણે પહેલી કસોટી લાગુ પાડીએ. આ રાજદરબારી માણસોની પ્રવૃત્તિનું ક્ષેત્ર મજૂરી કરનારા લોકો હોય છે. તે લોકો આ પ્રવૃત્તિથી પોતાનું હિત થાય છે એમ સ્વીકારે છે કે કેમ?

હા, તેઓ સ્વીકારે છે. મોટો ભાગ એવું માને છે કે આ રાજદરબારી પ્રવૃત્તિ વિના ન જ ચાલી શકે. મોટો ભાગ તાત્ત્વિક દૃષ્ટિએ આ પ્રવૃત્તિની ઉપયોગિતા સ્વીકારે છે. પરંતુ જે લોકોના હિતને અર્થે આ પ્રવૃત્તિ ચાલે છે તે લોકોમાં આ પ્રવૃત્તિને અંગે જે સંસ્થાઓ હોય છે અને જે કાર્યો થાય છે તેથી થતા લાભનો ઇનકાર કરવામાં આવે છે એટલું જ નહિ, પણ એવું સાફ કહેવામાં આવે છે કે આ પ્રવૃત્તિ નુકસાનકારક અને વિનાશક છે.

એવી એક પણ રાજદરબારી કે સામાજિક પ્રવૃત્તિ નથી જેને ઘણા માણસો નુકસાનકારક ન ગણતા હોય. અદાલતો, બૅન્કો, પરગણાંનાં મહાજનો, શહેરનાં મહાજનો, પોલિસ, પાદરીઓ, વગેરેની પ્રવૃત્તિ, છેક ઉંચામાં ઉંચા અમલદારથી માંડીને તે ગામડાના મુખી અને વરતણિયા સુધીનાની રાજદ્વારી પ્રવૃત્તિ, મોટા ધર્માધ્યક્ષથી માંડીને તે કબર ખોદનારા સુધીનાની ધાર્મિક પ્રવૃત્તિ, — એ બધાને એક વર્ગ ઉપયોગી

માનનારો હોય છે અને બીજો વર્ગ નુકસાનકારક માનનારો હોય છે. આવું એકલા રશિયામાં છે એમ નથી. આખી દુનિયામાં, ફ્રાન્સમાં, અમેરિકામાં જ્યાં જુઓ ત્યાં આવું છે.

પ્રજાસત્તાક પક્ષની તમામ પ્રવૃત્તિને કટ્ટર સુધારક પક્ષ નુકસાનકારક ગણે છે અને તે જ પ્રમાણે જો કટ્ટર સુધારક પક્ષના હાથમાં સત્તા હોય તો તેની તમામ પ્રવૃત્તિ પ્રજાસત્તાક પક્ષ અને બીજા નુકસાનકારક ગણે.

વળી રાજદરબારી માણસોની બધી પ્રવૃત્તિઓ કોઇ પણ કાળે સહુએ તો ઉપયોગી ગણી જ નથી. આ પ્રવૃત્તિનું એક લક્ષણ તો બહુ જ વિચારવા જેવું છે. આ પ્રવૃત્તિ ચલાવવા માટે હમેશાં શરીરબળનો ઉપયોગ કરવો પડે છે. આ પ્રવૃત્તિનો લાભ આપવા માટે ખુન, ફાંસીની સજાઓ, જેલ, ફરજિયાત કર એ બધું જરૂરી હોય છે.

ત્યારે આમાંથી નિષ્પન્ન એ થાય છે કે રાજદરબારી પ્રવૃત્તિની ઉપયોગિતા બધા કાંઇ સ્વીકારતા નથી; એક વર્ગ તો હમેશાં તેનો ઇનકાર જ કરે છે. વળી આ ઉપયોગિતા શરીરબળ દ્વારા જ અમલમાં આવે છે એ તેનું એક ખાસ લક્ષણ છે. એટલે રાજદરબારી પ્રવૃત્તિની ઉપયોગિતા, જે લોકો માટે એ પ્રવૃત્તિ કરવામાં આવે છે તેઓ સ્વીકારે છે એમ કહી શકાય નહિ.

હવે આપણે બીજી કસોટી લગાડીએ. આપણે રાજદરબારી માણસોને પૂછીએ, રાજાથી માંડીને પોલિસ સુધીનાને, પ્રમુખથી માંડીને કારકુન સુધીનાને, ધર્માધ્યક્ષથી માંડીને દેવળના રખવાળ સુધીનાને, કોઇને પણ પૂછો અને તેમનો સાચો જવાબ માગો કે તેઓ નોકરી કરે છે તેમાં તેમનો ઉદ્દેશ લોકોનું હિત

કરવાનો હોય છે કે કાંઇ બીજો હોય છે? રાજાનું, પ્રમુખનું, પ્રધાનનું, ગામના મુખીનું, દેવળના ચપરાશીનું કે શિક્ષકનું પદ ધારણ કરવામાં તેઓ લોકહિત કરવાની વૃત્તિથી પ્રેરાયલા હોય છે કે પોતાના અંગત લાભની વૃત્તિથી પ્રેરાયલા હોય છે?

સાચા માણસોનો જવાબ એવો આવશે કે તેમની મુખ્ય પ્રેરણા અંગત લાભની હોય છે.

એટલે એમ ફલિત થાય છે કે મજૂરી કરી કરીને મરી જનારા લોકોની મહેનતનો લાભ ઉડાવનારો એક વર્ગ આ નિર્વિવાદ નુકસાનના બદલામાં જે પ્રવૃત્તિ કરે છે તે પ્રવૃત્તિને ઘણા માણસો તો હંમેશાં નુકસાનકારક જ અને બિન-ઉપયોગી ગણે છે. એ પ્રવૃત્તિ લોકો સ્વેચ્છાએ સત્કારતા નથી, પરંતુ શરીરબળથી તેનો અમલ કરવો પડે છે. તેનો ઉદ્દેશ લોકહિત નથી હોતો, પરંતુ એ પ્રવૃત્તિ કરનારાઓના અંગત સ્વાર્થ હોય છે.

ત્યારે રાજદરબારી પ્રવૃત્તિ લોકોને ઉપયોગી છે એ કથનનો અર્થ શો?

એટલો જ કે જે લોકો એ પ્રવૃત્તિ કરનારા છે તેમની પાકી ખાતરી છે કે એ ઉપયોગી છે. એ પ્રવૃત્તિ હમેશાં ચાલી આવી છે. પરંતુ એમ તો, તદ્દન બિનઉપયોગી જ નહિ પણ નુકસાનકારક વસ્તુઓ, જેવી કે ગુલામીની પ્રથા, વેશ્યાનો ધંધો અને લડાઇઓ પણ હમેશાં ચાલી આવેલી છે.

ઉદ્યોગધંધાવાળા માણસો, જેમાં વેપારીઓ, કારખાના-દારો, રેલવેનાં માણસો, શરાફો તથા જમીનદારોનો સમાવેશ થઇ જાય છે, તેઓ માને છે કે તેઓ જે હિત કરે છે તેથી

તો તેમની મારફત થતા નુકસાનનો બદલો નિર્વિવાદ મળી જ જાય છે.

શા મુદ્દા ઉપર આ લોકો આમ ધારે છે?

તમારી પ્રવૃત્તિની ઉપયોગિતા કોણ અને કેવા લોકો સ્વીકારે છે એ પ્રશ્નના જવાબમાં રાજદરબારી માણસો, જેમાં ધર્મોપદેશકોનો પણ સમાવેશ થઇ જાય છે, તેઓ તો રાજ-દરબારી અને ધર્મવિષયક પ્રવૃત્તિની ઉપયોગિતા સિદ્ધાંતમાં સ્વીકારનારા હજારો અને લાખો મજૂરી કરનારા માણસોને બતાવી શકશે. પરંતુ શરાફો, દારૂવાળાઓ, મખમલ, બ્રૉન્ઝ, આરસી અને તોપો બનાવનારાઓ કોને બતાવી શકશે? વેપારીઓ અને જમીનદારોને પૂછીએ કે તમે લોકકલ્યાણ કરો છો એવું સ્વીકારનારા માણસો બતાવો તો તેઓ કોને બતાવશે?

ઘણા એવા જડે ખરા કે જેઓ કાપડ, રેલ, દારૂ અને એવા પદાર્થોની બનાવટને ઉપયોગી ગણે. પરંતુ આ બનાવટોને નુકસાનકારક માનનારાની સંખ્યા એમનાથીયે મોટી નીકળશે. જરૂરિયાતની ચીજોને મોંઘી બનાવી નાંખનારા વેપારીઓ તથા જમીનદારોની પ્રવૃત્તિનો બચાવ કરનાર તો કોઇ જ નહિ નીકળે. વળી આ પ્રવૃત્તિ સાથે હમેશાં મજૂરોનો ગેરલાભ અને તેમના પ્રત્યે હિંસા જોડાયેલી છે. રાજ્ય તરફથી થતી હિંસા કરતાં આ હિંસા ઓછી પ્રત્યક્ષ છે ખરી, પરંતુ પરિણામે તે વધારે ક્રૂરતા ભરેલી છે. કારણ ઔદ્યોગિક અને વ્યાપારી પ્રવૃત્તિઓ લોકોની હરેક પ્રકારની તંગીનો લાભ લઇને જ નભે છે. મજૂરોની તંગીનો જ લાભ લઇને તેમની પાસેથી સખત અને નાપસંદ કામ કરાવી શકાય છે. લોકોની તંગીનો

જ લાભ લઇને તેમની પાસેથી માલ સસ્તામાં સસ્તી કિંમતે ખરીદી શકાય છે અને તેમને જરૂરનો માલ મોંઘામાં મોંઘી કિંમતે વેચી શકાય છે. લોકોની તંગીનો જ લાભ લઇને તેમની પાસેથી સખત વ્યાજ વસુલ કરી શકાય છે. આપણે ગમે તે દૃષ્ટિએ આ ઉદ્યોગધંધાવાળાઓની પ્રવૃત્તિને નિહાળીએ, પરંતુ આપણને જણાશે કે જેમના હિતને માટે તે પ્રવૃત્તિ કરવાનું કહેવામાં આવે છે તે લોકો એ હિત સ્વીકારતા નથી, સિદ્ધાન્તમાં પણ સ્વીકારતા નથી, તેમ કોઇ ખાસ બાબતમાં લાભ થાય છે એમ પણ સ્વીકારતા નથી. ઉલટું સામાન્ય રીતે એ પ્રવૃત્તિથી પ્રત્યક્ષ નુકસાન થાય છે એવું જ સ્વીકારાય છે.

પરંતુ આપણે બીજી કસોટી લગાડીએ અને પૂછીએ કે ઉદ્યોગધંધાવાળાઓની પ્રવૃત્તિનું પ્રેરક કારણ શું હોય છે? રાજદરબારી માણસોની પ્રવૃત્તિના સંબંધમાં જે જવાબ આવ્યો હતો તેના કરતાં વધુ ચોક્કસ જવાબ મળશે.

કોઇ રાજદરબારી માણસ કહે કે પોતાના અંગત સ્વાર્થ ઉપરાંત લોકહિત તરફ પણ તે દૃષ્ટિ રાખે છે તો તેની વાત ન માનવી એ અશક્ય છે. આપણે સહુ એવા નિઃસ્વાર્થ માણસોના પરિચયમાં આવ્યા હોઇશું, પરંતુ ઉદ્યોગધંધાવાળો તો પોતાના ધંધાને લીધે લોકહિત તરફ દૃષ્ટિ રાખી જ નથી શકતો. તે જો ધન વધારવા અને સાચવવા સિવાય પોતાના ધંધાનો બીજો કશો ઉદ્દેશ રાખે તો એના સાથીઓની નજરમાં તે બેવકૂફ ગણાવાનો.

એટલે મજૂરી કરનારાઓ તો ઉદ્યોગધંધાવાળાની પ્રવૃત્તિ પોતાને ઉપયોગી ગણતા જ નથી.

આ પ્રવૃત્તિમાં મજૂરો પ્રત્યે હિંસા રહેલી છે, અને આ પ્રવૃત્તિનો ઉદ્દેશ મજૂરોનું હિત નહિ, પણ હમેશાં અંગત સ્વાર્થ જ હોય છે. અને તેમ છતા અજબ વાત તો એ છે કે આ ઉદ્યોગધંધાવાળાઓ પોતાની પ્રવૃત્તિથી લોકહિત કરે છે એવું એટલું બધું ખાતરીપૂર્વક માનતા થઇ ગયા છે કે આ કલ્પિત હિતને બહાને કામ કરવાની ફરજમાંથી મુક્ત થઇને તથા બાજીઓના મજૂરોના લાભ ઉઠાવીને તેઓ મજૂરોને નિ:સંશય પ્રત્યક્ષ નુકસાન કરી રહ્યા છે.

વિદ્યા અને કળાવાળા માણસો પણ કામ કરવાની ફરજમાંથી મુક્ત થયા છે અને પોતાના બોજો બીજા ઉપર ટાટે પેરે લાદીને બેઠા છે. તેમની પાકી ખાતરી થઇ ગઇ છે કે તેઓ જે લોકહિત કરે છે તેથી તેમણે નાંખેલા બોજાનો બદલો વળી રહે છે.

પરંતુ તેમની આ ખાતરીનો આધાર શો છે?

જેમ આપણે રાજદરબારી તથા ઉદ્યોગધંધાવાળા માણસોને પૂછયું તેમ આમને પણ પૂછીએ કે મજૂરી કરનારા લોકો— તેમાંના બધા અથવા મોટો ભાગ— વિદ્યા અને કળા દ્વારા તેમનું જે હિત થવાનું કહેવામાં આવે છે તે સ્વીકારે છે ખરા?

જવાબ બહુ શોકજનક મળશે.

રાજદરબારી માણસો તથા ધર્મોપદેશકોની પ્રવૃત્તિ ઉપયોગી છે એવું સિદ્ધાન્તમાં સહુ કોઇ સ્વીકારે છે અને વ્યવહારમાં પણ મજૂરી કરનારા લોકોમાંથી મોટો ભાગ તેની ઉપયોગિતા સ્વીકારે છે. ઉદ્યોગધંધાવાળાની પ્રવૃત્તિની ઉપયોગિતા મજૂરી

કરનારા લોકોનો બહુ નાનો ભાગ સ્વીકારે. પરંતુ વિદ્યાકળા વાળા માણસોની પ્રવૃત્તિની ઉપયોગિતા તો મજૂરી કરનારા લોકોમાંથી કોઇ જ સ્વીકારતું નથી. આ પ્રવૃત્તિની ઉપયોગતા તો કેવળ તે પ્રવૃત્તિ કરનારા અથવા કરવાની ઇચ્છા રાખવાવાળા જ સ્વીકારે છે. મજૂરી કરનાર વર્ગ વિદ્યાકળાવાળા લોકોના આખા જીવનનો બોજો પોતાની કાંધે ઉપાડે છે, તેમને ખવડાવે છે અને કપડાં પહેરાવે છે. છતાં તેઓ આ માણસોની પ્રવૃત્તિ પોતાને ઉપયોગી છે એમ સ્વીકારી શકતા જ નથી. તેમને માટે એટલી બધી ઉપયોગી કહેવામાં આવતી આ પ્રવૃત્તિનો ખ્યાલ જ તેમને આવી શકતો નથી. મજૂરી કરનારાઓને તો આ પ્રવૃત્તિ નિરર્થક અને નીચે પાડનારી જણાય છે.

આ જ દૃષ્ટિએ મજૂરી કરનારાઓ, તેમને પોતાને ખર્ચે બાંધવામાં આવતાં વિદ્યાપીઠો પુસ્તકાલયો, સંગ્રહાલયો, ચિત્રાલયો, અજાયબઘરો તથા રંગભૂમિઓ પ્રત્યે જુએ છે. મજૂર આ પ્રવૃત્તિને ચોક્કસ રીતે એટલી નુકસાનકારક માને છે કે તે પોતાનાં બાળકને નિશાળે મોકલતો નથી. જ્યાં જ્યાં લોકોને આવી પ્રવૃત્તિઓમાં ભાગ લેવડાવવાનો પ્રયત્ન થયો છે ત્યાં ત્યાં ફરજિયાત શિક્ષણનો કાયદો લાગુ પાડવામાં આવ્યો છે. મજૂર તો આ પ્રવૃત્તિ પ્રત્યે વિરોધી વૃત્તિથી જ જુએ છે. એ તો જ્યારે એ પોતે મજૂર મટી જાય છે અને પ્રથમ પોતાની કમાણી વડે તથા આગળ ઉપર પોતાની કહેવાતી સંસ્કારિતા વડે મજૂર વર્ગમાંથી નીકળી જઇ બીજાઓની કાંધે ચઢીને ગુજરાન ચલાવનારાઓના વર્ગમાં તે દાખલ થાય છે ત્યારે જ એ રીતે જોતો બંધ થાય છે. વિદ્યા તથા કળાવાળા માણસોની પ્રવૃત્તિ મજૂરોમાંથી કોઇ સત્કારતું નથી,

સહકારી શકતું નથી. છતાં આ પ્રવૃત્તિને માટે મજૂરોને પણ ભોગ આપવાની ફરજ તો પાડવામાં આવે છે જ.

રાજદરબારી માણસ બીજાને સીધો ફાંસીએ ચઢાવી શકે છે અથવા જેલમાં મોકલી શકે છે. કારખાનાદાર માણસ બીજાની મજૂરીનો લાભ લઈ, તેની પાસેથી છેલ્લી દમડી નીચોવી લે છે અને તેને ભૂખમરો અથવા તો હાનિકારક મજૂરી બેમાંથી એક સ્વીકારવાની ફરજ પાડે છે. પરંતુ વિદ્યા તથા કળાવાળો માણસ તો દેખીતી રીતે કોઇને કશી ફરજ પાડતો નથી. જેની ઇચ્છા હોય તેની આગળ પોતાનો માલ ધરે છે. પરંતુ પોતાનો માલ ઉત્પન્ન કરવા માટે, મકાનો બાંધવા તથા નિભાવવા માટે, મહાવિદ્યાલયો, વિદ્યાપીઠો, અખાડા, શાળાઓ, અજાયબઘરો, પુસ્તકાલયો, તથા સંગ્રહાલયો માટે અને વિદ્યા તથા કળાવાળા માણસોના નિભાવને અર્થે તે રાજદરબારી માણસો મારફત જબરદસ્તીથી લોકો પાસે મજૂરી કરાવે છે.

અને કોઇ વિદ્યાકળાવાળા માણસને તેની પ્રવૃત્તિના ઉદ્દેશ વિષે પૂછશો તો બહુ અજબ ઉત્તરો મળશે. રાજદરબારી માણસ તો એવો જવાબ આપી શકે કે તેની પ્રવૃત્તિનો ઉદ્દેશ લોકહિતનો છે. આ કથનમાં કાંઇક તથ્યાંશ પણ છે. લોકમત પણ તે સ્વીકારે છે. પરંતુ વિદ્યાકળાવાળા માણસોનો ઉત્તર તો પાયા વિનાનો અને ઉદ્ધતાઇભરેલો હોઇ આપણને ચોંકાવી દે છે.

વિદ્યાકળાવાળા માણસો તો પોતાના સમર્થનમાં કશો પૂરાવો રજુ કર્યા વિના, પ્રાચીન કાળમાં જેમ ધર્માધ્યક્ષો કહેતા તેમ કહે છે કે અમારી પ્રવૃત્તિ તો અતિશય મહત્ત્વની

છે, મનુષ્યમાત્રને તે બહુ જરૂરની છે અને તે વિના જન-સમાજનો નાશ થઇ જાય. જો કે તેમના સિવાય બીજું કોઇ તેમની પ્રવૃત્તિની ઉપયોગિતા સ્વીકારતું નથી. તેમના પોતાની જ વ્યાખ્યા પ્રમાણે સાચી વિદ્યા અને સાચી કળાનો ઉદ્દેશ ઉપયોગિતાનો હોઇ જ ન શકે. છતાં એ લોકો આ પ્રમાણે કહે છે, વિદ્યાકળા વાળા માણસો, લોકોને તેમની પ્રવૃત્તિથી શો લાભ થશે તેની પરવા રાખ્યા વિના પોતાના પ્રિય વ્યવસાયમાં ડૂબેલા રહે છે. તેમની તો હમેશાં ખાતરી જ હોય છે કે જનસમાજને માટે બહુ મહત્ત્વનું અને ઉપયોગી કાર્ય તેઓ કરે છે. એટલે, જ્યારે રાજદરબારી માણસ તો પોતાની પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ અંગત હેતુ છે એમ સ્વીકારીને મજૂર લોકોને બને તેટલા ઉપયોગી થવાનો પ્રયત્ન કરે છે અને કારખાનાદાર પોતાની પ્રવૃત્તિની સ્વાર્થપરાયણતા સ્વીકારીને તેને લોકહિતનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરે છે ત્યારે વિદ્યા-કળાવાળા માણસો પોતાની પ્રવૃત્તિને ઉપયોગિતાનો સ્વાંગ આપવાની જરૂર પણ જોતા નથી. તેઓ તો ઉપયોગિતાના ઉદ્દેશનો ઇનકાર કરે છે. તેમને પોતાની પ્રવૃત્તિની ઉપયોગિતાની નહિ, પણ પવિત્રતાની એટલી બધી ખાતરી થઇ ગએલી છે!

ત્યારે આમાંથી નીકળ્યું એ કે, આ ત્રીજા વર્ગના માણસો, જેઓ મજૂરી કરતા નથી અને જેમણે પોતાનો બોજો બીજા ઉપર નાંખી દીધો છે, તેઓ, મજૂરોથી બિલકુલ ન સમજાય એવા અને લોકો જેને નકામા અને ઘણીવાર તો હાનિકારક રીતે નકામા ગણે છે તેવા વિષયોમાં પ્રવૃત્ત રહે છે. વળી તેમની પ્રવૃત્તિ લોકોને જરા પણ ઉપયોગી નીવડશે કે કેમ તેનો બિલકુલ વિચાર કર્યા વિના કેવળ પોતાના

શોખની ખાતર તેઓ આ વિષયોમાં મશ્ગુલ રહે છે. કેમકે કાંઇક વિચિત્ર કારણોથી તેમની એવી પાકી ખાતરી થઇ ગઇ છે કે તેમની પ્રવૃત્તિ હમેશાં એવી જ હશે કે જેના વિના મજૂર લોકોને ચાલી શકે નહિ.

આ લોકો આખી જીંદગી કામ કરવામાંથી મુક્ત થયા છે. અને જેઓ મજૂરી કરી કરીને મરી જાય છે તેમના ઉપર પોતાના કામનો બધો બોજો નાંખીને બેઠા છે. તેઓ બીજાની મજૂરીનો લાભ ઉઠાવે છે અને પાછા જણાવે છે કે પોતાની પ્રવૃત્તિ, જે બીજા માણસોથી સમજી શકાતી નથી અને જે લોકોના ઉપયોગની નથી, તે પ્રવૃત્તિથી, તેઓ પોતે મજૂરી નહિ કરવાને લીધે અને બીજાની મજૂરીનો લાભ ઉઠાવવાને લીધે એ લોકોને જે નુકસાન કરે છે તેનો બદલો વાગી આપે છે.

રાજદરબારી માણસો, કુદરત સાથેના સંગ્રામમાંથી મુક્ત થઇને તથા બીજાની મજૂરીનો લાભ ઉઠાવીને જે નિર્વિવાદ અને ઉઘાડું નુકસાન લોકોને કરે છે તેના બદલામાં તેઓ જે પ્રવૃત્તિ કરે છે તેથી વળી લોકોનું બીજું ઉઘાડું અને નિર્વિવાદ નુકસાન તેઓ કરે છે. તેઓ દરેક પ્રકારની બળજોરી વાપરે છે.

કારખાનાદાર માણસો, લોકોની મજૂરીનો લાભ લઇને તેમને જે નિર્વિવાદ અને ઉઘાડું નુકસાન કરે છે, તેના બદલામાં તેઓ જે પ્રવૃત્તિ કરે છે તે દ્વારા તેઓ બની શકે તેટલું ધન મેળવવાનો એટલે કે બીજા પાસેથી તે લઇ લેવાનો પ્રયત્ન કરે છે. આમ તેઓ બીજા પાસેથી બની શકે તેટલી વધારે મજૂરી લે છે.

વિદ્યાકળાવાળા માણસો, મજૂર લોકોને જે નિર્વિવાદ અને ઉઘાડું નુકસાન કરે છે તેના બદલામાં એવી એવી પ્રવૃત્તિ કરે છે જે મજૂર લોકોથી સમજી જ શકાતી નથી. વળી તેમના પોતાના જ કહેવા મુજબ તેમની પ્રવૃત્તિ સાચી ત્યારે જ ગણાય જ્યારે તેઓ ઉપયોગિતાની દૃષ્ટિ રાખે જ નહિ. તેઓ તો એ પ્રવૃત્તિ પ્રત્યે એક પ્રકારના આકર્ષણને લીધે જ તેમાં પડે છે. અને આ બધા માણસોની પૂરી ખાતરી થઇ ગએલી હોય છે કે બીજા લોકોની મજૂરીનો લાભ ઉઠાવવાનો તેમનો હક તો વજ્રલેપ છે.

એટલે જે વર્ગોએ ગુજરાનને માટે મજૂરી કરવાનું છોડી દીધું છે તેઓને તેમ કરવાનું કશું કારણ નથી એ ઉઘાડી વાત છે. પણ નવાઇની વાત તો એ છે કે આ બધા લોકો સાચે જ પોતાનું જીવન પ્રામાણિક માને છે અને એવું જીવન હૃદયને કશો ખટકો લાગ્યા વિના ગાળે છે.

આવા ભયંકર ભ્રમને કાંઇક પાયો હોવો જોઇએ, તેની પાછળ કોઇક ખોટો સિદ્ધાન્ત હોવો જોઇએ.

૨૮

**આ**રે જ, જે લોકો બીજાની મજૂરી ઉપર જીવે છે તેઓની માન્યતાના મૂળમાં કેવળ એકાદ છૂટોછવાયો ખ્યાલ નથી, પરંતુ આખો સિદ્ધાન્ત છે. એક સિદ્ધાન્ત નહિ પણ ત્રણ સિદ્ધાન્તો છે. દરેક યુગમાં એક એકથી ચઢિયાતા સિદ્ધાન્તો નીકળ્યા છે અને તેમાંથી આ ભયંકર ભ્રમ — અંગ્રેજો કહે છે તેમ મોટું ધતિંગ — જાગ્યું છે, જેને લીધે માણસોની અપ્રામાણિકતા ઢંકાઇ રહે છે.

જીવવાને માટે મજૂરી કરવાની માણસની મૂળભૂત ફરજમાંથી છુટી જવાનો બચાવ કરનારો જૂનામાં જૂનો સિદ્ધાંત ખ્રિસ્તી સંપ્રદાયનો છે. તે સિદ્ધાંત પ્રમાણે માણસો ઇશ્વરના ઇચ્છાનુસાર જુદા જુદા પ્રકારના સરજાયલા છે, જેમ સૂર્ય ચંદ્રથી અને તારાઓથી જુદો છે અને તારાઓ એકબીજાથી જુદા છે તેમ. કેટલાક માણસોને ઇશ્વરે બીજા સહુ ઉપર, કેટલાકને ઘણા ઉપર તથા કેટલાકને થોડા ઉપર સત્તા ચલાવવા અને કેટલાકને બીજાનો હુકમ ઉઠાવવા સરજેલા છે.

આ સિદ્ધાંત જો કે એના પાયામાંથી હચમચી ગયો છે, છતાં લોકોની જડતાને લીધે સમાજ ઉપર હજી તેની અસર ચાલે છે. તેથી ઘણા તો જેઓ આ સિદ્ધાંત સ્વીકારતા નથી, તેઓ પણ દોરાય છે તો એ સિદ્ધાંતથી જ.

મજૂરી નહિ કરવાનો બચાવ કરનારો બીજો સિદ્ધાંત દુનિયામાં નીકળ્યો તેને હું દાર્શનિક-રાજ્યપ્રકરણી સિદ્ધાંત કહું છું. આ સિદ્ધાંત, હેગલે સંપૂર્ણતાએ સ્ફુટ કર્યો છે. તે સિદ્ધાંત પ્રમાણે તમામ વસ્તુસ્થિતિ યથાર્થ છે. જે વ્યવસ્થા સમાજમાં સ્થપાઇ છે તથા જેને લોકો નિભાવે છે તે લોકોએ સ્થાપી છે અને તેઓ નિભાવે છે એટલા માટે એ પ્રમાણે નથી, પરંતુ ચૈતન્યના આવિર્ભાવનું અથવા સામાન્ય રીતે કહીએ તો માનવ સમાજના આત્માના આવિર્ભાવનું એકમાત્ર શક્ય મૂર્ત સ્વરૂપ એ જ છે. આજે જે માણસો લોકમતને દોરે છે તેઓ આ સિદ્ધાંત માનતા નથી, પરંતુ જડતાને લીધે જ તે નભી રહ્યો છે.

છેલ્લો સિદ્ધાંત જે આજે પ્રચલિત છે અને જેના ઉપર રાજદરબારી માણસો, કારખાનાદારો તથા વિદ્યાકળાવાળા માણસો પોતાના બચાવનો આધાર રાખે છે તે વૈજ્ઞાનિક સિદ્ધાંત છે. વિજ્ઞાનનો સાધારણ અર્થ તો સામાન્ય જ્ઞાન થાય. એ અર્થમાં નહિ, પરંતુ ખાસ જ્ઞાનના અર્થમાં વિજ્ઞાન શબ્દ હું વાપરૂં છું.

આ નવો સિદ્ધાંત જેને વિજ્ઞાન કહેવામાં આવે છે તેના ઉપર આળસુ લોકોના બચાવનો મુખ્ય આધાર છે.

ધર્મસંપ્રદાયના કે રાજ્યના કોઇ પણ કાર્યમાં નહિ રોકાયલા એવા શ્રીમંત અને આળસુ લોકોનો વર્ગ યુરોપમાં

ઉત્પન્ન થયો તેની જ સાથે આ સિદ્ધાંત પણ અસ્તિત્વમાં આવ્યો. આ લોકોને પોતાની સ્થિતિને માટે કાંઇ બચાવ જોઇતો હતો. તે આ સિદ્ધાંતે પુરો પાડ્યો.

ફ્રાન્સના મહાવિપ્લવના થોડા જ સમય પહેલાં યુરોપના નવરાશવાળા લોકોને, બીજાની મજૂરીનો લાભ ઉઠાવવાનો હક મેળવવા માટે કાંઇ ચોક્કસ ધંધો બતાવવો પડતો: કાં તો તેઓ ધર્મસંપ્રદાયના કાર્યમાં રોકાય, કાં તો રાજદરબારમાં કામ કરે, કાં તો લશ્કરમાં જોડાય. રાજદરબારી માણસો લોકો ઉપર રાજ્ય ચલાવવાનું કામ કરતા, ધર્મસંપ્રદાયના કામમાં જોડાયલા માણસો લોકોને પારલૌકિક સત્યો શીખવવાનું કામ કરતા, અને લશ્કરમાં જોડાયલા લોકોનું રક્ષણ કરતા.

એટલે માત્ર ત્રણ વર્ગના માણસો: પાદરીઓ, રાજ્યકર્તાઓ અને લશ્કરી માણસો, પોતાને લોકોની મજૂરીનો લાભ લેવાનો હક છે એમ માનતા. લોકોની તેઓ સેવા કરે છે એ વાત તેઓ હમેશાં આગળ લાવી શકતા. પરંતુ બીજા બધા શ્રીમંત માણસો, જેમને આવું કાંઈ બહાનું ન હતું, તેઓ તિરસ્કારપાત્ર ગણાતા અને પોતે અપ્રમાણિક છે એમ માની તેઓને પોતાની શ્રીમંતાઇ અને આળસની શરમ લાગતી.

પરંતુ પેલા ત્રણ વર્ગના જ દુરાચારને લીધે, પાદરીનો, રાજકાજનો કે લશ્કરનો ધંધો નહિ કરનારા એવા શ્રીમંત લોકોની સંખ્યા બહુ વધી પડી. તેઓ સત્તાવાન થયા અને તેમને પોતાની સ્થિતિના બચાવની જરૂર પડી. એટલે એ બચાવનો પણ જન્મ થયો.

એક સૈકું પણ નહિ વીત્યું હોય એટલામાં તો રાજ-કાજનું કે ધર્મસંપ્રદાયનું કાંઇ કામ નહિ કરનારા અને આવી કોઇ બાબતમાં બીલકુલ ભાગ નહિ લેનારા આ બધા માણસોને પેલા ત્રણ વર્ગની માફક બીજાની મજૂરીનો લાભ ઉઠાવવાનો હક મળ્યો. તેઓ પોતાની શ્રીમંતાઇ તથા આળસ માટે શરમાતા બંધ થયા એટલું જ નહિ પણ તેમની સ્થિતિ સંપૂર્ણ રીતે યોગ્ય છે એવું માનતા તેઓ થઇ ગયા. આપણા જમાનામાં આવા માણસોની સંખ્યા બહુ વધી પડી છે અને હજીયે વધતી જ જાય છે. કૌતુકની વાત તો એ છે કે આ નવો વર્ગ, મજૂરી કરવામાંથી જેમનું મુક્તપણું ગઇ કાલ સુધી તો કાયદેસર નહોતું ગણાતું, તેઓ આજે પોતાની સ્થિતિને પૂરેપૂરી યોગ્ય માને છે એટલું જ નથી, પણ પહેલા ત્રણ વર્ગ — ધર્મ સંપ્રદાયનું, રાજદરબારનું અને લશ્કરનું કામ કરનારા, એમના ઉપર હુમલો પણ કરે છે. એ ત્રણ વર્ગના લોકો મજૂરી કરવામાંથી મુક્ત ગણાય છે તે ગેરકાયદે છે એવું આ લોકો માને છે અને તેમની પ્રવૃત્તિને હાનિકારક ગણે છે.

આથીયે વિશેષ અજબ વાત તો એ છે કે, રાજદરબારી માણસો, ધર્મસંપ્રદાયના માણસો અને લશ્કરી માણસો, આજ સુધી જેના ઉપર આધાર રાખતા હતા એવા પોતાના ઇશ્વરદત્ત હક ઉપર અથવા તો વ્યક્તિત્વના વિકાસ માટે રાજ્યની ઉપ-યોગિતા છે એવી તાત્વિક દૃષ્ટિ ઉપર, હવે પોતાનો આધાર રાખતા નથી, પરંતુ આજનો સત્તાવાન વર્ગ — જેને મોખરે વિદ્વાનો અને કળાધરો વિરાજે છે — તે વર્ગે જે નવો બચાવ શોધી કાઢયો છે તે ઉપર પોતાનો આધાર શોધવા જાય છે.

આજે કોઇ રાજદરબારી માણસ પોતાના જૂના સંસ્કારોને લીધે કદાચ એવો બચાવ કરવા જાય કે મારી સ્થિતિ તો ઇશ્વર-નિર્મિત છે અથવા રાજ્ય એ વ્યક્તિના વિકાસનું જ એક મૂર્ત સ્વરૂપ છે તો તેનું કારણ એ જ જાણવું કે તે જમાનાથી પાછળ પડી ગએલો છે. કોઈ તેના કહેવાને માનતું નથી એમ તેને પણ લાગે છે. પોતાનો પાકો બચાવ કરવા માટે તેને ધર્મશાસ્ત્રના કે ફિલસુફીના આધારો શોધવાની જરૂર નથી રહી. તેણે તો નવા વૈજ્ઞાનિક આધારો શોધવા જોઇએ. રાષ્ટ્રીયતાના અથવા સમાજ શરીરનાં બધાં અંગોના વિકાસનો સિદ્ધાન્ત તેણે આગળ ધરવો જોઇએ. આજે રાજ્યસત્તા જેના હાથમાં છે તે વર્ગને પડખે તેણે ઉભા રહેવું જોઇએ; જેમ મધ્યયુગમાં પાદરીઓના પક્ષમાં રહેવું જરૂરનું હતું અને ગયા સૈકાની (અઢારમા સૈકાના) છેવટના ભાગમાં ફિલસુફોના પક્ષમાં રહેવું જરૂરનું હતું તેમ.

કોઇ શ્રીમંત માણસ જૂની ટેવને લીધે આજે કોઇ વાર પોતે ઇશ્વરી સંકેતથી શ્રીમંત બન્યો તેવી અથવા તો રાજ્યના હિતને અર્થે અમીરવર્ગ ઉપયોગી છે તેવી વાત કરે તો એમજ માનવું કે તે જમાનાથી પાછળ છે. પોતાની સ્થિતિનો પાકો બચાવ કરવા માટે તો ઉત્પત્તિનાં સાધનોને સંપૂર્ણતાએ પહોંચાડીને, જરૂરિયાતની વસ્તુઓ સસ્તી કરીને અને રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે સારો સંબંધ સ્થાપીને, સંસ્કૃતિને આગળ ધપાવવામાં તેણે ફાળો આપ્યો એવી વાત તેણે કરવી જોઇએ. અને શ્રીમંત માણસે શાસ્ત્રીય ભાષામાં વિચારવું અને બોલવું જોઇએ. પહેલાં જેમ પાદરીઓને ભોગ ધરાવવામાં આવતા તેમ આજે તેણે રાજ્યકર્તા વર્ગને ભોગ ધરાવવા જોઇએ. તેણે સામયિક

પત્રો અને પુસ્તકો છપાવવાં જોઇએ, તથા ચિત્રાલયો, સંગીત મંડળીઓ, અથવા કિન્ડરગાર્ટન શાળાઓ કે હુન્નરશાળાઓ સ્થાપવી જોઇએ.

વળી રાજ્યસત્તાધિકારી વર્ગ અમુક વલણના વિદ્વાનોનો અને કળાધરોનો બનેલો છે. મજૂરી કરવામાંથી મુક્ત રહેવા માટે તેમના પાસે સંપૂર્ણ બચાવ છે અને પહેલાં જેમ ધર્મશાસ્ત્રના આધાર ઉપર અને પાછળથી ફિલસુફીના આધાર ઉપર મજૂરી નહિ કરનારાઓનો બચાવ રહેતો તેમ આજે આ નવા આધાર ઉપર મજૂરી નહિ કરવાનો બચાવ અવલંબે છે અને તેઓ બીજા વર્ગોને બચાવનાં પ્રમાણપત્રો પણ આપે છે.

આજે મજૂરી નહિ કરવા માટે કોઇ પાસે સંપૂર્ણ બચાવ હોય તો તે વૈજ્ઞાનિકો તથા કળાધરો પાસે છે;—ખાસ કરીને પ્રયોગ ઉપર ચાલનારાં, બુદ્ધિની કસોટીમાં પાર ઉતરી શકે તેને જ માનનારાં અને પ્રગતિ કરી રહેલાં ભૌતિક શાસ્ત્રોવાળા વૈજ્ઞાનિકો તથા તે જ દિશામાં કામ કરી રહેલા કળાધરો પાસે.

આજે કોઇ વિદ્વાન અથવા કળાધર પોતાની જૂની ટેવને લીધે ભવિષ્યવાણી કે ઇશ્વરોક્ત વાણીના પ્રામાણ્યની અથવા ચૈતન્યના આવિર્ભાવની વાત કરે તો સમજવું કે તે જમાનાની પાછળ છે અને પોતાનો બચાવ કરી શકતો નથી. તેણે દૃઢ ભૂમિ ઉપર ઉભા રહેવું હોય તો તેણે પોતાની પ્રવૃત્તિને કોઇ પણ રીતે બુદ્ધિગમ્ય, ભૌતિક વિજ્ઞાન સાથે જોડવી જોઇએ અને આ વિજ્ઞાનને પોતાની પ્રવૃત્તિના પાયા તરીકે ગણાવવું જોઇએ.

જો તે એમ કરશે તો જ જે કળા અથવા વિદ્યામાં પોતે રોકાએલો હશે તે સાચી ગણાશે, અને આપણા જમાનામાં

તે અડગ પાયા ઉપર ઉભો રહી શકશે, તથા તેની પ્રવૃત્તિ માનવસમાજનું કલ્યાણ કરે છે તે બાબત કશી શંકા નહિ રહે.

આજે જે લોકો મજૂરી કરવામાંથી મુક્ત થયા છે તેમના બચાવનો આધાર બુદ્ધિગમ્ય, ભૌતિક વિજ્ઞાન ઉપર છે.

ધર્મશાસ્ત્રના અને ફિલસૂફીના બચાવો તેમની ઉપયોગિતા કરતાં વધારે વખત ટક્યા અને હવે સાશંક રીતે તથા શરમાતાં શરમાતાં રજુ થાય છે. વૈજ્ઞાનિક બચાવને માર્ગ આપવાનો તે પ્રયત્ન કરે છે. પરંતુ વૈજ્ઞાનિક બચાવ તો પહેલાંના બચાવના જે કાંઈ અવશેષ રહ્યા હોય તેને બેધડક ઉથલાવી પાડી, તેનો નાશ કરે છે અને દરેક ક્ષેત્રમાં તેનું સ્થાન લે છે. પોતાના અડગપણા વિષે નિઃશંક હોઇ તે માથું ઉંચું રાખી ફરે છે.

ધર્મશાસ્ત્રનો બચાવ તો એવું રજુ કરતો હતો કે માણસો પોતપોતાના ભાગ્ય પ્રમાણે કેટલાક હુકમ કરવા, કેટલાક હુકમ ઉઠાવવા, કેટલાક લીલાલહેરમાં રહેવા અને કેટલાક તંગીમાં રહેવા સરજાયા જ છે. જે ઇશ્વરોક્ત વાણીમાં માનતો હોય તેનાથી તો ઇશ્વરની મરજીથી જ જેઓ હુકમ કરવા તથા શ્રીમંત રહેવા સરજાયા હોય તેમની સ્થિતિના ન્યાયીપણા વિષે શંકા ઉઠાવી જ શકાય નહિ.

દાર્શનિક–રાજ્યપ્રકરણી બચાવ એમ રજુ કરતો કે: રાજ્ય તથા તેની બધી સંસ્થાઓ અને મનુષ્યના અધિકાર તથા સંપત્તિ પ્રમાણે પડેલા તેના વર્ગો, એ બધું સમાજશરીરમાં રહેલા ચૈતન્યના યોગ્ય આવિર્ભાવ માટે જરૂરી એવી ઇતિહાસ-મૂર્તિ છે. એટલે રાજ્યમાં અથવા સમાજમાં પોતાના અધિકાર તથા સંપત્તિને લીધે માણસ જે પ્રતિષ્ઠા ભોગવે છે તે માનવ-સમાજના વિકાસ માટે જરૂરનું છે.

વૈજ્ઞાનિક સિદ્ધાન્ત કહે છે: "એ બધું તો અર્થહીન અને વહેમથી ભરેલું છે. એક સિદ્ધાન્ત, દુનિયામાં ધર્મશાસ્ત્રનો યુગ પ્રવર્તતો હતો તે વખતના વિચારનું ફળ છે અને બીજો ફિલસૂફીના યુગનું ફળ છે. સમાજશરીરના નિયમોના અભ્યાસની નિર્વિવાદ પદ્ધતિ તો એક જ છે — પ્રયોગ ઉપર ચાલનારા, બુદ્ધિગમ્ય, ભૌતિક વિજ્ઞાનની. સમાજશાસ્ત્ર એ જીવશાસ્ત્ર ઉપર રચાયલું છે અને તે વળી બીજાં અનુભવગમ્ય શાસ્ત્રો ઉપર રચાયલું છે. એટલે એ સમાજશાસ્ત્ર વિના બીજું કોઇ શાસ્ત્ર સમાજશરીરના નિયમો આપી શકે નહિ. જનતા અથવા માનવ-સમાજો એ સંપૂર્ણ ઘડાયલાં અથવા ઘડાવાની દશામાં એવાં વિરાટ શરીરો છે. જીવસૃષ્ટિના વિકાસના સઘળા નિયમો તેમને લાગુ પડે છે. અંગીનાં જુદાં જુદાં અંગો વચ્ચે પોતપોતાના નિયત કાર્યની વહેંચણી એ તેનો એક મોટામાં મોટો નિયમ છે. સમાજમાં કેટલાક માણસો હુકમ ચલાવે છે અને કેટલાક હુકમ ઉઠાવે છે; કેટલાક માણસો લીલા લહેરમાં રહે છે અને કેટલાકને ખાવાના પણ વાખા પડે છે. આ બધું કાંઇ ઇશ્વરેચ્છાથી નથી થતું. અથવા, રાજ્ય એ વ્યક્તિના વિકાસનું મૂર્ત સ્વરૂપ છે તેથી પણ નથી થતું. પરંતુ જીવસૃષ્ટિમાં બને છે તેમ સમાજશરીરોમાં પણ આખા અંગના જીવનને અર્થે આવશ્યક એવો શ્રમવિભાગ પ્રવર્તે છે, તેથી એમ થાય છે. સમાજોમાં કેટલાક માણસો શારીરિક કામ કરે છે, ત્યારે કેટલાક બુદ્ધિનાં કામ કરે છે."

આપણા જમાનામાં ચાલતો બચાવ આ સિદ્ધાન્ત ઉપર રચાયલો છે.

૨૯

ઈશુ ખ્રિસ્તે નવો ધર્મ ઉપદેશ્યો અને તે બાઇબલમાં લખાયો. આ ઉપદેશ ઉપર જબરદસ્તી થઇ અને તેનો અસ્વીકાર થયો. આદિ મનુષ્ય અને આદિ ફિરસ્તાના અધઃ-પાતની વાત લોકોએ શોધી કાઢી અને આ શોધ ઇશુના શિક્ષણ તરીકે મનાઇ. આ શોધ નકામી અને પાયા વિનાની છે. પરંતુ તેમાંથી અનિવાર્ય નિર્ણય એવો નીકળે છે કે માણસ ખરાબ રીતે રહી શકે અને તે છતાં ઇશુના સિદ્ધાંત પ્રમાણે તે પોતાનો બચાવ કરી શકે. આ નિર્ણય, જેમને કશો પુરુષાર્થ કરવો નથી એવા નિર્બળ મનુષ્યોને એવો અનુકૂળ પડી જાય છે કે આ શોધ સત્ય તરીકે, એક દૈવી અથવા ઇશ્વરોક્ત સત્ય તરીકે ઝટ સ્વીકારી લેવાય છે. જો કે જે ઇશ્વરોક્ત વાણી કહેવાય છે તેમાં તો ક્યાંયે આ સંબંધી નિર્દેશ નથી. આ શોધ વિદ્વાન ધર્મશાસ્ત્રીઓની હજાર વર્ષની મહેનતના પાયારૂપ બની અને તેના ઉપર તેઓએ પોતાના સિદ્ધાન્તો રચ્યા.

વિદ્વાન ધર્મશાસ્ત્રીઓમાં અનેક પંથો પડી ગયા. તેઓ એક બીજાએ રચેલા સિદ્ધાન્તોનો ઇનકાર કરવા લાગ્યા. તેમને પોતાને પણ લાગ્યું કે તેઓ પોતે વધારે ને વધારે ગુંચવાતા જાય છે તથા પોતે કહે છે તે પોતે જ સમજી શકતા નથી. પરંતુ લોકો તો પોતાને અનુકૂળ સિદ્ધાન્તોનું સમર્થન તેમની પાસે માગવા લાગ્યા. એટલે ધર્મશાસ્ત્રીઓએ પોતે બધું સમજે છે એવો તથા જે કહે છે તે માને છે એવો ઢોંગ કરવા માંડ્યો, અને ઉપદેશ આપવાનું ચાલુ રાખ્યું. પરંતુ સમય જતાં બધી દલીલો નકામી જણાઇ. લોકો તો ધર્માધ્યક્ષોની પવિત્ર ગુહાઓમાં તપાસ કરવા લાગ્યા અને અજાયબી સાથે તેમને જણાયું કે ધર્માધ્યક્ષોની અગમ્ય વાતોમાં જે દિવ્ય અને નિઃશંક સત્ય તેમને દેખાતાં હતાં તેને બદલે ત્યાં તો હડહડતી છેતરપિંડી સિવાય બીજું કશું ન હતું. પોતાની અંધતાની જ તેમને નવાઈ લાગી.

આવું જ ફિલસુફીનું બન્યું. કૉન્ફયુશ્યસ[1] સૉક્રેટિસ[2] કે એપીક્ટેટસ[3] જેવાની ફિલસુફીની હું વાત કરતો નથી. હું તો નવરા શ્રીમંત લોકોની વાસનાઓને પંપાળનારી અને પોષનારી, પંડિત લોકોની ફિલસુફીની વાત કરૂં છું.

થોડા જ સમય ઉપર વિદ્વાન લોકોની દુનિયામાં ચૈતન્ય-વાદની ફિલસુફી રાજ્ય કરતી હતી. એ ફિલસુફી પ્રમાણે એવું લાગતું કે દુનિયામાં જે વસ્તુસ્થિતિ છે તે બધી યથાર્થ જ છે. સારૂં નરસું એવું કશું નથી. માણસે પાપ સાથે લડવાનું નથી, માત્ર પોતાના આત્માને વ્યક્ત કરવાનો છે — પછી કોઇ લડાઇના ક્ષેત્રમાં કરે, કોઇ અદાલતમાં કરે તો કોઇ વાયોલિન જેવા વાદ્ય ઉપર કરે.

મનુષ્યનું જ્ઞાન વિવિધ રીતે પ્રગટ થયું છે. એ બધા આવિર્ભાવોનો ઓગણીસમી સદીના માણસોને પરિચય છે. લોકો રૂશોને[4] અને પૅસ્કલને,[5] લેસિંગને[6] અને સ્પિનોઝાને[7] અને પ્રાચીન કાળના બધા જ્ઞાનીઓને ઓળખે છે. છતાં કોઇનું જ્ઞાન જનતામાં સોંસરૂં ઉતરી ગયું નથી. હેગલની ફિલસુફીની ફતેહનું કારણ તેના સિદ્ધાંતોની સંવાદિતા હતું એમ પણ નહિ કહી શકાય. એવા તો સંવાદિ સિદ્ધાંતો ફિકટ[8] અને શૉપનહાર[9] જેવા ઘણાના પ્રગટ થયા છે. હેગલની ફિલસુફી આખી દુનિયામાં થોડા સમયને માટે સર્વમાન્ય થઇ પડી તેનું એક જ કારણ છે. મનુષ્યના પતન અને પુનરુદ્ધારના સિદ્ધાંતની ફતેહના કારણની માફક આ ફિલસુફીની ફતેહનું કારણ પણ એ જ છે કે એ ફિલસુફીના સિદ્ધાંતોમાંથી જે નિર્ણયો નીકળ્યા તેણે મનુષ્યની નિર્બળતાને પોષી. એમ કહેવામાં આવ્યું કે છે તે બધું યથાર્થ છે, બધું જ સારૂં છે, કોઈ પણ વસ્તુને માટે કોઇનો પણ વાંક કાઢી શકાય તેમ નથી. અને જેમ પુનરુદ્ધારના સિદ્ધાંતને લઇને ધર્મશાસ્ત્રીઓએ કર્યું તેમ હેગલના પાયા ઉપર ફિલસુફોએ મોટા બેબલનો[10] ટાવર રચ્યો (અને હજી જે થોડા લોકો જમાનાની પાછળ છે તેઓ તો તેની ઉપર બેઠા જ છે) અને પહેલાં બન્યું હતું તેમજ તેમની ભાષામાં ગોટાળો થઇ ગયો. પોતાનું બોલ્યું પોતે જ ન સમજ્યા. પોતાનું ઘર સાફ કર્યા વિના લોકો આગળ પોતાની સત્તા ટકાવવાનો તેઓ કાળજીપૂર્વક પ્રયત્ન કરવા લાગ્યા. લોકો તો તેમને જે અનુકૂળ હતું તેની પુષ્ટિ અથવા મંજુરી તેમની પાસે માગવા લાગ્યા અને એવું માનવા લાગ્યા કે પોતાને જે અગમ્ય અને પરસ્પરવિરોધી

લાગતું હતું તે ફિલસુફીના શિખર ઉપર તો દીવા જેવું ચોખ્ખું હોવું જોઇએ. પરંતુ સમય જતાં આ સિદ્ધાંત પણ જીર્ણ થઇ ગયો અને તેને સ્થાને નવો સિદ્ધાંત આવ્યો. જૂનો સિદ્ધાંત નકામો થઇ ગયો. તેના આચાર્યોની ગેબી ગુહાઓમાં લોકોએ ડોકિયાં કરીને જોયું તો તે ઢાંલીઢમ દેખાયાં. અગમ્ય અને અર્થહીન શબ્દો વિના ત્યાં તો બીજું કશું ન હતું. આ બધું મારી સાંભરમાં બનેલું છે.

મારા બાલ્યકાળમાં હેગલના સિદ્ધાંતો ઉપર બધું ચણતર ચાલતું હતું. વાતાવરણમાં બસ એ જ. વર્તમાનપત્રોમાં, સામયિકપત્રોના લેખોમાં, નવલકથાઓમાં, નિબંધોમાં, કળામાં, ઇતિહાસમાં, ધર્મોપદેશોમાં અને વાર્તાવિનોદોમાં બસ હેગલ જ. હેગલ સંબંધી જે જાણતો ન હોય તેને બોલવાનો હક જ નહિ. જેને સત્ય જાણવું હોય તે હેગલનો અભ્યાસ કરે. બધી વસ્તુઓ તેના ઉપર અવલંબેલી. આમ ચાળીસ વરસ વહી ગયાં અને આજે એમાંનું કાંઇ રહ્યું નથી. એનું કોઇ નામ પણ લેતું નથી. જાણે કે કોઇ દિવસ તે થઈ જ ન ગયો હોય. અને વધારે અજબ તો એ છે કે પાખંડ—ખ્રિસ્તી સંપ્રદાયની માફક હેગલની ફિલસુફીનો પણ પાત થયો. કોઇએ તેને ઉથલાવી પાડી તેથી નહિ — ના, એમ તો જેવી હતી તેવી આજે પણ એ રહી,— પરંતુ તેનો પાત થવાનું કારણ તો એ હતું કે વિદ્વાન અને સંસ્કારી દુનિયાને તેનો કશો ખપ ન હતો એવું એકદમ સિદ્ધ થયું.

આજે આપણે કોઇ આધુનિક સંસ્કારી માણસ આગળ ક્રિસ્તાના તથા બાવા આદમના અધઃપતન સંબંધી અને પુનરુદ્ધાર સંબંધી વાત કરીએ તો તે બાબત કશી દલીલ

કરવાની કે તેનો અન્યાય સિદ્ધ કરવાની તે પરવા પણ નહિ કરે. માત્ર ગુંચવાઇને પૂછશે કે, કયો ફિરસ્તો? આવા આદમ શા માટે? કયો પુનરુદ્ધાર? મારે તેનું શું કામ છે? હેગલની ફિલસુફીનું પણ આમ જ બન્યું છે. આધુનિક માણસ તે બાબત કશી તકરાર જ નહિ ઉઠાવે. તેને તો ફક્ત આશ્ચર્ય જ લાગશે. કયું ચેતન? તે ક્યાંથી આવ્યું? તેનો આવિર્ભાવ શા માટે થાય છે? મારે અને એ વાતને શી નીસબત?

આજના વિદ્વાન માણસો તો કહેશે કે, હા એ તો બધું ધર્મશાસ્ત્રના અને દર્શનશાસ્ત્રના યુગોની ભ્રમણાઓને લીધે હતું. આજે તો આપણી પાસે બુદ્ધિગમ્ય, ભૌતિક વિજ્ઞાન છે. નિરીક્ષણ તથા અનુભવ ઉપર તે રચાયલું હોઇ તેનાથી છેતરાવાનો સંભવ નથી. આજે પહેલાંની માફક આપણું જ્ઞાન ડગઢગિયું નથી. મનુષ્યજાતના બધા પ્રશ્નોનો ઉકેલ આ વિજ્ઞાનના માર્ગથી લાવી શકાય તેમ છે.

પરંતુ શાસ્ત્રીપુરાણીઓ પણ બરાબર એમ જ કહેતા. તે બધા કાંઇ મૂર્ખ ન હતા. તે લોકોમાં પણ ભારે બુદ્ધિશક્તિવાળા કેટલાક હતા તે આપણે જાણીએ છીએ. અને મારી સાંભરમાં હેગલના પંથના પણ બરાબર એવું જ કહેતા અને કહેવાતા સંસ્કારી લોકોનો સમૂહ તે બધું એટલી જ શ્રદ્ધાથી અને વિશ્વાસથી માનતો તથા સ્વીકારતો. અને આપણા હરઝેન, સ્ટાન્કેવિચ અને બાયલિન્સ્કિ કાંઇ મૂરખા ન હતા. ત્યારે આ કૌતુક બન્યું શી રીતે કે હોશિયાર માણસોએ આવા બિનપાયાદાર અને નકામા સિદ્ધાંતોનો આટલી દઢતાપૂર્વક ઉપદેશ કર્યો અને લોકો તેનાથી આટલા અંજાઇ ગયા? એનું કારણ

એક જ છે. આ સિદ્ધાંતોથી લોકોને પોતાના ખરાબ જીવન માટે પરવાનો મળતો હતો.

બુદ્ધિગમ્ય, ભૌતિક વિજ્ઞાનવાળા માણસોના આત્મ-વિશ્વાસનું તથા લોકોના તેનાથી અંજાઇ જવાનું કારણ પણ એ જ નથી શું? પ્રથમ વિચારે એ બહુ વિચિત્ર લાગે છે કે વિકાસવાદ (ધર્મશાસ્ત્રીઓના પુનરુદ્ધારના સિદ્ધાન્ત પ્રમાણે સામાન્ય લોકો આ આખા નવા સિદ્ધાન્તને આ નામ આપે છે) થી લોકોની અપ્રામાણિકતાનો બચાવ શી રીતે થતો હશે? વૈજ્ઞાનિક સિદ્ધાન્તને તો કેવળ હકીકત સાથે સંબંધ છે અને હકીકત સિવાય બીજી કશી વાતનો તેમાં વિચાર આવતો જ નથી.

પરંતુ એ કેવળ આભાસ છે. ધર્મશાસ્ત્રના સિદ્ધાન્તોની બાબતમાં પણ એમ જ લાગતું. ધર્મશાસ્ત્રને પોતાના સ્થાપિત મતો સાથે સંબંધ રહ્યો; લોકોના જીવન સાથે તેને શી લેવા દેવા? દર્શનશાસ્ત્રની બાબતમાં પણ એમ જ લાગતું. ઇન્દ્રિયા-તીત વિષયો વિષે તર્કો એ તેનો વિષય.

પરંતુ એ પણ આભાસ જ હતો. એમ તો હેગલની ફિલસુફીની બાબતમાં તથા ખાસ કરીને માલ્થસના સિદ્ધાન્તની બાબતમાં પણ એમ જ લાગતું.

એમ લાગતું કે હેગલની ફિલસુફી પોતાની તાર્કિક રચના-ઓમાં મશગુલ છે. એને લોકોના જીવન સાથે કશો સંબંધ નથી. માલ્થસના સિદ્ધાન્તની બાબતમાં પણ એમ જ લાગતું કે આંકડાના આધાર ઉપરની હકીકતો તે ચર્ચે છે. પણ એ માત્ર ભાસ જ છે.

આધુનિક વિજ્ઞાન તો હકીકતોની શોધ કરે છે. પણ કઈ હકીકતોની? શા માટે આવી જ હકીકતોની અને બીજી હકીકતોની નહિ?

આધુનિક વૈજ્ઞાનિકોને બહુ જ ગાંભીર્ય અને દઢતા સાથે એવું કહેવાનો શોખ છે કે અમે હકીકતો સિવાય બીજી કશાની શોધખોળ કરતા જ નથી. બહુ ભારે શબ્દો કહી નાંખ્યા!

હકીકત સિવાય બીજા કશાની શોધખોળ કરવી એ અશક્ય છે. કારણ આપણે જેની શોધખોળ કરીએ એવી હકીકતો અનંત છે. હકીકતોની શોધ કરતા પહેલાં કોઇ એવો સિદ્ધાન્ત રાખવો જરૂરી હોય છે, જેને આધારે અનંત હકીકતોમાંથી અમુક અમુક હકીકતો જ પસંદ કરવામાં આવે. આ સિદ્ધાન્ત અસ્તિત્વમાં છે અને બહુ ચોકકસ સ્વરૂપમાં વ્યક્ત પણ થએલો છે. જો કે ઘણા આધુનિક વૈજ્ઞાનિકો તેની અવગણના કરે છે, એટલે કે, તે જાણવા માગતા નથી, અથવા સાચે જ જાણતા નથી, અથવા જાણતા નથી એવો ડોળ કરે છે. આજ સુધી અમલમાં આવેલા અને લોકોને દોરનારા બધા પન્થો — ધર્મશાસ્ત્રના અને દર્શન શાસ્ત્રના — ની બાબતમાં પણ આવું જ બન્યું છે.

દરેક પન્થના મંડાણમાં અમુક સિદ્ધાન્ત હોય છે અને કહેવાતા વિદ્વાન માણસો મૂળ આધાર ઉપરથી, ઘણીવાર તો ને બાબત કાંઇ સમજ્યા કે જાણ્યા વિના, બીજાં અનુમાનો શોધી કાઢે છે. પરંતુ દરેકમાં અમુક મૂળભૂત સિદ્ધાન્ત તો હોય છે જ. એ જ પ્રમાણે આધુનિક વૈજ્ઞાનિકો પણ અમુક

ચોક્કસ સિદ્ધાન્તને આધારે પોતાની હકીકતો પસંદ કરે છે. કોઇ વાર એ સિદ્ધાંત પોતે જાણતા હોય છે, કોઇ વાર એ જાણવા તેઓ ઇચ્છતા નથી હોતા, કોઇ વાર સાચે જ જાણતા નથી હોતા. પરંતુ તે સિદ્ધાંત અસ્તિત્વમાં તો હોય છે જ.

આ સિદ્ધાંત આ પ્રમાણે છેઃ આખો માનવસમાજ એક વિરાટ શરીર છે. મનુષ્યો એ શરીરનાં અણુઓ છે. આખા શરીરને અર્થે એ દરેક અણુનું વિશિષ્ટ કાર્ય રહેલું હોય છે.

જેમ કોઇ પણ શરીરના બધા અણુઓ, આખા શરીરના જીવનસંગ્રામને અર્થે પોતપોતામાં કાર્યની વહેંચણી કરી લે છે, જરૂર પડે તો એક અંગને નિર્બળ થવા દઇ, બીજાને બળ આપે છે અને આખા શરીરને સારી રીતે પોષણ આપવાને અર્થે બધા અણુઓ એક અંગ બનીને અંગીનું કામ કરે છે; કીડીઓ તથા મધમાખ જેવા સામાજિક જંતુઓમાં જૂદી જૂદી વ્યક્તિઓ જેમ જૂદાં જૂદાં કામ વહેંચી લે છે — રાણી હોય છે તે ઇંડાં મૂકે છે, નર તેને ગર્ભાધાન કરે છે અને બીજી માખીઓ આખા સમાજના નિર્વાહને માટે મહેનત કરે છે — તે જ પ્રમાણે જનતામાં અને માનવસમાજોમાં જૂદાં જૂદાં અંગો પોતપોતાના કાર્ય પરત્વે ભિન્ન હોઇ આ અંગીને પોષવામાં એક અંગ બને છે.

એટલે માનવજીવનના નિયમો શોધી કાઢવા માટે જીવ-સૃષ્ટિના જીવનના અને વિકાસના નિયમોનો અભ્યાસ કરવાની જરૂર છે. જીવસૃષ્ટિના જીવનમાં તથા વિકાસમાં આપણને નીચેના નિયમો જડે છેઃ એક નિયમ તો એ કે દરેક ઘટના

પાછળ તેનાં તાત્કાળિક પરિણામો કરતાં કાંઇક વિશેષ રહેલું હોય છે. બીજો નિયમ એ કે સામ્ય લાંબો કાળ ટકી શકતું નથી. અને તે ઉપાયે સામ્ય આણ્યું હોય તો પણ તેમાંથી વિષમતા પેદા થયા વિના ન રહે. ત્રીજો નિયમ વિજાતીય અને સજાતીયને લગતો છે. એ પ્રમાણે ઘણા નિયમો છે. આ બધું આમ નિર્દોષ દેખાય છે, પરંતુ હકીકતોની આ બધી શોધ ઉપરથી તમે અનુમાનો કાઢશો એટલે ખબર પડશે કે આ હકીકતો આપણને ક્યાં લઇ જાય છે. આ હકીકતોનો અર્થ એ છે કે જનતા અથવા માનવસમાજને આપણે એક શરીર માનવું. સમાજમાં જે શ્રમવિભાગ ચાલે છે તે શારીર-ધર્મ છે એટલે કે સ્વાભાવિક છે. વળી માનવસમાજોમાં તો ઘણાયે જુલમ અને અન્યાય દેખાય છે, પરંતુ એ ઘટનાઓને જુલમ અને અન્યાય ન ગણવા, પરંતુ એને શ્રમવિભાગના મહાન નિયમને પુષ્ટિ આપનારી સિદ્ધ હકીકતો ગણવી.

ચૈતન્યવાદે પણ અન્યાય અને જુલમનો બચાવ કર્યો છે. પરંતુ એ તો ફિલસૂફીની વાત રહી એટલે તેમાં ભૂલ હોવાનો સંભવ. પરંતુ વિજ્ઞાન પ્રમાણે તો અન્યાય અને જુલમ વૈજ્ઞાનિક થયા એટલે તે વિષે શંકા ઉઠાવી શકાય જ નહિ.

આટલો સુંદર સિદ્ધાંત સ્વીકારવાની કોણ ના પાડે? માનવસમાજને પણ હું અવલોકનનો એક વિષય ગણું એટલે ભૂખે મરતા લોકોની મજૂરીનો લાભ હું મોજથી લઇ શકું. પછી નટ, નર્તક, વકીલ, દાક્તર, ફિલસૂફ અથવા પરમાણુના સ્વરૂપના શોધક તરીકેની મારી પ્રવૃત્તિને, સમાજશરીરના એક

અવયવનું વિશિષ્ટ માનીને હું આશ્વાસન મેળવું. એટલે જેમ શરીરના બીજા અવયવોની મજૂરીનો લાભ લેવાના મગજના હક વિષે કોઇ શંકા ઉઠાવતું નથી, તેમ હું પણ મને ગમે તે કાર્ય કરું, છતાં બીજાની મજૂરીનો લાભ લેવાના મારા હક વિષે કોઇ શંકા ઉઠાવી શકે નહિ.

આટલો બધો વ્યવહારિક સિદ્ધાંત માન્યા વિના કેમ ચાલે? પછી આપણા અંતરાત્માને ખીસામાં મૂકીને, સંપૂર્ણ રીતે સ્વચ્છંદી પશુજીવન ગાળીએ અને તેને માટે આધુનિક વિજ્ઞાનનો અચળ આધાર બતાવીએ! આ નવા સિદ્ધાંતથી લોકોની આળસ અને લોકોના જુલમનો આજે બચાવ કરવામાં આવે છે!

## ટીપ્પણ

૧. કૅાન્ફ્યુશ્યસ—( ઈ. સ. પૂ. ૫૫૦-૪૭૮ ) ચીનના પ્રાચીન ધર્મના ઇતિહાસમાં કૉન્ફ્યૂશ્યસનું નામ સૌથી મોટું છે. બાવીસ વર્ષની ઉમરેથી તેણે ચીનના ઉદ્ધારક અને ઉપદેષ્ટા તરીકે જીવન શરૂ કર્યું. રાજ્યકારભારની લાલસા તેને ન હતી, છતાં પોતાનો ઉપદેશ યથાર્થ છે તે બતાવવા રાજ્યના અધિકારમાં દાખલ થઇ તેણે પ્રજાનું કલ્યાણ કરી બતાવ્યું. તેણે પોતાના ઉપદેશથી ચીનમાં નવું ચૈતન્ય દાખલ કર્યું. જેવું પોતાનું તેવું જ પારકું સમજવું, કહેવા કરતાં કરી બતાવવું, સદાચાર પાળવો અને માબાપની ભક્તિ કરવી એ તેના ઉપદેશનો સાર હતો.

૨. સૅાક્રેટિસ—જુઓ ટીપ્પણ, પ્રકરણ ૨૨.

૩. એપીક્ટેટસ—ગ્રીસ દેશના ઇન્દ્રિયદમનને બહુ જ મહત્ત્વ આપનારા ફિલસુફીના પંથમાંનો એક મહાન્ તત્ત્વવેત્તા. ઇસ્વીના પહેલા સૈકામાં તે થઈ ગયો. નીતિના ઉપદેષ્ટા તરીકે તેની પ્રતિષ્ઠા બહુ ભારે હતી અને સમાજમાં તેની અસર પણ બહુ પડતી.

૪. રૂસો—( ૧૭૧૨-૧૭૭૮ ) જીનેવા શહેરમાં તે જન્મ્યો હતો અને ૧૭૪૫થી પૅરિસમાં જઇને રહેલો. સામાજિક પ્રશ્નોનો તેણે બહુ ઉંડો અભ્યાસ કર્યો હતો. તેના લેખો ચાલતી રૂઢિથી એટલા બધા વિરુદ્ધ હતા અને સામાજિક બંધનોને એટલા બધા વખોડી કાઢનારા હતા કે જૂના વિચારના લોકોનો ખોફ તેના ઉપર ઉતરી પડયો અને થોડા વખતને માટે તેને ફ્રાન્સ છોડવાની જરૂર

પડી. ફ્રાન્સને તેણે નવા વિચારો આપ્યા. રાજ્યતંત્ર તથા સમાજ-વ્યવસ્થા વિષે તેણે જે વિચારો ફેલાવ્યા તેને પરિણામે ફ્રાન્સનો મહાન વિપ્લવ થયો એમ કહેવાય છે.

૫. **પૅસ્કલ**—( ૧૬૨૩-૧૬૬૨ ) પ્રખ્યાત ફ્રેન્ચ તત્ત્વવેત્તા થઇ ગયો. તે બહુ જબરો ગણિતશાસ્ત્રી હતો અને ગણિતના પ્રદેશમાં તેણે બહુ ભારે શોધો કરી છે.

૬. **લેસિંગ**—( ૧૭૨૯-૧૭૮૧ ) પ્રખ્યાત જર્મન નાટકકાર અને સાહિત્યવિવેચક.

૭. **સ્પિનોઝા**—( ૧૬૩૨-૧૬૭૭ ) અર્વાચીન કાળનો મહાન અદ્વૈતવાદી તત્ત્વવેત્તા. હૉલેન્ડના મુખ્ય શહેર આમસ્ટરડૅમમાં તેનો જન્મ થયો હતો. યાહુદી સંપ્રદાયની વિરુદ્ધ દાર્શનિક મત પ્રતિ-પાદન કરવા બદલ તેને દેશનિકાલની સજા થઇ હતી. ઇશ્વર વિશ્વનું કારણ છે અને વિશ્વરૂપ છે અને પૌરુષવાદ ( Free Will ) જેવું કાંઇ છે નહિ એવો તેનો મત હતો.

૮. **ફ્રિકટે**—( ૧૭૬૨-૧૮૧૪ ) બર્લિન વિદ્યાપીઠમાં દર્શન-શાસ્ત્રનો અધ્યાપક હતો. પોતાના સમયના વિચારો ઉપર તેની ભારે અસર હતી. તે વિષયાભાવવાદી ફિલસુફી (Idealist Philosophy) એટલે કે જે પદાર્થો ઇન્દ્રિયગોચર થાય છે તેની સત્તા નહિ સ્વીકારતાં તે પદાર્થ વિષેની કલ્પના સત્ય છે એવું પ્રતિપાદન કરનારો મત — તેમાં માનનારો હતો.

૯. **શૉપનહાર**—( ૧૭૮૮-૧૮૬૦ ) પ્રખ્યાત જર્મન ફિલસુફ. જનકલ્યાણને તે પાર્થિવ વસ્તુ માને છે અને માણસના મનમાં તે ઉદ્દેશ ગૌણ હોવો જોઇએ. પોતાના આત્માના સંપૂર્ણ સાક્ષાત્કારની આડે જનકલ્યાણના વિચારને કદી આવવા દેવો જોઇએ નહિ. અલબત્ત પ્રાણીમાત્રની સેવા કરવી એ માણસની ફરજ છે ખરી; પરંતુ તેનું અંતિમ ધ્યેય તો આ દુનિયાનાં સુખદુઃખની પાર જઇ શાન્તિમય નિર્વાણ સાધવા તરફ હોવું જોઇએ. આ તેના ઉપદેશનો સાર કહી શકાય.

૧૦. બેબીલોનના ટાવરની હકીકત બાઇબલમાં 'જેનેસિસ પ્રકરણ ૧૧ માં આ પ્રમાણે છે:

૧. અને આખી પૃથ્વી ઉપર એક જ ભાષા અને એક જ બોલી હતી.

૨. પૂર્વ તરફથી તેઓ આવતા હતા તેવામાં એવું બન્યું કે શિનારમાં એક મોટું મેદાન તેમના જોવામાં આવ્યું અને તેઓ ત્યાં જ રહી પડયા.

૩. અને તેઓ એકબીજાને કહેવા લાગ્યા, ચાલો આપણે ઈંટો પાડીએ અને બરાબર પકવીએ. પત્થરને બદલે તેમણે ઈંટો વાપરી અને ચુનાને બદલે ચીકણી માટી વાપરી.

૪. પછી તેમણે કહ્યું, ચાલો આપણે શહેર વસાવીએ અને ટાવર બાંધીએ, જેનું શિખર આકાશને અડકે. અને આપણું નામ કાયમ કરીએ. કદાચ આખી પૃથ્વીના પડ ઉપર આપણે બધા વિખરાઈ પણ જઇએ.

૫. પછી ભગવાન માનવબાળોએ બાંધેલું શહેર તથા ટાવર જોવા નીચે આવ્યા.

૬. પછી ભગવાને કહ્યું લોકો તો એક જ છે, વળી તેમની ભાષા એક છે અને તેમણે આવું કામ આરંભ્યું છે. હવે તેમનું ધારેલું કરતાં કોઇ તેમને અટકાવી શકશે નહિ.

૭. એટલે ચાલ, મને નીચે જવા દે અને તેમની ભાષામાં ગોટાળો કરી નાંખવા દે એટલે તેઓ એકબીજાની બોલી સમજી શકે નહિ.

૮. પછી ભગવાને તેમને પૃથ્વીના પડ ઉપરથી છુટા પાડી નાંખ્યા અને તેઓએ શહેર બાંધવું છોડી દીધું.

૯. તેથી એ બાંધવા ધારેલા ટાવરનું નામ બૅબલ (= ગોટાળો) કહેવાય છે. કારણ ભગવાને પૃથ્વી ઉપરની ભાષામાં ગોટાળો કરી નાંખ્યો અને બધા લોકોને તે દિવસથી પૃથ્વી ઉપર છુટા છુટા વખેરી નાંખ્યા.

## ૩૦

આ નવો સિદ્ધાન્ત, હમણાં, પચાસ વરસ જ થયાં પ્રચારમાં આવ્યો છે. ફ્રેન્ચ પંડિત કૉંત તેનો મુખ્ય સંસ્થાપક છે. તે એક દાર્શનિક હોવા ઉપરાંત ધાર્મિક વૃત્તિનો માણસ હતો. શરીરશાસ્ત્રની નવી શોધો, કે માનવ સમાજો, આખી જનતા પણ, એક અખંડ વ્યક્તિ, એક વિરાટ શરીર છે અને માણસો તેનાં જુદાં જુદાં અંગોનાં સજીવ અણુઓ છે તથા તે પ્રત્યેકને આખા વિરાટ શરીરના પોષણને અર્થે તેનું વિશિષ્ટ કાર્ય કરવાનું હોય છે — તેની અસર નીચે તે હતો. આ વિચાર કૉંતને એટલો બધો ગમી ગયો કે તેના ઉપર તેણે એક દાર્શનિક સિદ્ધાન્ત રચવાનું શરૂ કર્યું અને આ સિદ્ધાન્તથી તે એટલો બધો દોરવાઇ ગયો કે માનવસમાજને એક વિરાટ શરીર માનવાની તેની આ નવી વાતમાં એક ક્ષુદ્ર સરખામણી સિવાય બીજું કશું ન હતું તેનું એને ભાન જ ન રહ્યું. આવી સરખામણી કલ્પિત વાર્તામાં ચાલે, પરંતુ વિજ્ઞાનના આધાર

તરીકે તે કશા કામમાં ન આવે. સામાન્ય રીતે બને છે તેમ તેણે પોતાની આ પ્રિય કલ્પનાને સ્વયંસિદ્ધ સત્ય ગણ્યું અને માની લીધું કે પોતાનો સિદ્ધાન્ત તો બહુ અડગ અને પ્રયોગ-સિદ્ધ આધાર ઉપર રચાયલો છે. તેના સિદ્ધાન્તમાંથી એવું ફલિત થયું કે માનવસમાજ એક વિરાટ શરીર છે, માટે માણસ શું છે અને દુનિયા સાથે તેનો સંબંધ કેવો હોવો જોઈએ તે સંબંધી જ્ઞાન, આ શરીરના ગુણોના જ્ઞાન મારફત જ મળી શકે. આ ગુણો શોધી કાઢવાને માટે આપણે તિર્યક્ જીવ-સૃષ્ટિનું અવલોકન કરીએ અને તેમનાં જીવનમાંથી આપણાં અનુમાનો કાઢીએ.

એટલે પ્રથમ તો અનેક અવલોકનો દ્વારા અનુમાનો બાંધવાની પદ્ધતિ એ જ કૉંતના મત અનુસાર વિજ્ઞાનની સાચી પદ્ધતિ ગણાય. પ્રયોગોને આધારે રચાયલું હોય તે જ સાચું વિજ્ઞાન. માનવસમાજના કલ્પિત શરીરને વિષે અથવા સમાજ રૂપી અશરીરી પ્રાણીને વિષેનું નવું વિજ્ઞાન, તે જ તમામ વિજ્ઞાનનું અંતિમ ધ્યેય અને વિજ્ઞાન શિખરનો કળશ. આ નવું કલ્પિત વિજ્ઞાન તે સમાજશાસ્ત્ર. સામાન્ય રીતે વિજ્ઞાનના આવા ખ્યાલને લીધે પહેલાંનું તમામ જ્ઞાન ખોટું ગણાયું. મનુષ્યજાતિનો આખો ઇતિહાસ, મનુષ્યજાતિ વિષેના જ્ઞાનની દૃષ્ટિએ ત્રણ અથવા સાચી રીતે બે યુગમાં વહેંચી નાંખી શકાયઃ (૧) ધર્મશાસ્ત્રો અને દર્શનશાસ્ત્રોનો યુગ, જે દુનિયાના આરંભથી તે કૉંત સુધી ચાલ્યો; અને (૨) એક જ, સાચા, ઇન્દ્રિયગમ્ય વિજ્ઞાનનો આ વર્તમાન યુગ, જે કૉંતથી શરૂ થયો.

આ બધી વાત તો થઈ બહુ સુંદર. પરંતુ તેમાં એક ક્ષતિ હતી. આખી ઇમારત રેતી ઉપર જ, માનવસમાજ એક સજીવ શરીર છે એવા કપોલકલ્પિત મત ઉપર ચણાઇ હતી.

આ મત કપોલકલ્પિત છે, કારણ ત્રિ-આત્મક પરમાત્મા[1]નું અસ્તિત્વ અને એવાં ધર્મશાસ્ત્રનાં વચનોનું તથ્ય સ્વીકારવાનો આપણને જેમ થોડો જ હક છે, તેમજ માનવસમાજ, જે એક શરીર તરીકે અવલોકનનો વિષય બની શકે તેમ નથી, તેના વિરાટ શરીરનું અસ્તિત્વ સ્વીકારવાનો પણ આપણને થોડો જ અધિકાર છે.

આ મત ભૂલભરેલો છે, કારણ માનવસમાજના એટલે કે મનુષ્યોના ખ્યાલ સાથે આપણે જીવસૃષ્ટિની વ્યાખ્યાનો ખ્યાલ ભૂલથી જોડી દઈએ છીએ. જીવસૃષ્ટિનું જે આવશ્યક લક્ષણ, સંવેદના અને જાગૃતિ અથવા ભાનનું કેન્દ્ર હોવું, તે માનવસમાજમાં નથી. આપણે હાથીને અથવા નાના જંતુને જીવસૃષ્ટિ કહીએ છીએ કારણ આપણને પોતાને જે સંવેદના અને ભાનનો પરિચય છે તે જ જાતની સંવેદના અને ભાન આ પ્રાણીઓમાં પણ સાદૃશ્ય ઉપરથી આપણે માની લઇએ છીએ. પરંતુ માનવસમાજોમાં તથા મનુષ્યજાતિમાં આ આવશ્યક લક્ષણનો અભાવ હોય છે. એટલે માનવસમાજ અને સજીવ શરીર વચ્ચે આપણે બીજાં ગમે તેટલાં સમાન લક્ષણ જોઇએ, છતાં આ મુદ્દાના લક્ષણ વિના માનવસમાજને એક શરીર કહેવું તે ભૂલભરેલું છે.

પરંતુ આધિભૌતિકવાદનો આ આધારભૂત સિદ્ધાંત આટલો કપોલકલ્પિત અને ભૂલભરેલો હોવા છતાં, કહેવાતી

સંસ્કારી દુનિયાએ બહુ રાજીખુશીથી તેનો સ્વીકાર કર્યો, કારણ લોકોને એટલી બધી ઉપયોગી જણાતી ચાલુ વ્યવસ્થાનો તે બચાવ કરતો હતો તથા માનવસમાજમાં પ્રવર્તતી હિંસાનું કાયદેસરપણું તે સ્વીકારતો હતો. પરંતુ કૉંતના ગ્રંથોને વિષે એક અદ્‌ભુત બહુ ભારે બન્યું છે. તેના ગ્રંથોના બે વિભાગ પાડી શકાય. એક આધિભૌતિકવાદને અથવા ઇંદ્રિયગમ્ય દર્શનશાસ્ત્રને લગતા અને બીજા અનુભવગમ્ય સમાજશાસ્ત્રને લગતા. આમાંથી શિક્ષિત સમાજે, પહેલા ગ્રંથો, જે માનવસમાજોમાં ચાલી રહેલાં અનિષ્ટોનો નવા પ્રયોગસિદ્ધ સિદ્ધાંતો વડે બચાવ કરતા હતા તેનો સ્વીકાર કર્યો. પરંતુ બીજા ભાગમાં તો આખા માનવસમાજને એક શરીર માનવાને પરિણામે જનકલ્યાણ કરવાની જે નૈતિક જવાબદારી સમાજના અંગ તરીકે દરેક મનુષ્ય ઉપર આવે છે તેનું વિવેચન છે. તે બધું અગત્ય વિનાનું, નિર્માલ્ય અને અશાસ્ત્રીય ગણાયું.

કૅન્ટના[2] બે ગ્રંથો વિષે પણ એવું જ બન્યું. શુદ્ધ બુદ્ધિની મીમાંસા અથવા જ્ઞાનશાસ્ત્ર ઉપરના ગ્રંથો વિદ્વાનોએ સત્કાર્યા. પરંતુ વાસનાત્મક બુદ્ધિની મીમાંસા અથવા નીતિશાસ્ત્ર ઉપરના તેના ગ્રંથો, જેમાં તેના નીતિના ઉપદેશનું બધું રહસ્ય આવે છે તેનો ઇન્કાર કર્યો. કૉંતના સિદ્ધાંતોમાંથી, પ્રચલિત અનિષ્ટની આળપંપાળ કરનારા જે સિદ્ધાંતો હતા-તેમને શાસ્ત્રીય ગણ્યા. પરંતુ લોકોએ સ્વીકારેલો તેનો આધિભૌતિકવાદ, કપોલકલ્પિત અને ભૂલભરેલા સિદ્ધાંતો ઉપર અવલંબિત હોઈ, આધારહીન અને અસ્થિર હતો. એટલે લાંબો કાળ તે ટકી શક્યો નહિ.

કહેવાતા વૈજ્ઞાનિકોની મિથ્યા કલ્પનાઓમાંથી વળી એક બીજો નવો સિદ્ધાંત નીકળ્યો. પહેલાંના જેટલો જ કપોલ-કલ્પિત અને ભૂલભરેલો. આ સિદ્ધાંત પ્રમાણે સજીવ પ્રાણીઓ એટલે કે જીવસૃષ્ટિ, એકબીજામાંથી ઉત્પન્ન થઇ છે. એક જીવ બીજા એકમાંથી નહિ, પણ બીજા અનેકમાંથી. એટલે કે, બહુ જ લાંબે કાળે, આઠ દસ લાખ વરસે, કોઇ પ્રાણીએ, ઉદાહરણાર્થ, માછલી અથવા તો બતકે, કોઇ એક જ યોનિમાંથી બદલાતાં બદલાતાં પોતાની યોનિ પ્રાપ્ત કરી હોય, એટલું જ નહિ પણ એક જીવસૃષ્ટિ બીજાં ઘણાં પ્રાણીઓના સમૂહમાંથી રૂપાંતર પામીને પણ અમુક યોનિને પામી હોય. દાખલા તરીકે, મધમાખીઓના આખા સમૂહમાંથી એક પ્રાણી ઉત્પન્ન થાય. આ કપોલકલ્પિત અને ખોટો સિદ્ધાંત શિક્ષિત સમાજે ખૂબ રાજીખુશીથી માની લીધો. આ સિદ્ધાંત કપોલ-કલ્પિત છે, કારણ એક યોનિનું રૂપાંતર બીજી યોનિમાં શી રીતે થાય છે તે કોઇએ કદી જોયું નથી. એટલે વિવિધ યોનિઓની ઉત્પત્તિ વિષેની કલ્પના એ હમેશાં કલ્પના જ રહેવાની; એ પ્રયોગસિદ્ધ હકીકત નહિ બનવાની. વળી આ કલ્પના ખોટી છે, કારણ વિવિધ યોનિઓની ઉત્પત્તિ વિષેના પ્રશ્નનું નિરાકરણ એમ કહીને કરવું કે વંશાવતારના[3] તથા અનુકૂળશીલતાના[4] નિયમને અનુસરી અનંત કાળ દરમ્યાન વિવિધ યોનિઓ ઉત્પન્ન થઇ, એ બીલકુલ નિરાકરણ જ નથી, પરંતુ મૂળ પ્રશ્નનું જ નવા સ્વરૂપમાં પુનઃકથન છે.

યહુદી પયગમ્બર મુસાએ[5] આ પ્રશ્નનો જે ખુલાસો આપ્યો છે તે પ્રમાણે તો પ્રાણીયોનિઓની વિવિધતા ઇશ્વરની

ઇચ્છા અને અનંત શક્તિથી થઇ. મુસાના સિદ્ધાંતનો ઇનકાર કરે છે. વિકાસવાદ પ્રમાણે તો એમ ઠરે છે કે વંશાવતારની તથા આસપાસના સંજોગોની અનંતવિધ પરિસ્થિતિને લીધે અનંત કાળે પ્રાણીયોનિમાં આટલી બધી વિવિધતા ઉત્પન્ન થઇ. સાદી ભાષામાં કહીએ તો વિકાસવાદનો એવો અર્થ નીકળે છે કે અનંત કાળે, ગમે તે વસ્તુમાંથી ગમે તે વસ્તુ પેદા થઇ શકે.

પરંતુ આમ પ્રશ્નનો ઉત્તર નથી મળતો. એ જ પ્રશ્ન કેવળ જૂદા સ્વરૂપમાં મૂકવામાં આવે છે. ઈશ્વરની ઇચ્છાને બદલે અકસ્માત દાખલ કરવામાં આવે છે; અનંત વિશેષણ શક્તિ આગળથી ઉપાડી લઇને કાળને લગાડવામાં આવે છે. પરંતુ આ નવો સિદ્ધાંત, જેના આપખુદીપણામાં તથા ખોટાપણામાં ડાર્વિનના અનુયાયીઓએ ઘણો વધારો કરી મૂક્યો છે, તેને કૅાંતના પહેલા સિદ્ધાંતથી પુષ્ટિ મળી. એટલે એ આપણા જમાનાની વેદવાણી થઇ પડી. વિજ્ઞાનનો જ નહિ, પણ ઇતિહાસ, શબ્દશાસ્ત્ર તથા ધર્મનો પણ તે પાયો થઇ પડ્યો. વળી આ સિદ્ધાંતના સ્થાપક ડાર્વિને પોતે જ નિખાલસપણે કબૂલ કર્યું છે કે તેની કલ્પનાનો માલ્થસે ઉપયોગ કરી લીધો છે. જીવનકલહનો સિદ્ધાંત સર્વ સજીવ પ્રાણીઓ તથા મનુષ્યોને લાગુ પડે છે અને તમામ જીવ-સૃષ્ટિનો એ મૂળભૂત નિયમ છે એ વિચારનો તેણે પુરસ્કાર કર્યો. મજૂરી નહિ કરનારા એઠાખાઉ લોકોને પોતાના બચાવ માટે એ જ જોઇતું હતું.

આમ પોતાના પગ ઉપર ન ઉભી શકે એવા બે અસ્થિર સિદ્ધાન્તો એકબીજાને ટેકવીને ઉભા થયા અને તેમણે

સ્થિરતાનો દેખાવ ધારણ કર્યો. બન્ને સિદ્ધાન્તોમાંથી જે અર્થ નીકળતો હતો તે લોકોને બહુ જ રુચી ગયો. માનવસમાજોમાં જે અનિષ્ટ પ્રવર્તી રહ્યાં છે તેને માટે કોઇને દોષ દઇ શકાય તેમ નથી, અને પ્રચલિત વ્યવસ્થા હોવી જોઇએ તેવી છે એ, એ સિદ્ધાન્તનું તાત્પર્ય આ નવા સિદ્ધાન્તને લોકોએ પોતાને અનુકૂળ અર્થમાં, પૂર્ણ શ્રદ્ધા અને અપૂર્વ ઉત્સાહ સાથે વધાવી લીધો. આમ આ બે કપોલકલ્પિત અને ભૂલભરેલાં સૂત્રો, જેનો ધાર્મિક સિદ્ધાન્ત તરીકે સ્વીકાર કરવામાં આવ્યો તેના ઉપર આ નવા શાસ્ત્રીય સિદ્ધાન્તનો પાયો રચાયો.

ગુણમાં અને સ્વરૂપમાં આ નવો સિદ્ધાન્ત ખ્રિસ્તી સંપ્રદાયના સિદ્ધાન્ત સાથે અસાધારણ સામ્ય ધરાવે છે.

ગુણનું સામ્ય આ રીતે છેઃ બન્નેમાં સત્યને વિષે અસત્ય અને વિચિત્ર અર્થનું આરોપણ કરવામાં આવે છે અને આ અસત્ય અર્થને સંશોધનનો વિષય બનાવવામાં આવે છે.

ખ્રિસ્તી સંપ્રદાયના સિદ્ધાન્ત પ્રમાણે ઐતિહાસિક ઇશુ ખ્રિસ્તને ઇશ્વર માનવામાં આવે છે. આધિભૌતિકવાદના સિદ્ધાન્તમાં જીવસૃષ્ટિના તરંગી અર્થનું જીવતા માણસોને વિષે આરોપણ કરવામાં આવે છે.

સ્વરૂપમાં બે સિદ્ધાન્તો વચ્ચે સામ્ય આ પ્રમાણે દેખાય છે; બન્નેમાં અમુક વર્ગના માણસોએ જે અર્થ માની લીધો તે જ નિઃસંશય ખરો અને સાચો અર્થ છે એમ સ્વીકારી લેવાયું છે.

ખ્રિસ્તી સંપ્રદાયમાં બાઇબલનો પાદરીઓએ જે અર્થ કર્યો તે જ પવિત્ર અને સાચો માની લેવામાં આવ્યો. આધિભૌતિક વાદમાં પોતાને વૈજ્ઞાનિક ગણાવતા માણસોએ વિજ્ઞાનનો જે

અર્થ કર્યો તે નિર્વિવાદ અને સાચો ગણાયો. ખ્રિસ્તી સંપ્રદાયના અનુયાયીઓએ માન્યું કે ઈશ્વર સંબંધી સાચું જ્ઞાન ખ્રિસ્તી સંપ્રદાયની સ્થાપના થઈ ત્યારથી જ લોકોને થયું; ઈશ્વરને માનનારા પહેલાંના માણસોને કેવળ વિવેકની ખાતર તેઓએ ધાર્મિક ગણ્યા; તે જ પ્રમાણે આ વૈજ્ઞાનિકોએ માન્યું કે ખરા ભૌતિકશાસ્ત્રની શરૂઆત કૅંતથી જ થઈ. તે પહેલાં એરિસ્ટોટલ જેવા કોઈક ભૌતિકશાસ્ત્ર વિષે જાણતા, એવું તેઓ વિવેકની ખાતર જ સ્વીકારે છે. ખ્રિસ્તી સંપ્રદાયની માફક, ભૌતિકશાસ્ત્રવાદી પણ બીજા લોકોના જ્ઞાનને લેખામાં ગણતા નથી. પોતાના સિવાય બીજા બધાનું જ્ઞાન તેઓ ભૂલભરેલું ગણે છે.

બન્ને વચ્ચે સામ્ય આથીયે વિશેષ છે. મનુષ્યના અધઃપાતનો તથા ખ્રિસ્તના મરણથી તેના પુનરુદ્ધારનો પુરાણો સિદ્ધાંત ઈશુ એ ઈશ્વરનો અવતાર હોવા વિષેના તથા પરમાત્મા ત્રિ-આત્મિક હોવા વિષેના ખ્રિસ્તી સંપ્રદાયના મૂળભૂત સિદ્ધાંતની મદદમાં આવ્યો. અને તેને લીધે સંપ્રદાયના પહેલા સિદ્ધાંતને નવો અર્થ મળ્યો તથા આ બે સિદ્ધાંતો ઉપરથી લોકોમાં પ્રચલિત થએલો પાદરીઓનો સંપ્રદાય બંધાયો;— તે જ પ્રમાણે આપણા સમયમાં વિકાસવાદનો પુરાણો સિદ્ધાંત માનવસમાજ એક વિરાટ શરીર હોવા વિષેના કૅંતના મૂળભૂત સિદ્ધાંતની મદદમાં આવ્યો. તેને નવો અર્થ મળ્યો. અને એ બે સિદ્ધાંતોમાંથી લોકોમાં પ્રચલિત વૈજ્ઞાનિક સિદ્ધાંત બંધાયો.

બન્નેમાં જૂના સિદ્ધાંતના ટેકા માટે નવો સિદ્ધાંત આવશ્યક છે અને તેનો અર્થ મૂળભૂત સિદ્ધાંતની સાથે ઘટાવીએ ત્યારે જ બંધબેસતો આવે છે. ઈશુ ખ્રિસ્તને

ઈશ્વરનો અવતાર માનનારને જો ઇશ્વર શા માટે આ પૃથ્વી ઉપર અવતર્યો એ સમજાય નહિ અને સ્પષ્ટ ન થાય, તો પુનરુદ્ધારના સિદ્ધાંતમાંથી તેનો ખુલાસો મળી રહે છે.

માનવસમાજને એક શરીર માનનારને જો એ ન સમજાય કે આટલા બધા મનુષ્યોના સમુદાયને એક શરીર શા માટે ગણ્યું, તો વિકાસવાદમાંથી તેનો ખુલાસો મળી રહે છે.

અવતારની માન્યતાના સાચાપણા સામેનો વિરોધ શમાવવા પુનરુદ્ધારના સિદ્ધાંતની જરૂર પડે છે.

લોકોને ઉગારવાને માટે પરમેશ્વરે આ પૃથ્વી ઉપર અવતાર લીધો, પરંતુ લોકો તો ન ઉગર્યા — આ વિરોધી હકીકતનો મેળ શી રીતે બેસાડવો ? પુનરુદ્ધારનો સિદ્ધાંત કહે છે તમે પુનરુદ્ધારમાં માનો, તો તમે ઉગરી જ ગયા છો.

તે જ પ્રમાણે સમાજ એક શરીર છે એ સિદ્ધાંતના સાચાપણાનો વિરોધ શમાવવા વિકાસવાદનો સિદ્ધાંત આવશ્યક છે. માનવસમાજ એક શરીર હોવા છતાં આપણે જોઇએ છીએ કે શરીરનું અથવા જીવસૃષ્ટિનું પ્રથમ લક્ષણ તો તેમાં નથી. આનો મેળ શી રીતે બેસાડવો ? વિકાસવાદ કહે છેઃ માનવસમાજ તો ઘડાતું શરીર છે. તમે જો આ માનો તો માનવસમાજને એક શરીર માની શકો. જે માણસ ઇશુને અવતાર માનવાના તથા પરમાત્માને ત્રિ-આત્મક માનવાના વહેમથી મુક્ત હોય તેને પુનરુદ્ધારના સિદ્ધાંતનો અર્થ સમજાવો અશક્ય છે. ઇશુ એ પરમેશ્વર છે એ મૂળભૂત સિદ્ધાંત માનો તો જ પુનરુદ્ધારની વાત તમે સમજી શકો. તે જ પ્રમાણે જે લોકો આધિભૌતિકવાદના વહેમથી મુક્ત

હોય તેમને માટે વિકાસવાદના યોનિઓની ઉત્પત્તિના સિદ્ધાંતનો અર્થ અને હેતુ સમજવો અશક્ય છે. માનવસમાજ એક જીવસૃષ્ટિ છે એ મૂળભૂત સિદ્ધાંત તમે માનો તો જ આ અર્થ અને હેતુ તમને સ્પષ્ટ થાય.

ખ્રિસ્તી સંપ્રદાયના આધારભૂત એવા સ્થાપિત સિદ્ધાંતો છે, તેમાં જે માને તેને જ ધર્મશાસ્ત્રોની બધી ગુંચો સમજાય. તે જ પ્રમાણે જેનામાં શ્રદ્ધા હોય તેને જ આધુનિક પ્રખર વૈજ્ઞાનિકોનાં મગજ જેમાં ખુંચી ગયાં છે એવી સમાજશાસ્ત્રની ગુંચો સમજાય.

આ બે સિદ્ધાંતોમાં હજી એક વધારે સાદૃશ્ય છે. એક વાર જે સૂત્રો શ્રદ્ધાથી માની લેવામાં આવે છે અને જેને જેને વિષે વિશેષ સંશોધન કરવાપણું રહ્યું હોય એમ માનવામાં આવતું નથી, તેને આધારે બહુ વિચિત્ર સિદ્ધાંતો રચવામાં આવે છે. આ સિદ્ધાંતોના પ્રવર્તકો, સંપ્રદાયની બાબતમાં પોતાને પવિત્ર મનાવવાનો અને જ્ઞાનની બાબતમાં પોતાને શાસ્ત્રીય મનાવવાનો હક પચાવી બેઠા છે. એટલે તેઓ કદી ભૂલ કરી શકે એમ મનાય જ નહિ. પછી તેઓ કોઈ જાતના આધાર વિનાના, માની ન શકાય તેવા આપખુદ સિદ્ધાંતો રચે છે અને બહુ જ ગાંભીર્ય સાથે તથા આસ્થા-પૂર્વક તેનો ઉપદેશ કરે છે. જેઓ એમાંના કોઇ મુદ્દા ઉપર એકમત ન થાય તેઓ વિગતોની બાબતમાં એટલા જ ગાંભીર્ય સાથે તેમની સાથે ચર્ચામાં ઉતરે છે ખરા, પરંતુ મૂળભૂત સિદ્ધાંતો તો માને જ છે.

દાખલા તરીકે, આ સિદ્ધાંતનો એક મહાન સ્તંભ સ્પેન્સર[૬] પોતાનાં પૂર્વકાળનાં લખાણોમાં આ સિદ્ધાંતો આ

રીતે ચર્ચે છેઃ તે કહે છે, સમાજો અને જીવસૃષ્ટિઓ વચ્ચે સામ્ય નીચે પ્રમાણે છેઃ

(૧) નાના સમુદાયથી શરૂઆત કરી, ન દેખી શકાય તેવી રીતે મોટું સ્વરૂપ તેઓ ધારણ કરે છે. ઘણાં તો કદમાં એટલાં વધી જાય છે કે મૂળ કરતાં દસ હજાર ગણાં મોટાં થઈ જાય છે.

(૨) શરૂઆતમાં તેમની શરીરરચના એટલી બધી સાદી હોય છે કે તેમાં કશી રચના જ નથી એ માની શકાય. પરંતુ વખત જતાં તેમનો વિકાસ થાય છે અને સતત વધતી જતી જટિલ રચના તેઓ પ્રાપ્ત કરે છે.

(૩) શરૂઆતમાં તેમના અવિકસિત કાળમાં, તેમના અણુઓ વચ્ચે પરસ્પર ભાગ્યે જ કશો સંબંધ હોય એમ જણાય છે. પરંતુ છેવટે તેના અણુઓનો સંબંધ એટલો બધો ગાઢ થઈ જાય છે કે પ્રત્યેક અણુનું જીવન અને પ્રવૃત્તિ બાકીના અણુઓના જીવન અને પ્રવૃત્તિ વડે જ નભી શકે છે.

(૪) સમુદાયનું જીવન અને સમુદાયનો વિકાસ તે જે અણુઓનો તે બંધાયો હોય છે તે પ્રત્યેક અણુના જીવન અને વિકાસથી સ્વતંત્ર હોય છે. અણુઓનો જન્મ, વૃદ્ધિ, પ્રવૃત્તિ, પુનર્જન્મ તથા મરણ પ્રથક્ પ્રથક્ થાય છે. પરંતુ તે અણુ-ઓનું બનેલું સમુદાયશરીર તો તેની રચનાની સંપૂર્ણતાને લીધે તથા તેના પ્રત્યેક અંગની પોતપોતાના કાર્ય પરત્વે ભિન્નતા હોવાને લીધે જમાના સુધી જીવે છે અને કદમાં વધતું જ જાય છે.

આટલું કહ્યા પછી જીવસૃષ્ટિઓ તથા સમાજ વચ્ચે ભેદના મુદ્દા તે ચર્ચે છે અને એવું સાબિત કરે છે કે આ

એટો કેવળ ઉપરના દેખાવના છે અને સમાજો તથા જીવ-સૃષ્ટિઓ વચ્ચે સંપૂર્ણ સાદૃશ્ય છે.

નવા માણસને તો સીધો જ સવાલ ઉત્પન્ન થાય છે: "આ બધી તમે શી વાત કરી રહ્યા છો? માનવસમાજ એ શા માટે એક જીવસૃષ્ટિ છે? અથવા શા માટે તેનું એની સાથે સાદૃશ્ય છે?

"તમે કહો છો ઉપર જણાવેલાં ચાર લક્ષણો બંનેમાં સમાન હોઇ સમાજો અને જીવસૃષ્ટિઓ વચ્ચે સાદૃશ્ય છે. પરંતુ એવું કશું નથી. તમે તો જીવસૃષ્ટિઓનાં થોડાંક લક્ષણો લ્યો છો અને તે પ્રમાણે માનવસમાજોનું વર્ગીકરણ કરો છો.

"તમે પહેલાં સાદૃશ્યનાં ચાર લક્ષણો ચર્ચ્યાં છો. પછી અસાદૃશ્યનો વિચાર કરો છો. પરંતુ તમને તો લાગે છે કે એ અસાદૃશ્ય કેવળ ઉપરનું જ છે. એટલે તમે નિર્ણય ઉપર આવો છો કે પ્રત્યેક માનવસમાજને એક એક જીવસૃષ્ટિ કહી શકાય. પરંતુ આમાં મિથ્યા દલીલબાજી સિવાય બીજું કશું નથી. આ રીતે તો જીવસૃષ્ટિનાં લક્ષણો ગમે તે વસ્તુને તમે લાગુ પાડી શકો.

ઝાડો વાવીને ઉગાડેલા જંગલનો દાખલો લઇએ:

(૧) નાના સમુદાયથી શરૂ કરી ઇત્યાદિ જંગલનું પણ આ જ પ્રમાણે બને છે. જમીનમાંથી ફણગા ધીમે ધીમે ફુટવા માંડે છે અને તેમાંથી મોટું જંગલ ઉગે છે.

(૨) શરૂઆતમાં તેમની શરીરરચના એટલી બધી સાદી હોય છે વગેરે: જંગલનું પણ એમ જ હોય છે. શરૂઆતમાં નાના નાના છોડ સિવાય કશું નથી હોતું, તેમાંથી અનેક પ્રકારનાં મોટાં મોટાં ઝાડની ઝાડીઓ થાય છે. પહેલાં બધાં ઝાડ છૂટાં

ફૂટાં હોય છે પણ પછી તો તેમનાં ડાળાં એકબીજા સાથે ગૂંચાઇ જાય છે.

(૩) અણુઓનો પરસ્પર સંબંધ એટલો બધો વધી જાય છે કે દરેક અણુની પ્રવૃત્તિ અને જીવન, બાકીનાં અણુઓની પ્રવૃત્તિ અને જીવન ઉપર અવલંબે છે. જંગલ વિષે પણ આમ જ કહી શકાય. ધીચ ઝાડી બીજાં ઝાડને ગરમી આપે છે, (ઝાડી કાપી નાંખશો તો ઝાડો ઠરી જશે), કેટલાંક ઝાડો પવન સામે બીજાં ઝાડોનું રક્ષણ કરે છે. બી વેરાઇને તેમાંથી બીજાં નવાં ઝાડો ઉત્પન્ન થાય છે. ઉંચાં અને ધટાવાળાં ઝાડો છાંયો આપે છે. આમ એક ઝાડનો આધાર બીજા ઉપર રહે છે.

(૪) જૂદાં જૂદાં અંગોનો વિનાશ થઇ જાય, પણ અંગી તો રહે, ઇત્યાદિ. જંગલનું પણ એમ જ છે. જંગલને તો પેલી કહેવત જેવું છે કે કાનખજુરાનો એક પગ ભાંગ્યો તોય શું? એકાદ ઝાડ મરી જાય તેથી જંગલ ઓછું જ તેનો શોક કરવાનું છે?

આ સિદ્ધાંતના હિમાયતીઓ જે દાખલો આપે છે તેમાં આવું જ બને છે. શરીરમાંથી હાથ કાપી નાંખો તો હાથ મરી જશે. તે જ પ્રમાણે એકાદ ઝાડને ઉખેડી જંગલનાં બીજાં ઝાડોથી દૂર રોપો તો તે ઝાડ મરી જશે.

આ સિદ્ધાંત તથા ખ્રિસ્તી સંપ્રદાયના સિદ્ધાંત વચ્ચે આમ અજબ સામ્ય છે. અથવા શ્રદ્ધા ઉપર માની લેવામાં આવતા કોઈ પણ સિદ્ધાંત સાથે એનું સામ્ય બતાવી શકાય. કારણ પ્રમાણશાસ્ત્રનાં પ્રમાણો સામે અભેદ્ય દિવાલ રચીને આવા સિદ્ધાંતો રહે છે. જંગલમાં અને જીવસૃષ્ટિમાં સામ્ય

બતાવીને તમે તેમની વ્યાખ્યાને ખોટી પાડો છો એમ માનતા હશો, પરંતુ એ જ તમારી ભૂલ છે.

જીવસૃષ્ટિની એ લોકો તો એવી વ્યાપક વ્યાખ્યા આપે છે કે તમારી મરજી પડે તે વસ્તુને તમે એ વ્યાખ્યામાં લાવી શકો.

તેઓ તો કહેશે કે "હા, જંગલ પણ જીવસૃષ્ટિ જ કહી શકાય. જંગલમાં, એકબીજાનો વિનાશ નહિ કરનારાં અંગો શાંતિમય રીતે એકબીજા ઉપર અસર પાડે છે. તે પણ એક સમુદાય જ છે. તેનાં બધાં અંગો પરસ્પર વધારે નિકટ સંબંધમાં આવવાનાં અને મધપૂડાની માફક એ પણ આગળ ઉપર એક જ જીવસૃષ્ટિ બની રહેશે."

તમે કહેશો કે જો આમ જ હોય તો તો પક્ષીઓ, જંતુઓ, જંગલનાં તણખલાં જે એકબીજા ઉપર અસર પાડે અને કોઈ કોઈનો વિનાશ નથી કરતાં, તે પણ બધાં વૃક્ષોની માફક જીવસૃષ્ટિ જ કહેવાય.

તેઓ તો આ પણ કબૂલ કરશે. તેમના સિદ્ધાંત પ્રમાણે તો જીવંત પ્રાણીઓના બધા સમુદાય જે એકબીજા ઉપર અસર પાડે પણ એકબીજાનો નાશ ન કરે તે બધા એક શરીરવાળી જીવસૃષ્ટિ થઈ. કોઈ પણ વસ્તુઓને વિષે એકતા અને સહકાર હોવાનું તમે ધારી લો, એટલે વિકાસવાદ પ્રમાણે તમને ગમે તે એક વસ્તુમાંથી તમને ગમે તે બીજી વસ્તુ બહુ લાંબે કાળે ઉત્પન્ન થઈ શકે એવું તમે માની શકશો.

ઈશ્વરના ત્રિ-આત્મક સ્વરૂપમાં જેઓ માનતા હોય તેમને તેથી બીજું મનાવવું અશક્ય છે. પરંતુ તેમને એટલું તો કહેવું જ જોઈએ કે તમારી વાત બુદ્ધિની નહિ, પણ શ્રદ્ધાની

છે. તમે ત્રણુ આત્માની વાત કરો છો તો હું કહું છું કે સત્તર આત્મા છે. એનો તોડ ન જ લાવી શકાય. આધિભૌતિક અને વિકાસવાદ માનનારા વિજ્ઞાનના અનુયાયીઓને વિષે પણુ આવું જ કહી શકાય. તેમના વિજ્ઞાનના આધારે તમે કહો તે વસ્તુ સાબિત કરી આપવા હું તૈયાર છું. સૌથી અજબ તો એ છે કે આ જ આધિભૌતિક વિજ્ઞાન શાસ્ત્રીય પદ્ધતિને જ સાચા વિજ્ઞાનનું લક્ષણુ માને છે. વળી શાસ્ત્રીય પદ્ધતિ કોને કહેવી તેની વ્યાખ્યા પણુ પોતે જ બાંધે છે. જેને તે શાસ્ત્રીય પદ્ધતિ કહે છે તે સામાન્ય સમજણુ કે બુદ્ધિ વિના બીજું કશું નથી. અને સામાન્ય સમજણુ તો ડગલે ને પગલે આ પદ્ધતિનો દોષ કાઢે છે.

જેઓ સાધુસંતોની ગાદીએ ચઢી બેઠા હતા તેમને જે ક્ષણે જણાયું કે પોતાનામાં કશું સંતપણું અથવા તો સાધુતા રહી જ નથી તથા પોપ અને પાદરીઓની પેઠે પોતે પાપી થઇ ગયા છે, ત્યારે તેઓએ પોતાને ભાગવત ( Holy ) કહેવડાવવાને બદલે પરમ ભાગવત કહેવડાવવા માંડયું. જે ક્ષણે વિજ્ઞાનને લાગ્યું કે સામાન્ય સમજણુ અથવા બુદ્ધિ તેનામાં રહી નથી ત્યારે તેણે પોતાને સામાન્ય સમજણુનું વિજ્ઞાન એટલે કે શાસ્ત્રીય વિજ્ઞાન કહેવડાવવા માંડયું !

# ટીપ્પણ

૧. **ત્રિ–આત્મક પરમાત્મા:** ખ્રિસ્તી મત પ્રમાણે પરમાત્મા ત્રણ આત્માનો બનેલો છે પિતા ( સ્વર્ગમાં વસતો ઈશ્વર પોતે ), પુત્ર ( જીસસ ), અને પવિત્ર આત્મા ( જે મનુષ્યમાત્રના અંતરમાં રહી એને સન્માર્ગે ચાલવાની પ્રેરણા કરે છે.)

૨. **કૅન્ટ** — ( ૧૭૨૪–૧૮૦૪ ) મહાન જર્મન વૈજ્ઞાનિક અને તત્ત્વજ્ઞાની, શુદ્ધ બુદ્ધિની મીમાંસા અથવા જ્ઞાનશાસ્ત્ર ( Critique of Pure Reason ) એ નામનો તેનો ગ્રંથ ૧૭૮૧માં બહાર પડયો. તેના ઉપર બહુ તીવ્ર ચર્ચા ઉપડી અને કૅન્ટ ઉપર તેની ધાર્મિક માન્યતાઓ માટે જર્મન સરકાર તરફથી આફતો નાંખવામાં આવી. વિષયાભાવવાદ જેનો અર્થ ૨૯મા પ્રકરણમાં ફિક્ટ ઉપરની ટિપ્પણીમાં કહેલો છે તે તેણે બહુ જ સ્ફુટ કર્યો. અર્વાચીન દર્શનશાસ્ત્રનો તે જનક ગણાય છે.

૩. **વંશાનુસાર:** Heredity

૪. **અનુકૂળશીલતા:** Adaptation

૫. **મુસા** — મોઝિઝ એ યાહુદી ધર્મના આદ્ય આચાર્ય છે. યાહુદી લોકોના મુખ્ય દેવ યહોવાહે પોતે સિનાઈ પર્વત ઉપર એમને સાક્ષાત્ દર્શન દઇને પોતાનું સ્વરૂપ, પોતાની ઇચ્છા તથા યાહુદી પ્રજા સાથેનો પોતાનો કરાર જણાવ્યો હતો.

ઇજીપ્તના રાજાના ત્રાસમાંથી ચમત્કારિક રીતે બચી જઇ તેમણે પોતાના જાતભાઇઓ ( યાહુદી લોકો )ને એકઠા કર્યા વિષે દંતકથા ચાલે છે. પરંતુ પ્રભુનું જ્ઞાન મેળવીને, યહોવાહની પૂજાને તેમણે નીતિપ્રધાન બનાવી એ તેમના સંબંધમાં વિશેષ મહત્ત્વની વાત છે.

૬. **સ્પેન્સર:** ( ૧૮૨૦–૧૯૦૩ ) ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં જે મહાન વૈજ્ઞાનિક સંચલન થયું તેના પ્રવર્તકોમાંનો એક. ડાર્વિન, હક્સલી વગેરેનો સમકાલીન. તેનું 'નીતિશાસ્ત્રના સિદ્ધાંતો' *Principles of Ethics* નામનું પુસ્તક તેના બધા ગ્રંથોમાં વિશેષ મહત્ત્વનું ગણાય છે.

૩૧

જગતમાં તમામ જીવસૃષ્ટિમાં શ્રમવિભાગનો નિયમ પ્રવર્તે છે, એટલે માનવસમાજોમાં પણ એમ જ હોવું જોઇએ. એવો સંભવ બહુ છે કે, એમ જ હોય. પણ સવાલ તો એ રહે છે કે આપણા સમાજોમાં આજે જે શ્રમવિભાગ ચાલે છે તે સાચો, જેવો હોવો જોઇએ તેવો શ્રમવિભાગ છે કે બીજો? વળી, જો અમુક શ્રમવિભાગ લોકોને અયોગ્ય અને અન્યાયી લાગતો હોય તો પછી કોઇ પણ વિજ્ઞાન આવીને, લોકોને જે વસ્તુ અયોગ્ય અને અન્યાયી લાગતી હોય તે રહેવી જ જોઇએ એવું સાબિત કરી શકે નહિ.

ધર્મશાસ્ત્રો એવું સાબિત કરે છે કે સત્તા ઇશ્વરદત્ત છે, પરંતુ સવાલ તો ઉભો જ રહે છે કે, કોની સત્તા ઇશ્વરદત્ત છે? રાજાઓની અને ફિલસુફોની? બધાં ધર્મશાસ્ત્રોની કોઇ બારીકી આ શંકાનું નિવારણ નથી કરી શકી.

ચૈતન્યવાદ એવું પ્રતિપાદન કરે છે કે રાજ્ય એ વ્યક્તિઓના વિકાસનું મૂર્ત રૂપ છે. પરંતુ હજી સવાલ તો ઉભો

જ રહે છે કે નીરો અથવા જંઘીસખાનના રાજ્યને વ્યક્તિઓના વિકાસનાં મૂર્ત રૂપો ગણી શકાય ખરાં ? કોઇ ગેબી વાણી આ સિદ્ધ કરી શકી નથી.

વૈજ્ઞાનિક શાસ્ત્રોની બાબતમાં પણ આ જ સાચું છે.

કોઇ પણ જીવસૃષ્ટિ તથા માનવસમાજના નિર્વાહને અર્થે શ્રમવિભાગ આવશ્યક છે. પરંતુ માનવસમાજમાં એવી કઇ વસ્તુ છે જેને શારીરધર્મ અનુસારનો અથવા સ્વાભાવિક શ્રમવિભાગ કહી શકાય. અળશિયાના પરમાણુઓમાં વિજ્ઞાન ગમે તેટલો શ્રમવિભાગ જુએ, પરંતુ વૈજ્ઞાનિકના ગમે તેટલા નિરીક્ષણથી, પોતાની બુદ્ધિ અને હૃદય જેને કબૂલ ન કરે તેને માણસ સાચો શ્રમવિભાગ ગણશે નહિ.

અમુક અમુક જીવસૃષ્ટિઓનું નિરીક્ષણ કરતાં તેના પરમાણુઓમાં શ્રમવિભાગ હોવા વિષે ગમે તેટલી ખાતરીની સાબિતીઓ મળે, તો પણ માણસ પોતાની અક્કલ વેચી આવ્યો નહિ હશે, તો એમ જ કહેશે કે માણસ આખી જીંદગી કાપડ જ વણ્યાં કરે એ યોગ્ય નથી. એ શ્રમવિભાગ નથી પણ માણસો ઉપર અત્યાચાર છે.

સ્પેન્સર અને બીજા કહે છે કે વણકરોની તો આખી વસાહતો હોય છે, એટલે કોઇ જીવસૃષ્ટિના શરીર માટે તેનું અંગ પ્રવૃત્તિ કરે તેના જેવી જ સમાજશરીર માટે વણકરની પ્રવૃત્તિ થઇ. એટલે એ સ્વાભાવિક શ્રમવિભાગ થયો. આ કથન તો પહેલાંના વખતમાં શાસ્ત્રીપુરાણીઓ કહેતા તેના જેવું જ છે.

અમુક લોકોમાં અમુક આવડત અથવા શક્તિ હોય એટલે તે ઇશ્વરદત્ત છે એમ આપણે માની લઇએ છીએ.

સમાજમાં અમુક વર્ગ વણકરનું કામ કરે છે એટલે સાચો શ્રમવિભાગ એ જ પ્રમાણે છે એમ કહેવું તો જ યોગ્ય ગણાય. જો વણકરો જન્મથી જ વણકરો જનમતા હોય અને તેમની આવડત સ્વયંભૂ હોય. પરંતુ આપણે જાણીએ છીએ કે કોઇ વણકર જનમતું નથી. વણકરનો વર્ગ આપણો બનાવેલો છે. એટલે હવે આપણે એ શોધી કાઢવાનું રહ્યું કે આપણે આવું ઇશ્વરની મરજીથી કર્યું કે આપણી પોતાની? અને આપણે આ વણકરોને વણકર બનાવ્યા તે કોઇ કુદરતી નિયમ અનુસાર બનાવ્યા કે બીજા કોઇ કારણથી બનાવ્યા?

લોકો ખેતી ઉપર નિર્વાહ કરે છે. યોગ્ય પણ એ જ છે. પછી એક માણસ લુહારની ભઠ્ઠી બનાવીને પોતાનું હળ તેમાં સુધારે છે. ત્યાં તેનો પાડોશી આવી પહોંચે છે અને પોતાનું હળ પણ સમારી આપવાનું કહે છે, અને તેના બદલામાં કાંઇ કામ કરી આપવાનું કે પૈસા આપવાનું તે કહે છે. ત્યાં વળી બીજો માણસ આવે છે, ત્રીજો માણસ આવે છે અને આ લોકોના સમાજમાં એવો શ્રમવિભાગ ઉત્પન્ન થાય છે, કે એક માણસ લુહાર બને છે.

એક માણસ પોતાનાં બાળકોને સારી કેળવણી આપે છે. એનો પાડોશી પોતાનાં છોકરાં એને સોંપે છે અને તેમને કેળવણી આપવાનું કહે છે. આમ એક શિક્ષક ઉભો થાય છે.

પરંતુ આ લુહાર અને શિક્ષક તો લોકોના કહ્યાથી લુહાર કે શિક્ષક બન્યા. અને જ્યાં સુધી લોકો તેમને લુહાર કે શિક્ષક રહેવાની માગણી કરે ત્યાં સુધી જ તેઓ લુહાર કે શિક્ષક રહેવાના. જો એવું બને કે ઘણા લુહારો અને શિક્ષકો થઇ જાય અને તેમની જરૂર ન હોય તો અક્કલ તો એવું

કહે અને શ્રમવિભાગના નિયમનું નિકંદન કરનારાં બીજાં કારણો જ્યાં નથી હોતાં ત્યાં એવું બને પણ ખરું કે શિક્ષકો અને લુહારો પોતાનો ધંધો છોડી દે અને ફરી પાછા ખેતીમાં જાય.

જે લોકો આ પ્રમાણે વર્તે છે તેઓ તેમની બુદ્ધિ અને હૃદય અનુસાર વર્ત્યા કહેવાય. અને જે લોકોને બુદ્ધિ અને હૃદય મળેલાં છે તેઓ તો કહેશે જ કે આ જ શ્રમવિભાગ યોગ્ય છે. પરંતુ જો એવું બને કે લુહાર લોકો પોતાનું કામ બીજા પાસે કરાવ્યાં જ કરે અને પોતે માંગ ન હોય તો પણ ઘોડાની નાળો બનાવ્યે જ જાય અને કોઇ ભણનાર ન હોય તો પણ શિક્ષક ભણાવ્યે જ જાય, તો કોઇ પણ ખરો માણસ, એટલે જેનામાં બુદ્ધિ અને હૃદય હોય તેવો માણસ, સ્પષ્ટ જોઇ શકશે કે આ શ્રમવિભાગ નથી પણ બીજા કોઇ માણસની મજૂરી ઝુંટવી લેવાપણું છે; કારણ સાચા શ્રમ-વિભાગનું એક મુખ્ય તત્ત્વ આ પ્રવૃત્તિમાં હોતું નથી. અમુક પ્રકારની મજૂરીની બીજા તરફથી માગણી હોય અને તે મજૂરીને માટે સ્વેચ્છાથી બદલો આપવામાં આવે ત્યારે જ તે કરવી. પરંતુ બરાબર આથી ઊંધી જ પ્રવૃત્તિ વૈજ્ઞાનિક શાસ્ત્ર પ્રમાણે તો શ્રમવિભાગ કહેવાય છે.

બીજાઓને જેની માગણીનો સ્વપ્ને પણ ખ્યાલ નથી હોતો તેવાં કામ લોકો કર્યે જાય છે. એવાં કામનું મહેનતાણું માગે છે અને કહે છે કે તે યોગ્ય છે, કારણ એ તો શ્રમ-વિભાગ છે.

લોકો ઉપર મોટામાં મોટી સાર્વજનિક આપત્તિ — આપણા દેશમાં જ નહિ પણ બધે — સરકાર એટલે અસંખ્ય

અમલદારો, એ છે. આપણી આર્થિક કંગાલિયતનું કારણ અંગ્રેજો કહે છે તેમ જોઇએ તે કરતાં વધુ ઉત્પત્તિ, એ છે; એટલે કે અનેક પ્રકારની વસ્તુઓની એટલા મોટા જથામાં બનાવટ થાય છે કે એટલી બધીનો ઉપાડ થઇ શકે નહિ. કોઇને તે જોઇતી પણ નથી હોતી. આ બધું શ્રમવિભાગના સંબંધમાં પ્રવૃત્તિના વિચિત્ર ખ્યાલને લીધે બને છે.

કોઇ મોચી બસ જોડા શીવ્યાં જ કરે. લોકો તો જોડાની માગણી કરતા ક્યારનાયે બંધ થઇ ગયા હોય, છતાં પેલો મોચી કહે કે હું જોડા શીવું છું માટે લોકોએ મારું ભરણ-પોષણ કરવું જોઇએ. આ ઘટના જરૂર વિચિત્ર છે. તો પછી પેલા રાજદરબારી માણસો, સંપ્રદાયના માણસો, વિદ્યા અને કળાવાળા માણસો, જેઓ કાંઇ જોડા નથી બનાવતા, લોકો ઉઘાડી આંખે જોઇ શકે તેવું અથવા તેમને ઉપયોગી એવું કશું ઉત્પન્ન નથી કરતા, જેમની વસ્તુઓ માટે બિલકુલ માગણી જ નથી, એ બધાનું શું કહેવું? એ લોકોને પણ પેલા મોચીના જેટલી જ ધૃષ્ટતાથી, શ્રમવિભાગને આધારે, સ્વાદિષ્ટ ખાણાપીણાની તથા સુંદર કપડાંની માગણી કરે છે.

એવી ડાકણીશાકણીઓ હશે અથવા છે, જેની પ્રવૃત્તિ માટે લોકોમાં માગણી છે. લોકો તેમની બાધા આખડી રાખી તેમને સારાં સારાં પકવાન ધરાવે છે. પરંતુ એ તો કલ્પનામાં લાવવું પણ મુશ્કેલ છે કે જે ડાકણીશાકણીના કામણટુમણની માંગ જ ન હોય તે ડાકણીઓ પણ એટલી જ ધૃષ્ટતાથી સારાં સારાં પકવાન માગે અને કહે કે અમે અમારાં કામણટુમણ કરીએ છીએ ના?

છતાં આ દુનિયામાં રાજદરબારના, સંપ્રદાયના તથા વિદ્યાકળાના માણસોના સંબંધમાં આવું જ બને છે.

અને આ બધું શ્રમવિભાગના ખોટા ખ્યાલને આધારે બને છે. એ શ્રમવિભાગ બુદ્ધિપૂર્વક નક્કી નથી થએલો, પરંતુ સામાન્ય નિરીક્ષણ ઉપરથી નક્કી થયો છે અને બધા વૈજ્ઞાનિકો સર્વાનુમતે તે પ્રતિપાદિત કરે છે.

શ્રમવિભાગનું તો તત્ત્વ સનાતન છે પરંતુ તેનો અમલ સાચો થયો ત્યારે જ કહેવાય જ્યારે તેનું સ્વરૂપ માણસ પોતાની બુદ્ધિ અને હૃદયથી નક્કી કરે. લોકોની બુદ્ધિ તથા હૃદયે તો આ પ્રશ્ન બહુ સાદી અને નિર્વિવાદ રીતે તથા સર્વાનુમતે નક્કી કર્યો છે.

લોકોએ તો એમ નક્કી કર્યું છે, કે સાચો શ્રમવિભાગ તો એ જ કે જેમાં કોઇ માણસની ખાસ પ્રવૃત્તિ બીજા માણસોને એટલી બધી જરૂરી હોય કે તેઓ તેની માગણી કરે એટલું જ નહિ, પણ તેના કામના બદલામાં તેનું ભરણપોષણ કરવાનું પણ કબૂલ કરે. પરંતુ કોઇ માણસ પોતાના બાળપણથી તે ત્રીસ વરસની ઉમરનો થાય ત્યાં સુધી બીજાની કાંધ ઉપર ચઢી બેસે અને ભણી રહ્યા પછી જે કરવાનું કોઇ તેને કહેતું નથી એવું કાંઇક પોતાને ઉપયોગી લાગતું કાર્ય કરવાનું વચન આપ્યાં કરે અને ત્રીસ વરસ પછી પણ મરણ પર્યંત એની એ જ રીતે જીવન ગાળે, હમેશાં કેવળ વચન આપ્યાં કરે કે પોતે કાંઇક કરશે,—જે કરવાનું તો કોઇ તેને કહેતું જ નથી— તો એ શ્રમવિભાગ ન જ કહેવાય, પરંતુ એ બળિયાના બે ભાગ કહેવાય. બળિયાના બે ભાગને ધર્મશાસ્ત્રીઓ પહેલાં ઇશ્વરી સંકેત કહેતા અને પાછળના વખતમાં દર્શનશાસ્ત્રીઓ

તેને સામાજિક જીવનનાં આવશ્યક સ્વરૂપ કહેવા લાગ્યાં. આજે વૈજ્ઞાનિકશાસ્ત્રી તેને શારીર ધર્મ અનુસાર શ્રમની વહેંચણી કહે છે.

આજના વિજ્ઞાનનું બધું મહત્ત્વ આટલામાં રહ્યું છે.

આજે એ આળસના પરવાના વહેંચનારૂં થઇ પડયું છે. કારણુ સમાજની વ્યવસ્થામાં માણુસની કઇ પ્રવૃત્તિ પરોપજીવી છે અને કઇ પ્રવૃત્તિ આવશ્યક છે એનું પૃથક્કરણુ અને એનો નિર્ણય એ કરે છે. જાણે કે માણુસ પોતાની બુદ્ધિ અને હૃદયનો ઉપયોગ કરી આ વાત વધારે સાચી રીતે અને વધારે ઝડપથી શોધી શકતો જ ન હોય.

અને પહેલાંના વખતમાં જેમ પાદરીઓ તથા પાછળથી રાજદરબારી માણુસોને પોતાની ભારે ઉપયોગિતા વિશે શંકા જ રહેતી ન હતી તેમ આજે વૈજ્ઞાનિક શાસ્ત્રીને એમ લાગે છે કે પોતાની પ્રવૃત્તિ અત્યંત આવશ્યક છે એ બાબત શંકા હોઇ શકે જ નહિ. વૈજ્ઞાનિકો અને કળાધરો એ તો સમાજ-શરીરના અતિશય કીમતી એવા મગજના અણુઓ છે. ભગવાન એમનું ભલું કરો! જો ધર્મશાસ્ત્રીઓ અને દર્શન-શાસ્ત્રીઓની માફક તેઓ લોકોને બગાડતા ન હોય તો ભલે તેઓની માફક તેઓ સત્તા ચલાવે, ખાયપીએ, મોજ કરે અને આળસુ રહે.

લોકોમાં તો અક્કલ છે. સારૂં કયું અને ખોટું કયું તે તેઓ તરત પારખી શકે છે. પોતાની પહેલાંના માણુસોએ આ બાબતમાં જે કાંઇ ભેદ પાડયા હોય તેનો પણુ તેઓ ઉપયોગ કરી લે છે. પહેલાંના લોકોએ અધર્મ સાથે યુદ્ધ કર્યાં છે અને સાચો તથા સર્વોત્તમ માર્ગ શોધી કાઢયો છે અને ધીમે પણુ

અડગ પગલે તે માર્ગે તેઓ આગળ વધ્યા છે. વળી હમેશાં, આ માર્ગનો ત્યાગ કરી લોકો આગળ અનેક પ્રકારનાં પાખંડ પણ ધરવામાં આવ્યાં છે. એનો ઉદ્દેશ એ હોય છે કે આવું સાદું સાદું ન ચાલવું જોઇએ. જેટલા વૈભવથી આપણે રહી શકીએ તેટલા વૈભવથી રહેવું આવશ્યક છે. પ્રાચીન કાળમાં ધર્મશાસ્ત્રીઓએ ભયંકર પાખંડ ઉત્પન્ન કર્યું. લોકો બિચારા મહામુશીબતે માંડ માંડ તેમાંથી છૂટયા. પરંતુ તેમાંથી છૂટે તે પહેલાં તો નવું પાખંડ ઉત્પન્ન થયું: દર્શનશાસ્ત્રીઓનું. લોકો એમાંથી પણ છૂટયા.

પરંતુ આજે લોકો આગળ એથીયે ભયંકર પાખંડ ઉત્પન્ન થયું છે. એ વિજ્ઞાનનું પાખંડ છે.

આ નવું પાખંડ પણ જૂનાના જેવું જ છે. આપણી અને આપણા પૂર્વજોની બુદ્ધિ અને હૃદયને બદલે કાંઇક બહારની વસ્તુ ઉપર આધાર રાખવો એ તેનો મુખ્ય મુદ્દો છે. ધર્મશાસ્ત્રીઓના શિક્ષણમાં આ બહારની વસ્તુ તે ઇશ્વરોક્ત વાણી હતી. વૈજ્ઞાનિકો એને નિરીક્ષણ કહે છે.

આ વિજ્ઞાનનો પેચ આવો છે: લોકોની બુદ્ધિ અને હૃદયને જે સાચું લાગે છે તેમાં કાંઇ બહુ ભારે ભૂલ છે એવું બતાવીને લોકોમાં પોતાની બુદ્ધિ અને હૃદયને વિષેનો વિશ્વાસ ઉડાવી દેવો. પોતાના પાખંડને વૈજ્ઞાનિક સિદ્ધાંતનો વેષ પહેરાવી વૈજ્ઞાનિકો લોકોથી એને છુપાવે છે અને પછી કહે છે કે અમે બાહ્ય ઘટનાઓનો અભ્યાસ કરીએ છીએ, નિર્વિવાદ હકીકતોનો અભ્યાસ કરીએ છીએ અને તે અભ્યાસમાંથી મનુષ્યજીવનના નિયમો શોધી કાઢીએ છીએ. પરંતુ આમાં માનસિક વિનિપાત એ રીતે થાય છે કે જે

સાચી રીતે બુદ્ધિ અને હૃદયનો વિષય છે તેને નિરીક્ષણનો વિષય બનાવી આ લોકો સારાનરસાનું ભાન ખોઇ બેસે છે, અને મનુષ્યે પોતાના આટઆટલા કાળના અનુભવથી સારા-નરસાની જે વ્યાખ્યા કરી છે અને તે વિષે જે નિર્ણયો બાંધ્યા છે તે સમજવા અશક્ત થઇ જાય છે. તેમની ગરબડિયા ભાષામાં તેઓ કહે છે કે એ તો બધું રૂઢિથી મનાતું આવેલું અને કલ્પિત છે. એ બધાનો ત્યાગ કરવો જોઇએ. સત્ય બુદ્ધિથી સમજવું અશક્ય છે, કારણ બુદ્ધિ ભૂલપાત્ર છે. પરંતુ અમારો માર્ગ તો એકદમ નિર્દોષ અને લગભગ યાંત્રિક છે. અમારે મને તો હકીકતોનો અભ્યાસ કરવો એ આવશ્યક છે. અને હકીકતોનો અભ્યાસ વૈજ્ઞાનિક શાસ્ત્રને આધારે કરવાનો છે. વૈજ્ઞાનિક શાસ્ત્ર એટલે પાયા વિનાના પેલા બે શબ્દો: અધિભૌતિક વાદ અને વિકાસવાદ. નિર્વિવાદ સત્ય તરીકે તેમને ઓળખાવવામાં આવે છે.

અને આજનું વિજ્ઞાન શાસ્ત્રપુરાણોના જેટલા જ ભૂલાવામાં નાંખે તેવા ગાંભીર્યથી કહે છે કે પ્રાકૃત્તિક અને ખાસ કરીને જીવસૃષ્ટિની ઘટનાઓના અભ્યાસ મારફત જ જીવનના બધા પ્રશ્નોનો નિર્ણય કરવો શક્ય છે.

આ સિદ્ધાન્ત, જેનો હજી નાશ નથી થયો એટલું જ નહિ પણ હજી જેને ટીકાનો સ્પર્શ પણ નથી થયો, તેની નવીનતાથી આકર્ષાઇ બીચારા ભોળા યુવાનો ભૌતિકશાસ્ત્રોનો હોંસે હોંસે અભ્યાસ કરવા મંડી પડે છે. કારણ અત્યારે ચાલતા મત પ્રમાણે આ જ એક માર્ગ છે જે વડે જીવનના પ્રશ્નોનો ઉકેલ આણી શકાય.

પરંતુ તેના શિષ્યો આ અભ્યાસમાં જેટલા વધારે ને વધારે ઊંડા ઉતરતા જાય છે તેટલો જ વધારે ને વધારે, જીવનના પ્રશ્નોના ઉકેલની વાત તો બાજુએ રહી, પરંતુ તેનો ખ્યાલ સરખો તેમનાથી દૂર જતો જાય છે. વળી જેમ જેમ તેઓ વધારે અભ્યાસ કરતા જાય છે તેમ તેમ નિરીક્ષણ નહિ કરવાની અને બીજાઓએ કરેલાં નિરીક્ષણ શ્રદ્ધાપૂર્વક માની લેવાની તેમને વધુ ને વધુ ટેવ પડતી જાય છે. બાહ્ય રૂપથી ઢંકાઇને અંદરનું તત્ત્વ તેમનાથી વધારે ને વધારે ગુપ્ત રહે છે. સારાનરસાનું ભાન તેઓ વધારે ને વધારે ભૂલતા જાય છે, અને માણસે પોતાના આટલા અનુભવથી સારાનરસાની જે વ્યાખ્યા બાંધી છે તથા તે સંબંધી જે કાંઇ કહ્યું છે તે સમજવા વધારે ને વધારે નાલાયક બનતા જાય છે. વિજ્ઞાનની અંકાઇ ગએલી ગરબડિયા ભાષા, જેનું જનતાની દૃષ્ટિએ કશું મહત્ત્વ નથી તેનો તેઓ વધુ ને વધુ પ્રલાપ કરતા જાય છે. અજ્ઞાનથી ભરેલા નિરીક્ષણની ખીણમાં તેઓ વધુ ને વધુ ઊંડા ઉતરતા જાય છે. તેમના શાસ્ત્રના પ્રદેશની બહારના એક પણ નવા વિચાર ઉપર સ્વતંત્ર રીતે વિચાર કરવાની વાત તો બાજુએ રહી પણ તે સમજવાની શક્તિ પણ તેમની વધારે ને વધારે ક્ષીણ થતી જાય છે. અને આ સૌથી વધારે તો એ છે કે તેમની જિંદગીનો ઉત્તમ કાળ તેઓ જીવનથી એટલે મજૂરીથી અળગા રહેવામાં ગાળે છે. પોતાની જે સ્થિતિ છે તે બરાબર છે એવું માનવાની તેમને ટેવ પડી જાય છે. અને શરીરે પણ તેઓ કેવળ નિરુપયોગી, પરોપજીવી બની જાય છે. ખ્રિસ્તી તથા યહુદી ધર્મશાસ્ત્રીઓની માફક તેઓ પોતાનાં મગજ પૂરેપૂરાં તાવી નાંખે છે અને

માનસિક નપુંસકતાને પામે છે. એ લોકોની માફક જ, તેમનામાં જે જડતા આવે છે તેના પ્રમાણમાં ખોટો આત્મવિશ્વાસ આવે છે. તેને લીધે વિચાર કરવાની સાદી, સીધી અને મનુષ્યોએ સર્વત્ર સ્વીકારેલી રીત તરફ પાછા વળવાનું તેમને સારૂ હમેશને માટે અશક્ય બની જાય છે.

## ૩૨

શ્રમવિભાગ દુનિયામાં ચાલતો આવ્યો છે અને ચાલુ રહેશે એ વિષે શંકા નથી. પરંતુ આપણી આગળ એના ચાલુ રહેવાપણાનો સવાલ જ નથી. સવાલ એ છે કે એ શ્રમવિભાગની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવા કયું ધોરણ સ્વીકારવું? જો આપણે નિરીક્ષણને ધોરણ તરીકે સ્વીકારીએ તો બીજાં બધાં ધોરણોનો આપણે ત્યાગ કરવો જોઇશે; અને પછી લોકોમાં જે શ્રમવિભાગ ચાલતો આપણે જોઇશું તે જ આપણને યોગ્ય લાગશે અને તેને જ આપણે યોગ્ય માનવો પડશે. હાલ સત્તા ધરાવતું વૈજ્ઞાનિક શાસ્ત્ર આપણને આમ જ કહે છે.

શ્રમવિભાગ! કેટલાક માનસિક અને આધ્યાત્મિક શ્રમ કરે છે અને બીજા શારીરિક શ્રમ કરે છે. કેવું બેધડક આ લોકો બોલે છે! એ લોકો એવું માનવા પણ ઇચ્છે છે અને એમને તો એમ લાગે છે કે સેવાનો સંપૂર્ણ રીતે યોગ્ય વિનિમય જ ચાલી રહ્યો છે. સાચી વાત તો એ છે કે આ કેવળ બળાત્કારનું બહુ સાદું અને જૂનું સ્વરૂપ જ છે.

તું અથવા તમે (કારણ એક માણુસને ખવરાવનારા ઘણા હોય છે) મને અનાજ અને કપડાં પૂરાં પાડો છો અને હું કહું તે બધી શારીરિક મજૂરી મારે માટે તમે કરો છો. આવી મજૂરી લેવાની મને નાનપણથી ટેવ પડી ગએલી છે. આના બદલામાં તમારે માટે હું મારાથી બની શકે તે અને જેની મને ટેવ છે એવો માનસિક શ્રમ કરીશ. તમે મને સ્થૂળ ખોરાક પૂરો પાડો અને હું તમને આધ્યાત્મિક ખોરાક પૂરો પાડીશ. (આ હિસાબ તો બહુ સાચો લાગે છે અને જો સેવાનો વિનિમય સ્વેચ્છાથી થતો હોય, જે લોકો સ્થૂળ ખોરાક પૂરો પાડે છે તે લોકોને આધ્યાત્મિક ખોરાક મળે તે પહેલાં તે પૂરો પાડવાની ફરજ ન પાડવામાં આવતી હોય, તો આ હિસાબ સાવ સાચો છે.)

આધ્યાત્મિક ખોરાકનો ઉત્પાદક કહે છે: "હું તમને આધ્યાત્મિક ખોરાક આપી શકું તે માટે મને અનાજ આપો, કપડાં આપો અને મારૂં મેલું તમે ઊઠાવો."

સ્થૂળ ખોરાકના ઉત્પાદકને આ કરવાની ફરજ પાડવામાં આવે છે. એને તો કશો બદલો માગ્યા વિના સ્થૂળ ખોરાક પૂરો પાડવાનો જ છે, પછી તેના બદલામાં એને આધ્યાત્મિક ખોરાક મળે કે ન મળે. જો આ વિનમય સ્વેચ્છાપૂર્વક હોય તો એની સ્થિતિ તો એની એ જ રહે.

અમે એ કબૂલ કરીએ છીએ કે માણસને જેટલી દાળરોટલાની જરૂર છે તેટલી જ જરૂર આધ્યાત્મિક ખોરાકની છે. પંડિતો અને કળાધરો કહે છે: "અમે આધ્યાત્મિક ખોરાકથી લોકોની સેવા કરવાનું શરૂ કરીએ તે પહેલાં લોકો અમને સ્થૂળ ખોરાક પૂરો પાડે એ જરૂરનું છે." ત્યારે સ્થૂળ

ખોરાકનો ઉત્પાદક એમ ન કહે કે " હું એ લોકોને સ્થૂળ ખોરાક પૂરો પાડીને તેમની સેવા કરું તે પહેલાં મારે આધ્યાત્મિક ખોરાકની જરૂર છે. મને જો આધ્યાત્મિક ખોરાક ન મળે તો હું કામ ન કરી શકું."

તમે કહો છોઃ " હું મારો આધ્યાત્મિક ખોરાક તૈયાર કરી શકું તે માટે મારે ખેડૂત, લુહાર, સુતાર, મોચી, કડિયો, ભંગી અને બીજાઓની સેવા જોઇએ જ." દરેક મજૂરે પણ એ જ પ્રમાણે કહેવું જોઇએ કે " તમારે માટે સ્થૂળ ખોરાક ઉત્પન્ન કરવા સારૂ હું મજૂરી કરવા જાઉં તે પહેલાં આધ્યાત્મિક ખોરાકનાં ફળ મને મળવાં જોઇએ. કામ કરવાનું મારામાં બળ આવે તે માટે જેથી આનંદ અને આશ્વાસન મળી શકે એવું ધાર્મિક શિક્ષણ, સમાજની સુવ્યવસ્થા, કામમાં જ્ઞાનનો ઉપયોગ તથા કળા, એ બધું અત્યંત આવશ્યક છે. આ જીવનનો શો અર્થ છે તે મારી મેળે શોધી કાઢવાનો મને વખત નથી; એ મને સમજાવો. યંત્રશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયણ, શિલ્પવિદ્યા એ બધા પાછળ વખત ગાળવાનો મને અવકાશ નથી. મારાં ઓજાર, મારી કામ કરવાની પદ્ધતિ, મારૂં ઘર, મારો ચૂલો, મારા દીવા એ બધું શી રીતે સુધારવું એ જેમાં બતાવ્યું હોય તેવાં પુસ્તકો મને આપો. સાહિત્ય, સંગીત, કળા, એની પાછળ હું વખત ગાળી શકતો નથી. જીવનને જરૂરી એવી પ્રેરણા અને આશ્વાસન મને આપો. કળાની કૃતિઓ મને આપો. તમે કહો છો કે મજૂરો મારે માટે જે શ્રમ કરે છે તેથી હું જો વંચિત થાઉં તો મારાં અગત્યનાં અને આવશ્યક કામો પાછળ હું વખત આપી શકું નહિ. પણ હું કહું છું કે ધાર્મિક ઉપદેશથી જો

હું વંચિત રહું, મારી બુદ્ધિ અને હૃદયની જરૂરિયાતો મને મળે નહિ, મારી મજૂરીનું ફળ મારી પાસે સલામત રહે એવી સારી રાજ્યવ્યવસ્થા ન હોય, મારા શ્રમનો ભાર હળવો થાય તે માટે જરૂરી જ્ઞાન મને ન મળે, અને મારા શ્રમને ઉન્નત કરવા માટે કળાનો આનંદ મને ન મળે તો હું પણ ખેડ કરવાનું, ખાતર નાંખવાનું અને તમારી ગંદકી સાફ કરવાનું કામ ન કરી શકું. મારાં આ કામો તમારાં કામ કરતાં કાંઇ ઓછાં અગત્યનાં નથી. આજ સુધી આધ્યાત્મિક ખોરાક કહીને જે જે તમે મને આપ્યું છે તે મારા ઉપયોગનું નથી, એટલું જ નહિ પણ તે કોના ઉપયોગમાં આવી શકે એવું છે તે હું સમજી શકતો નથી. એટલે જ્યાં લગી દરેક માણસને જરૂરી એવો આ જાતનો ખોરાક મને મળે નહિ ત્યાં સુધી હું જે પેદા કરું છું તે સ્થૂળ ખોરાક હું તમને આપતો નથી.''

જો મજૂર આવું કહે તો કેવું?

તે જો આમ કહે તો તેમાં એનું ગુમાન નથી, પણ એ સાદામાં સાદી ન્યાયની વાત છે.

મજૂર જો આવું કહે તો માનસિક શ્રમ કરનારના કરતાં તેના પક્ષમાં ન્યાય વિશેષ છે. મજૂરના પક્ષમાં ન્યાય વિશેષ છે, કારણ શ્રમજીવીની મજૂરી બુદ્ધિજીવીની મજૂરી કરતાં વધારે મહત્ત્વની અને વધારે આવશ્યક છે. એક કારણ તો એ જ છે કે બુદ્ધિજીવીએ મજૂરને જે આધ્યાત્મિક ખોરાક આપવાનું વચન આપ્યું છે તે જો તે આપે તો તેથી તેનું કશું ઓછું થતું નથી, પરંતુ શ્રમજીવી જે સ્થૂળ ખોરાક

પૂરો પાડે છે તે તો તેની પાસે ખાવાને પૂરતો ખોરાક નથી તેમાંથી જ ઓછો થાય છે.

આપણી પાસે આવી સાદી અને ન્યાયી માગણી કરવામાં આવે તો આપણે બુદ્ધિજીવીઓ શો જવાબ આપીએ? આપણે તેમને શી રીતે સંતોષીએ? ધાર્મિક શિક્ષણની તેની માગણીને સંતોષવા આપણે શું તેને આપણા મઠોમાંનાં અથવા દેવળોમાંનાં બધાં થોથાં આપીએ? સામાજિક સુવ્યવસ્થાની તેની માગણી સંતોષવા આપણે શું તેને બધાં કાયદાનાં પુસ્તકો આપીએ, હરેક પ્રકારનાં ખાતાંના વટહુકમો આપીએ કે કમિટીઓ અને કમિશનોના જાતજાતના અહેવાલો આપીએ? જ્ઞાનની તેની માગણીને સંતોષવા માટે શું તેને આપણે સ્પેક્ટ્રલ ઍનેલિસિસ[1] આકાશગંગાનું માપ, કલ્પિત ભૂમિતિ, સૂક્ષ્મદર્શક વડે કરેલી શોધો, આત્મઅનાત્મવાદની તથા ઘટાકાશ અને પટાકાશની ચર્ચાઓ તથા વિજ્ઞાનાલયોની પ્રવૃત્તિઓ, એ આપીશું? અને તેની કળાવિષયક માગણીઓ આપણે શેના વડે સંતોષીશું? શું આપણે તેમની આગળ આપણા મોટા કળાકારોનાં પુસ્તકો ધરીશું? અથવા શું તેમની આગળ સૃષ્ટિસૌન્દર્યનાં દૃશ્યોનાં, કે યથાર્થ વસ્તુસ્થિતિનાં, કે સાટીન અને મખમલનાં દીવાનખાનાનાં, કે પછી નાગી સ્ત્રીઓનાં ફ્રાન્સના તથા આપણા ચિત્રકારોનાં ચિત્રો ધરીશું? અથવા શું આપણા સંગીતશાસ્ત્રીઓનાં સંગીત તેમની આગળ ધરીશું? આમાંનું કશું તેને કામનું નથી, કામ આવી શકે એવું નથી. કારણ આપણે લોકોની મજૂરીનો લાભ ઊઠાવવાનો આપણો હક પ્રસ્થાપિત કરીને તથા આધ્યાત્મિક ખોરાક ઉત્પન્ન કરવામાં કોઇ જાતની જવાબદારીના બંધન

વિનાના હોઇને, આપણી પ્રવૃત્તિનો જે એક મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ તે ઉદ્દેશ નજર બહાર રાખી બેઠા છીએ. મજૂરોને શું જોઇએ છે તે આપણે જાણતા પણ નથી. આપણે તેમની રહેણીકરણી, તેમનું દષ્ટિબિંદુ, તેમની ભાષા, બધું ભૂલી ગયા છીએ. આપણે મજૂર લોકોને જ ભૂલી ગયા છીએ. આપણે નવા શોધી કાઢેલા અમેરિકાની માફક અથવા નવા જાણવામાં આવેલા કોઇ લોકોના વર્ણનની માફક એ લોકોનો અભ્યાસ કરીએ છીએ.

સ્થૂળ ખોરાકની માગણી કરનારા આપણે તેમને આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવાનું માથે લીધું છે. પરંતુ આ કલ્પિત શ્રમવિભાગ, જે કેવળ આપણને જ પહેલું ખાવાનો અને પછી કામ કરવાનો અધિકાર આપે છે એવું નથી, પરંતુ આપણી આખી પેઢીઓને બીલકુલ કામ કર્યા વગર માલમલીદા ઊડાવવાનો અધિકાર આપે છે, તે શ્રમવિભાગને પરિણામે, આપણા ભરણપોષણનો લોકોને બદલો આપવા ખાતર આપણે જે ઉત્પન્ન કરીએ છીએ તે કેવળ આપણને પોતાને તથા વિદ્યાને અને કળાને જ ઉપયોગમાં આવે એવું હોય છે. આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવાને બહાને જેમની મજૂરી આપણે પચાવીએ છીએ તેમને તો તે કેવળ નિરુપયોગી, ન સમજી શકાય તેવું અને કંટાળાભરેલું હોય છે.

આપણે આપણી ઉપર જે જવાબદારી લીધી છે તે આપણી અંધતામાં એટલી બધી નજર બહાર જતી રહી છે કે આપણે કોને નામે શ્રમ કરીએ છીએ તે પણ આપણે ભૂલી જઇએ છીએ, અને જે લોકોની સેવા કરવાનું આપણે

માથે લીધું હોય છે તેમને આપણી વૈજ્ઞાનિક અને કળાવિષયક પ્રવૃત્તિનો વિષય બનાવીએ છીએ.

આપણા શોખ અને વિનોદની ખાતર આપણે તેમનો અભ્યાસ કરીએ છીએ તથા તેમને વિષે લખીએ છીએ. પરંતુ આપણે બિલકુલ ભૂલી જઇએ છીએ કે આપણે તેમનો અભ્યાસ કરવાનો નથી કે તેમને વિષે લખવાનું નથી, આપણે તો તેમની સેવા કરવાની છે.

આપણે માથે લીધેલી જવાબદારી એટલી બધી આપણી નજર બહાર રહી ગઈ છે કે વિજ્ઞાન અને કળાની બાબતમાં જે કરવાનું આપણે માથે લીધું છે તે પણ આપણે કરતા નથી. બીજા કરે છે તે આપણા ખ્યાલમાં પણ આવતું નથી. આપણું સ્થાન બીજાએ લીધેલું જણાય છે. એમ માલુમ પડે છે કે આપણે તો વાદવિવાદ કરતા રહીએ છીએ, — જેવી રીતે ધર્મશાસ્ત્રીઓ બીજ વિનાની સૃષ્ટિ વિષે, જીવસૃષ્ટિની સ્વયંભૂ ઉત્પત્તિ વિષે, ચૈતન્યવાદ વિષે, પરમાણુના સ્વરૂપ વિષે, અથવા બીજની રચના વિષે ચર્ચા કરતા તેમ — ત્યારે વેપારી લોકો, જેઓને પોતાના સ્વાર્થ સિવાય બીજો કશો ઉદ્દેશ નથી હોતો તેમની ફરમાશથી, વિજ્ઞાન અને કળાના પાખંડીઓએ લોકોને આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવાનું શરૂ પણ કરી દીધું છે. યુરોપમાં ચાળીસેક વરસથી અને રશિયામાં છેલ્લાં દસ વરસથી લાખો ચોપડીઓ, ચિત્રો અને ગાયનો પ્રચારમાં આવ્યાં છે. ચિત્રોનાં જેમાં પ્રદર્શન હોય તેવી દુકાનો ઉઘડી છે. લોકો એ બધું જુએ છે અને ગાયનો ગાય છે અને પોતાનો આધ્યાત્મિક ખોરાક મેળવી લે છે. પરંતુ

આપણે જેઓએ તેમને એ પૂરો પાડવાનું માથે લીધું છે, તેમની તરફથી તેમને એ મળતું નથી. આપણી પાસેથી આધ્યાત્મિક ખોરાક મળવાની આશા રાખવામાં આવે છે તેને લીધે તો આપણે આપણા આળસુપણાનો બચાવ કરીએ છીએ અને પેટ પંપાળતા બેસી રહીએ છીએ. પરંતુ આપણે એમ નિરાંતે બેસવું પોસાય તેમ નથી, કારણ આપણું છેલ્લું બહાનું પણ આપણા હાથમાંથી સરી જવા લાગ્યું છે.

આપણે ખાસ વિષયમાં નિષ્ણાત થયા છીએ. આપણી પાસે આપણી ખાસ પ્રવૃત્તિ છે. આપણે લોકોનું મગજ છીએ. તેઓ આપણને ખવડાવે છે અને આપણે તેમને કેળવણી આપવાનું માથે લીધું છે. કેવળ આ જ કારણે મજૂરી કરવાની ફરજમાંથી આપણે મુક્ત થયા છીએ. હવે પ્રશ્ન એ છે કે શું આપણે તેમને કેળવણી આપી છે? લોકોએ તો બિચારાઓએ એક વરસ, દસ વરસ, સો વરસ રાહ જોઈ. અને હજી આપણે તો અંદર અંદર જ વાદવિવાદ ચલાવીએ છીએ અને એકબીજા સાથે વિનોદ કરીએ છીએ અને પેલા લોકોને તો સાવ ભૂલી ગયા છીએ. આપણે તેમને એટલે બધે સુધી ભૂલી ગયા છીએ કે લોકોને કેળવણી આપવાનું તથા વિનોદ કરાવવાનું બીજાઓએ શરૂ કરી દીધું છે. શ્રમવિભાગની વાત આપણે કેટલી બધી ઉપલકિયા વિચારથી કરી હતી અને લોકોનું હિત કરવાની આપણે જે વાત કરી હતી તે એક નિર્લજ્જ બહાના સિવાય બીજું કશું ન હતું એ કેટલું સ્પષ્ટ છે એ બધું આપણે ધ્યાનમાં પણ લીધું નથી.

# ટીપ્પણ

૧. **સ્પેક્ટ્રલ એનેલિસિસઃ** આકાશમાંના સ્વયંપ્રકાશ અથવા બળતા પદાર્થો (તારા, ગ્રહો વગેરે)નાં કિરણને ત્રણ પાસના બિલોરમાંથી અંધારી જગામાં ઘાલવાથી જૂદા જૂદા રંગની લીટીઓ પડેલી દેખાય છે, તે લીટીઓની સ્થિતિ પરથી તે પદાર્થો શાના બનેલા છે તે નક્કી કરવાની વિદ્યા.

૩૩

એક સમય એવો હતો કે જ્યારે આપણા સમાજનું આધ્યાત્મિક જીવન પાદરીઓ દોરતા. પાદરીઓએ લોકોનું ભલું કરવાનું માથે લીધું અને તેના બદલામાં માણસમાત્રને સ્વભાવિક એવા જીવનકલહથી તેઓ મુક્ત બન્યા. જે ક્ષણે તેઓએ આમ કર્યું તે જ ક્ષણે તેઓ પોતાનો ધર્મ ચૂક્યા અને લોકો તેમનાથી વિમુખ થયા. ખ્રિસ્તી સંપ્રદાયનું જોર તૂટી પડયું તેનું કારણ એ સંપ્રદાયના બીજા કોઇ દોષો કરતાં, તેના સેવકોએ મજૂરધર્મ છોડી દીધો એ છે. કૉન્સ્ટન્ટાઇન[1] બાદશાહના વખતમાં તેમને રાજ્યાશ્રય મળ્યો. પરંતુ એ આળસ અને વિલાસના પરનાળામાંથી જ સંપ્રદાયના દોષો ઉત્પન્ન થયા. રાજ્યાશ્રય મળ્યો એટલે જે લોકોની સેવા કરવાનું સંપ્રદાયે માથે લીધું હતું તેમની કાળજી રાખવાને બદલે પોતાની સ્થિતિ સાચવવાની પંચાતમાં તેઓ પડયા અને સંપ્રદાયના સેવકો આળસ અને વ્યભિચારમાં પડયા.

પછી રાજ્યે લોકજીવનનું નેતૃત્વ લીધું. લોકોને ન્યાય, શાન્તિ, સલામતી, વ્યવસ્થા, આધ્યાત્મિક અને શારીરિક જરૂરિયાતોની તૃપ્તિ એ બધું આપવાનું રાજ્યે માથે લીધું. તેના બદલામાં રાજ્યની નોકરી કરનારાઓ માણસમાત્રને સ્વાભાવિક એવા જીવનકલહમાંથી મુક્ત થયા. જે ક્ષણે રાજ્યના અમલદારોને બીજાની મજૂરીનો લાભ ઊઠાવવાનો હક મળ્યો, તે જ ક્ષણે ખ્રિસ્તી સંપ્રદાયના સેવકોએ જેવું કર્યું હતું તેવું જ તેમણે કર્યું. પછી તેમનું ધ્યેય લોકો ન રહ્યા પણ રાજ્ય બન્યું. રાજાથી માંડીને તે દરવાન સુધીના રાજ્યના બધા નોકરો — રોમમાં, ફ્રાન્સમાં, ઇંગ્લંડમાં, રશિયામાં અને અમેરિકામાં, બધે જ — આળસ અને વ્યભિચારમાં પડ્યા.

લોકોનો રાજ્ય ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો અને આજે અરાજકતા આદર્શ તરીકે સામે દેખાય છે.

લોકોનો રાજ્ય ઉપરથી મોહ ઉતરી ગયો તેનું કારણ માત્ર એટલું જ હતું કે રાજ્યના અમલદારો લોકોની મજૂરીનો લાભ ઊઠાવવાનો હક પ્રસ્થાપિત કરવા લાગ્યા.

રાજ્યસત્તાની મદદથી વિજ્ઞાન અને કળાએ પણ એવું જ કર્યું. રાજ્યને મદદ કરવાનું વિજ્ઞાન અને કળાવાળા માણસોએ માથે લીધું. પછી તેઓએ પણ આળસુ રહેવાનું અને બીજાની મજૂરીનો લાભ ઊઠાવવાનું નક્કી કર્યું. આમ તેઓ પોતાનો ધર્મ ચૂક્યા.

તેમની ભૂલ માત્ર આ એક જ કારણથી થઇ હતી કે શ્રમવિભાગનો ખોટી રીતે ઉભો કરેલો સિદ્ધાંત આગળ કરીને વિજ્ઞાનના સેવકોએ બીજાઓની મજૂરીનો લાભ ઊઠાવવાનો હક પ્રસ્થાપિત કર્યો. તેઓ પોતાનો ધર્મ ન સમજ્યા. લોક-

હિતને પોતાની પ્રવૃત્તિનું ધ્યેય રાખવાને બદલે વિજ્ઞાન અને કળાના ઉત્કર્ષ રૂપી કોઇ ગેબી વસ્તુને તેઓએ પોતાની પ્રવૃત્તિનું ધ્યેય બનાવ્યું. અને તેમના પુરોગામીઓની માફક આળસ અને વ્યભિચાર — શારીરિક નહિ પણ માનસિક — માં પડયા.

એ લોકો કહે છે કે વિજ્ઞાન અને કળાએ તો જગતને ઘણું આપ્યું છે. સાવ સાચી વાત છે.

એમ તો ખ્રિસ્તી સંપ્રદાયે તથા રાજ્યે પણ જગતને બહુ આપ્યું છે. તેના સેવકોએ પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો છે અને જીવનને અર્થે આવશ્યક એવા મજૂરી કરવાના સનાતન નિયમનો ભંગ કર્યો છે એ કાંઈ તેમની સેવા નથી એ લોકોના એમ કરવા છતાં જગતને અનાયાસે જે લાભ થયો છે તે એમનું આપ્યું ગણવું હોય તો ગણાય.

વિજ્ઞાન તથા કળાએ જગતને બહુ આપ્યું છે તે પણ એવું જ છે. વિજ્ઞાન અને કળાવાળા માણસો શ્રમવિભાગને બહાને મજૂરોની કાંધ ઉપર ચઢી બેસે છે, એ તેમની સેવા નથી, પરંતુ એ લોકોના એમ કરવા છતાં જગતને અનાયાસે લાભ થયો છે. રોમન પ્રજાસત્તાક રાજ્ય બળવાન હતું તેનું કારણ એ નથી કે તેના શહેરીઓ વ્યભિચારી જીવન ગાળી શકતા હતા. તેનું કારણ તો એ છે કે તેમાં ઘણા ચારિત્રવાન શહેરીઓ હતા. એવું જ વિજ્ઞાન અને કળાનું છે.

વિજ્ઞાન તથા કળાથી જગતને લાભ થયો છે તેનું કારણ એ નથી કે તેના સેવકોને પહેલાં કોઇ વાર અને આજે હમેશાં કામ કરવું પડતું નથી. તેનું કારણ તો એ છે કે તેમાં

એવા પ્રતિભાશાળી માણસો પડેલા છે, જેઓએ પોતાના હકનો ઉપયોગ કર્યા વિના જગતનું હિત સાધ્યું છે.

પંડિતો અને કળાકારોનો જે વર્ગ આ જૂઠા શ્રમ-વિભાગને આધારે બીજાઓની મજૂરીનો લાભ ઊઠાવવાની માગણી કરે છે, તેઓ સાચી વિદ્યા અને સાચી કળાના ઉત્કર્ષમાં કશો ભાગ લઇ શકતા નથી; કારણ અસત્યમાંથી કદિ સત્ય ઉત્પન્ન થતું નથી.

આપણા પંપાળેલાપોષેલા, જાડા અને નિર્બળ બુદ્ધિ-જીવીઓથી આપણે એટલા બધા ટેવાઇ ગયા છીએ કે કોઇ પંડિત અથવા કળાકાર હળ પકડે અથવા ખાતર તાણે એ આપણને ભયંકર લાગે છે. આપણને એમ લાગે છે કે જાણે સત્યાનાશ વળી જશે, તેનું જ્ઞાન બધું પેલા ખાતરના ગાડાથી હચમચી જશે અને પોતાના હૃદયમાં આંકી રાખેલાં બધાં કળામય ચિત્રો આ ખાતરથી ખરડાઇ જશે. આપણે તો આ બધાથી એવા ટેવાઇ ગયા છીએ કે વિજ્ઞાનના આપણા સેવક, એટલે સત્યના સેવક અને ઉપદેશક, પોતે જે કામ કરી શકે તે કામ બીજા પાસે કરાવીને, પોતાનો અર્ધો વખત સારૂં સારૂં ખાવામાં, બીડીઓ ફૂંકવામાં, તડાકા મારવામાં, વાર્તાવિનોદમાં, છાપાં અને નવલકથાઓ વાંચવામાં તથા નાટકો જોવામાં ગાળે છે, એમાં આપણને કશું વિચિત્ર જ લાગતું નથી. આપણા દર્શનશાસ્ત્રી હોટેલમાં, નાટકમાં કે નાચમાં હોય તે આપણને વિચિત્ર નથી લાગતું. આપણે એવું સાંભળીએ કે આપણા જે કળાકાર આપણા આત્માને આનંદ આપે છે અને ઉન્નત કરે છે તે ભાઇએ તો પોતાનું આખું જીવન

મદ્યપાનમાં, પાનાં ખેલવામાં અને રંડીબાજીમાં ગાળ્યું છે, તો તે પણ આપણને વિચિત્ર નથી લાગતું.

વિજ્ઞાન અને કળા એ સુંદર વસ્તુઓ છે. તે સુંદર છે તેથી જ આપણે તેને વ્યભિચારથી, એટલે કે, પોતાના તથા બીજાઓના ગુજરાન માટે મજૂરી કરવાની ફરજમાંથી મુક્તિ મેળવીને, ભ્રષ્ટ નહિ કરવાં જોઇએ.

વિજ્ઞાન અને કળાએ જગતની પ્રગતિ કરી છે. હા! પરંતુ એ પ્રગતિ શેને લીધે થઇ છે? વિજ્ઞાન અને કળાવાળા માણસોએ, શ્રમવિભાગને બહાને, શબ્દોથી અને એથીયે વિશેષ પોતાનાં કૃત્યોથી લોકોને બળાત્કાર કરતાં શીખવ્યું. કુદરત સાથે સંગ્રામ કરવા માટે દરેક માણસે જાતે કામ કરવું જોઇએ એ તેની પ્રથમ અને નિઃશંક ફરજ છે, તેમાંથી મુક્તિ મેળવવા લોકોની ગરીબાઇ અને દુઃખનો લાભ લેતાં શીખવ્યું. તેથી કાંઇયે પ્રગતિ નથી થઇ.

## ટીપ્પણ

**કૉન્સ્ટન્ટાઇન** — (૨૭૨-૩૩૭) તેણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો અને તે દિવસથી ખ્રિસ્તી ધર્મ યુરોપનો રાજ્યધર્મ થયો.

## ૩૪

પરંતુ આના જવાબમાં તો એ લોકો કહે છેઃ "આપણા જમાનામાં વિજ્ઞાનની જે પ્રગતિ થઇ શકી છે તેનું કારણ જ આ શ્રમવિભાગ છે. એટલે કે, વિજ્ઞાન તથા કળાવાળા માણસોને પોતાના ગુજરાન માટે મજૂરી નથી કરવી પડતી, એ છે.

"જો બધા જ ખેતી કરતા હોત તો આપણા જમાનામાં જે ભારે પરિણામો આવ્યાં છે તે ક્યાંથી આવત? મનુષ્યનો કુદરત ઉપર આજે આટલો કાબુ આવ્યો છે તે ચમત્કારિક પ્રગતિ ક્યાંથી થઇ હોત? ખગોળની શોધો જે માણસની બુદ્ધિને હેરત પમાડે છે અને જેને લીધે દરિયાઇ સફર આટલી સલામત થઇ ગઇ છે તે ક્યાંથી થાત? સ્ટીમરો, રેલ્વેઓ, મોટા જબરદસ્ત પુલો, જમીનની નીચેના માર્ગો, વરાળ-યંત્રો, ટેલીગ્રાફ, ફોટોગ્રાફ, ટેલીફોન, સીવવાના સંચા, ફોનોગ્રાફ, વીજળી, દૂરદર્શક કાચ, દૂરના પદાર્થોનાં તત્ત્વો જાણવાના કાચ, સૂક્ષ્મદર્શક કાચ, નસ્તર મૂકતી વખતે બેભાન કરવા માટે

સુંધાડવાની દવાઓ, જંતુનાશક દવાઓ, કારબોલિક એસિડ એ બધું કયાંથી આવત ?"

આ જમાનો જેને માટે મગરૂર થઇ શકે એવી તો ઉપરના જેવી કેટલીયે બાબતોનો ગણતાં પાર આવે એમ નથી.

આવી યાદી અને આપણાં પરાક્રમોની તારીફ તમે કોઇ પણ વર્તમાનપત્ર અથવા સામાન્ય પુસ્તકમાં વાંચશો. આ તારીફ એટલી બધી કરવામાં આવે છે અને આપણી જાત ઉપર આપણે એટલા ફિદાફિદા થઇ જઇએ છીએ કે આપણી પાકી ખાતરી થઇ જાય છે કે વિજ્ઞાન અને કળાની જેટલી પ્રગતિ આપણા જમાનામાં થઇ છે તેટલી પહેલાં કદી થઇ ન હતી.

અને આ બધી અદ્દભુત પ્રગતિ શ્રમવિભાગને જ આભારી છે. તો પછી તેનો સ્વીકાર કર્યા વિના કેમ ચાલે?

આપણે સ્વીકારીએ કે આ સદીમાં (૧૯મી સદીમાં) જે પ્રગતિ થઇ છે તે ચમત્કારિક, અદ્દભુત, અપૂર્વ છે. આપણે એ પણ સ્વીકારીએ કે આવા અસાધારણ સમયમાં આપણે જન્મ્યા તે આપણું મોટું ભાગ્ય છે. પરંતુ હવે આપણા આત્મસંતોષની દૃષ્ટિએ નહિ, પણ શ્રમવિભાગનો સિદ્ધાન્ત, જેનો આ પ્રગતિ બચાવ કરે છે તે સિદ્ધાન્તને ધોરણે, આ પ્રગતિને આપણે કસી જોઇએ અને તેનું મૂલ્ય આંકવાનો પ્રયત્ન કરીએ. શ્રમવિભાગ એટલે વિજ્ઞાન તથા કળાવાળા માણસોને શારીરિક મજૂરી નથી કરવી પડતી તેના બદલામાં લોકોના હિતને અર્થે તેઓ જે માનસિક શ્રમ કરે છે તે. વિજ્ઞાનમાં થયેલી પ્રગતિ તો બધી અદ્દભુત છે. પરંતુ કોઇ દુર્ભાગ્ય સંજોગવશાત્ આ પ્રગતિએ આજ સુધી તો મજૂરની દશામાં સુધારો કર્યો નથી.

કાંઇક તેની દશા બગાડી હશે. આ વાત વૈજ્ઞાનિકો પણ કબુલ કરે છે.

મજૂરને ચાલવું પડતું નથી. હવે તે રેલ્વેમાં મુસાફરી કરી શકે છે. તો તેના બદલામાં રેલ્વેએ તેનાં જંગલો બાળી નાંખ્યાં છે, તે મ્હોં વકાસી જોતો રહ્યો છે અને તેનું અનાજ તે લઈ ગઇ છે. પછી તેને રેલ્વેના પૉર્ટર બનાવી ગુલામીને મળતી દશાએ પહોંચાડયો છે.

વરાળયંત્રો અને સંચાઓને લીધે મજૂર તદ્દન કચરો કાપડ ખરીદ કરી શકે છે, એ તેનો લાભ; તો તેના બદલામાં આ એન્જીનો અને યંત્રોએ તેને ઘેર બેઠાં થતી કમાણી ઝૂંટવી લીધી છે અને કારખાનાદારની પૂરેપૂરી ગુલામી કરવાની દશાએ તેને પહોંચાડયો છે.

આજે ટેલીગ્રાફ થયા છે. તે વાપરતાં મજૂરને કોઇ અટકાયત કરતું નથી. પરંતુ દ્રવ્યને અભાવે તેનો તે ઉપયોગ કરી શકતો જ નથી. પોતાનો માલ કયે ભાવે અને કયાં વેચવો પોસાશે તે ખેડૂત બિચારો નક્કી કરે તે પહેલાં તો કોઇ પણ જગ્યાએ જરાક ભાવ ચઢે છે તો મૂડીવાળાને ટેલીગ્રાફથી તેની ખબર પડે છે અને પેલો ખેડૂત વિચાર કરતો હોય ત્યાં તો મૂડીવાળો આવીને તેની પાસેથી ઓછે ભાવે તે માલ ખરીદ કરી લે છે.

વળી ટેલીફોન તથા ટેલીસ્કોપથી અથવા કાવ્ય, નવલ-કથા, નાટક, સંગીત, ચિત્રાલય ઇત્યાદિથી મજૂરનું જીવન છાંટાભાર સુધર્યું નથી. કારણ એ જ દુર્ભાગ્યસંજોગવશાત્ આ બધું તેને અલભ્ય હોય છે.

એટલે, એકંદરે—અને આ તો વૈજ્ઞાનિકો પણ સ્વીકારશે—આ બધી અસાધારણ શોધો તથા કળાની કૃતિઓથી મજૂરની દશા, વિશેષ ખરાબ નહિ થઈ હોય તોપણ, છાંટાભાર સુધરી તો નથી જ.

વિજ્ઞાન અને કળાએ જે પ્રગતિ સાધી છે તે સાચી છે કે કેમ એ પ્રશ્નના સંબંધમાં, આપણે પોતાને માટે ખુશ થવાને બદલે, શ્રમવિભાગનો જે ધોરણ ઉપર બચાવ કરવામાં આવે છે કે તેને લીધે મજૂર લોકોનું પણ હિત થાય છે એ ધોરણ લાગુ પાડીશું તો આપણને જણાશે કે આપણે એકદમ જે આત્મસંતોષ ધારણ કરી દઇએ છીએ તેને માટે આપણી પાસે મજબૂત કારણો નથી.

ખેડૂત રેલ્વેમાં મુસાફરી કરે છે, બાઇ કપડાં ખરીદ કરે છે, ઝૂંપડામાં કાકડાને બદલે દીવો આવ્યો છે અને ખેડૂત પોતાની ચલમ દીવાસળીથી સળગાવે છે,—આ બધી સગવડો આજે મળી શકે છે. પરંતુ ન્યાયની દૃષ્ટિએ હું કેમ કહી શકું કે રેલ્વે તથા કારખાનાંએ લોકોનું કલ્યાણ કર્યું છે?

આજે ખેડૂત રેલ્વેમાં બેસે છે, ફાનસ, કપડાં તથા દીવાસળી ખરીદ કરીને વાપરે છે, તેનું કારણ તો એ છે કે તેમ કરતાં તેને રોકી શકાય એમ નથી. પરંતુ આપણે સહુ જાણીએ તો છીએ જ કે રેલ્વે અને કારખાનાં કાંઇ લોકોના કલ્યાણની ખાતર બાંધવામાં આવ્યાં નથી. આ સગવડો તો ખેડૂતને અકસ્માત્ મળી જાય છે અને સંજોગવશાત્ તે તેનો લાભ લે છે. પરંતુ તેથી લોકોને આ વસ્તુઓ ઉપયોગી છે એ સિદ્ધ કરવા આ આકસ્મિક સગવડો આગળ ધરવામાં શો અર્થ છે?

આપણે સહુ જાણીએ છીએ કે ઇજનેરોએ તથા મૂડીવાળાઓએ રેલ્વે અને કારખાનાં બાંધતી વખતે મજૂરનું છેલ્લું લોહીનું ટીપું નીચોવી લેવા સિવાય, બીજો કશો વિચાર કર્યો હોતો નથી. આપણે જોઇએ છીએ કે આપણા દેશમાં, યુરોપમાં તથા અમેરિકામાં તેઓ તેમ કરવામાં ફતેહમંદ થયા છે.

દરેક હાનિકારક વસ્તુમાં કંઇક તો ઉપયોગી તત્ત્વ હોય છે જ. મોટી આગ લાગી હોય તેના તાપથી આપણે તાપી શકીએ અને તેમાં કોલસા પડે તે વડે ચલમ પણ સળગાવી શકીએ. પરંતુ એટલા માટે આગ ઉપયોગી છે એમ કહેવામાં શો અર્થ છે ?

આપણે આપણી જાતને છેતરીએ તો નહિ જ. જે ઇરાદાથી રેલ્વે અને કારખાનાં બંધાયાં છે તથા દીવાસળીઓ વગેરે બનાવવામાં આવે છે તે આપણી કોઇની જાણ બહાર નથી.

ઇજનેર રસ્તા બાંધે છે. તે સરકારને માટે, લશ્કરી સગવડ માટે, મૂડીવાળા માટે અથવા કમાવાને અર્થે હોય છે. કારખાનાદારને માટે, પોતાના લાભને અર્થે અથવા મૂડીવાળા માટે તે યંત્રો બનાવે છે. તે જે કાંઇ બનાવે છે અથવા શોધી કાઢે છે તે સરકારને માટે, મૂડીવાળાને માટે અથવા શ્રીમંતને માટે હોય છે.

તેના ઇજનેરી જ્ઞાનની બધી ભારે હિકમતો લોકોના સીધા નુકસાનને અર્થે વપરાય છે. તોપો, બંદુકો, નૌકાનાશક યંત્રો, એકાન્ત કેદની કાળી કોટડીઓ અથવા તાર અને એવાં બીજાં સાધનો જે વડે વેપાર એકહથ્થુ કરી શકાય, એવું

એવું બનાવવામાં તેની બધી હિકમત વપરાય છે. અથવા એવી વસ્તુઓ બનાવવામાં આવે છે, જે લોકોને કશા ઉપયોગની નથી હોતી, એટલું જ નહિ પણ લોકો સાથે તેનો કશો સંબંધ જ બેસી શકતો જ નથી. ઉદાહરણાર્થ, વીજળીના દીવા, ટેલીફોન, અને સુખસગવડનાં એવાં બીજાં અનંત સાધનો, અથવા એવી વસ્તુઓ બનાવવામાં આવે છે જેથી લોકો બગડે છે અને જે વડે તેમની પાસેની છેલ્લી દમડી નીચોવી લઇ શકાય છે. પછી તેમને મજૂરી કરવાની ફરજ પાડવામાં આવે છે. દાખલા તરીકે, દારૂ, અફીણ, તંબાકુ, કાપડ; ફેન્સી રૂમાલ અને પાર વિનાની એવી નકામી વસ્તુઓ ગણાવી શકાય.

એવું બને છે કે વૈજ્ઞાનિકોની શોધખોળ તથા ઇજનેરની મહેનત પ્રસંગોપાત લોકોને ઉપયોગી પણ નીવડે છે. દાખલા તરીકે રેલ્વે, કાપડ, લોઢાનાં વાસણ, દાતરડાં વગેરે. આથી એટલું જ સાબીત થાય છે કે દુનિયામાં કશી વસ્તુ એકાન્તિક હોઇ શકતી નથી. હાનિકારક પ્રવૃત્તિમાંથી પણ જે લોકોને એ પ્રવૃત્તિ હાનિકારક હોય એ જ લોકોને અકસ્માત લાભ મળી જાય છે.

વિજ્ઞાન અને કળાવાળા માણસો પોતાની પ્રવૃત્તિ લોકોને ઉપયોગી છે એવું તો ત્યારે જ કહી શકે જ્યારે આજે જેમ સરકારની અને શ્રીમંતોની સેવા કરવાનો તેઓ ઉદ્દેશ રાખે છે, તેમ, લોકોની સેવા કરવાનો ઉદ્દેશ તેઓ રાખે.

વિજ્ઞાન અને કળાવાળા માણસો એવો જ ઉદ્દેશ રાખે કે બસ લોકોની જરૂરિયાતો તરફ જ લક્ષ આપવું, તો તેમણે લોકોની સેવા કરી કહેવાય. પરંતુ એવા કોઇ આજે જોવામાં તો નથી આવતા.

બધા પંડિતો આજે પોતપોતાનાં અસાધારણ અને પવિત્ર કાર્યોમાં મશગુલ છે. તેમાંથી પરમાણુના પૃથક્કરણની, તારાઓના રંગનું પૃથક્કરણ કરી તેમાં રહેલા પદાર્થોની અને એવી એવી શોધો તેઓ કરે છે. પરંતુ વિજ્ઞાને કોઇ દિવસ એ વિચાર કર્યો કે કુહાડીનું ફળ અથવા હાથો કેવો હોય તો કાપવાનું વધારે સુગમ પડે? કઇ જાતનું કરવત વધારેમાં વધારે કામ આપી શકે? રોટી વધારે સારી બનાવવાને માટે લોટ કેવો જોઇએ? તેની કણક શી રીતે બાંધવી તથા તેમાં શું નાંખવું? દેવતા શી રીતે પાડવો, ચૂલા શી રીતે બનાવવા, કયો ખોરાક ખાવો, કેવું પાણી પીવું, કેવાં વાસણ વાપરવાં, કયો ભાજીપાલો ખાઇ શકાય અને તે શી રીતે રાંધીને, એ કોઇ દિવસ વિજ્ઞાને કહ્યું? જોકે આ બધું વિજ્ઞાનનું જ ક્ષેત્ર છે.

હું જાણું છું કે વિજ્ઞાનની અત્યારે જે વ્યાખ્યા કરવામાં આવે છે તે પ્રમાણે તે નકામી વસ્તુ જ હોવી જોઇએ. પરંતુ આ આરોપ બહુ સીધો અને બહુ ધૃષ્ટ ગણાય. વિજ્ઞાનનું કાર્ય લોકોની સેવા કરવાનું છે. આપણે ટેલીગ્રાફ, ટેલીફોન, ફોનોગ્રાફ એ બધું શોધી કાઢયું. પણ જીવનને આપણે શું આગળ વધાર્યું? લોકોની મજૂરીમાં શો સુધારો કર્યો? વીસ લાખ માંકડ વૈજ્ઞાનિકોએ ગણી કાઢયા! પરંતુ બે હજાર વરસ થયાં જે જાનવરોને આપણે પાળતા આવ્યા છીએ તેથી એક પણ નવું જાનવર આપણે પાળ્યું? અનેક પ્રકારનાં સાબર, તીતર, લાવરી, અને એવાં ઘણાં પશુપક્ષીઓ હજી જંગલી છે. વનસ્પતિવિદ્યા જાણનારાઓએ કોષની શોધ કરી, કોષમાં બીજની શોધ કરી અને બીજમાં કાંઇ બીજું તથા તેમાં વળી કાંઇ બીજું એવી એવી અનેક શોધો કરી. એ તો ઉઘાડું

છે કે આ કામનો લાંબા વખત સુધી પાર આવવાનો નથી, કારણ તેનો પાર છે જ નહિ. એટલે લોકોને જે જોઇએ છે તે માટે પ્રવૃત્તિ કરવાનો આ લોકોને અવકાશ જ નહિ મળવાનો. બહુ પુરાણા વખતથી ડાંગર, ઘઉં વગેરેની ખેતી થતી આવી છે, પરંતુ ત્યારથી તે આજ સુધી લોકોને ખાવાનું એક પણ નવું ધાન્ય કે નવી વસ્તુ શોધી કઢાઇ નથી. એક માત્ર બટાટાની શોધ નવી થઇ છે, પરંતુ તે વિજ્ઞાનને આભારી નથી.

વૈજ્ઞાનિકોએ તો નૌકાનાશક યંત્રો શોધી કાઢયાં, વેપાર એકહથ્થુ કરવાનાં સાધનો શોધી કાઢયાં, સંડાસની નવી નવી હિકમતો કરી; પરંતુ રેંટિયો, સાળ, હળ, કુહાડીનો હાથો, કણસલાં ઝુડવાનું ઝુડિયું, દાંતી, સાવરણી એ બધું તો બાવા આદમના વખતમાં હતું તેવું જ આજે છે. તેમાં કાંઇ પણ સુધારો થયો હોય તો તે વૈજ્ઞાનિકોએ નથી કર્યો.

કળાનું પણ આવું જ કહી શકાય. આપણે સંખ્યાબંધ માણસોને મહાન લેખકોની પદવી આપી છે. આ લેખકોનાં લખાણોની અતિ સૂક્ષ્મ પરીક્ષા કરી છે, ટીકાઓના મોટા પહાડો રચ્યા છે. ટીકા ઉપર ટીકા, તેની ઉપર બીજી ટીકા અને વળી તેની ઉપર ત્રીજી ટીકા એમ આપણે લખ્યે ગયા છીએ. કળાના જૂદાજૂદા પંથોનો અતિ સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે, સંગીતાલયો અને રંગભૂમિઓ ઉભી કરી છે, જ્યાં સંગીત સાંભળી સાંભળીને તથા નાટકો જોઇ જોઇને પણ આપણે થાકી જઇએ. અને આ બધું કર્યા છતાં લોકપ્રિય મહાકાવ્યોમાં, લોકકથાઓમાં, અદ્‌ભુત રસવાળી વાતોમાં તથા ગીતોમાં આપણે શો વધારો કર્યો છે? લોકોને આપણે કયાં ચિત્રો અને કયું

સંગીત આપ્યું? નિકોલ્સ્કાયમાં લોકોને માટે પુસ્તકો અને ચિત્રો બનાવવામાં આવે છે તથા ટુલામાં હાથે પકડીને વગાડવાના વાજાં બનાવવામાં આવે છે. પરંતુ એ કશામાં આપણે ભાગ લીધો નથી.

વધારે ચોંકાવનારૂં તો એ છે કે જે ક્ષેત્રમાં વિજ્ઞાન અને કળા લોકોને ઉપયોગી થઇ પડવાં જોઇએ, ખાસ કરીને તે જ ક્ષેત્રોમાં આપણાં વિજ્ઞાન તથા આપણી કળાએ ખોટી દિશા પકડી છે. આ ખોટી દિશાને લીધે જ ઉપયોગી થવાને બદલે વિજ્ઞાન અને કળા હાનિકારક નીવડયાં છે. ઇજનેર, યંત્રશાસ્ત્રી, શિક્ષક, કળાકાર, લેખક, એ બધાના ધંધા ઉપરથી જોઇએ તો જણાય છે કે તેમણે લોકની સેવા કરવી જોઇએ. પણ બને છે શું? આજનું વલણ તો એવું છે કે લોકોને તેઓ નુકસાન જ કરે છે.

ઇજનેર અથવા યંત્રશાસ્ત્રીને કામ કરવા મૂડી જોઈએ. મૂડી વિના તે કશું કરી શકે નહિ. એનું જ્ઞાન બધું એવું છે કે તેનો ઉપયોગ કરવા માટે મૂડી જોઇએ તથા મોટી સંખ્યામાં મજૂરો જોઇએ. વળી એને વરસ દહાડે ઓછામાં ઓછા પંદરસો કે બે હજાર ખરચવાની ટેવ પડી ગઇ હોય છે. એટલે તે ગામડામાં જઇને તો કામ કરી શકે નહિ. ત્યાં એટલું બધું તેને કોણ આપે? એટલે એ પોતાના ધંધાને કારણે જ લોકોની સેવા કરવા નાલાયક થઇ જાય છે. ઉચ્ચ ગણિતની મદદથી પુલનો ગાળો કેટલો છે તે તેઓ શોધી કાઢી શકે છે, પરંતુ લોકો પોતાની મજૂરીને લગતા નાના નાના સવાલો પૂછે તોપણ તે મૂંઝાઇ જાય છે. હળ અથવા ગાડું કેમ સુધારવું અથવા તો નાળું શી રીતે પાર ઉતરાય એવું કરવું એ બધા લોકોના જીવનના

રોજના પ્રશ્નો હોય છે. તેના સંબંધમાં એ કશું જાણતો હોતો નથી. તદ્દન સાધારણ ખેડૂત કરતાં પણ ઓછું સમજે છે. તેને જોઇએ તે સાધનો આપો, જોઇએ તેટલા મજૂર આપો અને પરદેશથી યંત્રો મંગાવી આપો, પછી એ બધું ગોઠવી શકશે. પરંતુ જે સ્થિતિમાં લાખો મજૂરો રહે છે તે સ્થિતિમાં તેમની મજૂરી શી રીતે સરળ થઇ શકે એ શોધી કાઢતાં એને આવડતું નથી. એના ધંધાને કારણે જ, એની ટેવોને લીધે તથા એની જરૂરિયાતોને લીધે આવા કામને માટે તે કશા કામનો હોતો નથી.

દાક્તરની સ્થિતિ તો એથીયે ખરાબ છે. તે આખી ઉટાંગ વિદ્યા જ એવી છે કે જે કશું કામ કરતા ન હોય અને પોતાનું બધું કામ બીજા પાસે કરાવતા હોય તેવાને જ તે સાજા કરી શકે છે. તે શાસ્ત્રીય રીતે કામ કરી શકે તે માટે તેને પાર વિનાનાં ખર્ચાળ સાધનો જોઇએ, મોટા ઓરડા જોઇએ, ખર્ચાળ ખોરાક જોઇએ અને ખર્ચાળ સંડાસ જોઇએ. પોતાના પગાર ઉપરાંત આ બધી સગવડો માટે તેને ખર્ચ જોઇએ. એટલે એક દરદીને તે સાજો કરે તેટલામાં જેમને માથે આ બધા ખર્ચનો બોજો પડે છે તેવા સોને તો તે ભૂખે મારે છે. મોટાં મોટાં શહેરોમાં તેણે અભ્યાસ કરીને બહુ નામના મેળવેલી હોય છે. ખાટલે પડી રહી શકે એવા જ દરદીઓની તે દવા કરે છે. અથવા સાજા થયા પછી, સાજા રહેવા માટે જરૂરી યંત્રો ખરીદ કરી શકે એવા અને છેક ઉત્તરમાંથી દક્ષિણમાં તથા દક્ષિણમાંથી ઉત્તરમાં હવાફેર માટે જઇ શકે એવા હોય તથા અમુક પ્રકારનાં પાણીવાળાં સ્થળોએ રહેવા જઇ શકે એવા હોય, તેવાઓની જ તે દવા કરે છે.

એમની વિદ્યા એવી છે કે દરેક તાલુકા-ગામમાં કામ કરતા દાક્તર તો એવી જ ફરિયાદ કરે છે કે મજૂરી કરનારાઓના રોગ મટાડવાના તેમની પાસે ઇલાજ નથી. તેઓ એટલા ગરીબ હોય છે કે દરદીનું આરોગ્ય સારૂં રહે એવી સ્વચ્છ સ્થિતિમાં રાખવાનું અશક્ય હોય છે. અને પાછા આ જ દાક્તરો એવી પણ ફરિયાદ કરે છે કે પૂરતી ઇસ્પીતાલો નથી, કામને તેઓ પહોંચી વળી શકતા નથી, દવા આપવામાં તથા વાઢકાપનું કામ કરવામાં તેમને મદદનીશોની જરૂર હોય છે. આ ઉપરથી આપણે કયા નિર્ણય ઉપર આવીએ છીએ? એ જ લોકોનું મોટામાં મોટું દુ:ખ, જેમાંથી તેમના રોગ ઉત્પન્ન થાય છે અને ફેલાય છે તથા જેનો ઇલાજ થઈ શકતો નથી, તે ગુજરાનનાં પૂરતાં સાધનો નથી, એ છે.

આમ છતાં શ્રમવિભાગવા વાવટા નીચે વિજ્ઞાન પોતાના ઉસ્તાદોને લોકોની વહારે ધાવાનું કહે છે. બધું વિજ્ઞાન શ્રીમંત લોકોને માફક આવે એવી રીતે રચાયું છે. જે લોકો પાસે કશાની ખોટ નથી હોતી તેવાની જ દવા કરી શકાય એવી રીતો શોધી કાઢવામાં આવી છે. તેમ છતાં જેમની પાસે કશું જ ફાજલ હોતું નથી તેવાઓની દવા પણ એ જ પદ્ધતિએ કરવામાં આવે છે.

પરંતુ તે માટે સાધનો તો પૂરતાં હોતાં નથી એટલે ગરીબ લોકે પાસેથી તે માગવાની જરૂર પડે છે. ગરીબ લોકો સાધન લાવે કયાંથી? એટલે સાધનને અભાવે જ તે લોકો સાજા થઈ જ શકતા નથી.

ગરીબોના વૈદાનો બચાવ કરનારા કહે છે કે એ વિભાગ હજી પૂરો ખીલવી શકાયો નથી.

એ વિભાગ પૂરો ખીલવવામાં નથી આવ્યો એ તો ઉઘાડું જ છે. કારણ દુર્ભાગ્યે જો એ ખીલવવામાં આવે અને તાલુકાદીઠ બેને બદલે બાર દાક્તરો, દયાણીઓ, વાઢકાપ કરનારા મદદનીશો એ બધું માથે મારવામાં આવે તો ત્યાં કોઇ દવા કરાવનાર માણસ જ રહે નહિ ને? વિજ્ઞાનના હિમાયતી આ વિજ્ઞાનના સહકારની જે વાત કરે છે તે ખરી રીતે તો કાંઇક જૂદા જ સ્વરૂપની હોવી જોઇએ. ખરો સહકાર હજી શરૂ નથી થયો. તે તો ત્યારે જ થશે જ્યારે વૈજ્ઞાનિક ઇજનેર અથવા દાકતર બીજાની મજૂરી પચાવી પાડવાનો જે શ્રમવિભાગ આજે ચાલે છે તેને કાયદેસર નહિ ગણે, જ્યારે તે લોકોની પાસેથી લાખોની વાત તો બાજુએ રહી પણ હજાર પાંચસો લેવાનો પણ પોતાનો હક નહિ ગણે, અને મજૂરોની વચ્ચે એમના જેવા જ થઇને રહેશે અને પછી પોતાના જ્ઞાનનો ઉપયોગ મજૂરોને જરૂરના એવા યંત્રશાસ્ત્ર, ઇજનેરી, આરોગ્ય તથા ઉપચારના પ્રશ્નોમાં કરશે. પરંતુ આજે તો જે વિજ્ઞાન મજૂરોને ખર્ચ પોસાય છે તે એ મજૂર લોકોનાં જીવન કેવાં હોય છે તે જ સાવ ભૂલી ગયું છે. તેમની દશા ધ્યાનમાં લીધા વિના જ તે પોતાની પ્રવૃત્તિ ચલાવ્યે જાય છે. વૈજ્ઞાનિકોનું કહેવાતું જ્ઞાન ગરીબ લોકોને ખપમાં આવતું નથી એમ કહીએ છીએ ત્યારે તેમને અપમાન લાગે છે.

ઇજનેરી કળાની માફક વૈદક પણ જનતામાં કશો પ્રવેશ કરી શક્યું નથી. કામ કરવાના વખતની વહેંચણી શી રીતે કરવી, કયો ખોરાક શરીરને સહુથી વધારે પોષણ આપે; કપડાં કેવાં, કેવી રીતે તથા ક્યારે પહેરવાં, શરદી અને ટાઢથી શરીરનું

રક્ષણ કેવી રીતે કરવું; છોકરાંને શી રીતે નવરાવવાં, લૂછીને સુવાડવાં, તથા ઉછેરવાં;—અને આ બધું મજૂરી કરનારા લોકોની સ્થિતિને ગણત્રીમાં લઇને શી રીતે કરવું? એ બધા પ્રશ્નો હજી છેડાયા જ નથી.

શાસ્ત્રીય રીતે શિક્ષણશાસ્ત્ર શીખેલા શિક્ષકોની પ્રવૃત્તિનું પણ આવું જ છે. શિક્ષણશાસ્ત્રે પણ એવું સ્વરૂપ પકડયું છે કે શાસ્ત્રીય રીતે શીખવવું હોય તો એકલા શ્રીમંત લોકોનાં બાળકોને જ શિક્ષણ આપી શકાય. ઇજનેરો તથા દાક્તરોની માફક શિક્ષકો પણ જાણ્યે અજાણ્યે પૈસાને તથા સરકારને વળગે છે.

અને તેમ કર્યા વિના બીજો છુટકો નથી હોતો. કારણ સામાન્ય રીતે શાળાની વ્યવસ્થા જેમ વધારે શાસ્ત્રીય તેમ તે વધારે ખરચાળ થાય છે. અને પછી નમુનેદાર શાળા કાઢવી હોય તો શાસ્ત્રીય પદ્ધતિએ બનાવવામાં આવેલાં ટેબલ, ખુરશી તથા બાંકડા જોઇએ, નકશા તથા પૃથ્વીના ગોળા જોઇએ, તથા સારૂં પુસ્તકાલય જોઇએ. આ બધું કરવા માટે ગામ ઉપર બેવડો કર નાંખવો જ જોઇએ. કારણ શાસ્ત્ર પ્રમાણે એ બધા વિના ચાલે તેમ નથી.

લોકોને તો પોતાનાં છોકરાં કામમાં મદદ કરતાં થાય તે જોઇએ છે. જેમ સ્થિતિ ગરીબ તેમ છોકરાંની મદદની જરૂર વધારે. વૈજ્ઞાનિકો કહે છે: "શિક્ષણશાસ્ત્રથી લોકોને આજે પણ ફાયદો તો થયો જ છે. જેમ તે વધારે ખીલશે તેમ લોકોને વધારે લાભ થશે." હાસ્તો, શિક્ષણશાસ્ત્રની વધારે ખીલવણી થશે એટલે તાલુકામાં વીસને બદલે સો શાળાઓ થશે. વળી બધી શાસ્ત્રીય પદ્ધતિએ ચાલનારી હશે અને તે

નિભાવવાનો બોજો લોકો ઉપર પડશે. એટલે લોકો વધુ ગરીબ થવાના અને બાળકોની મદદની જરૂર તેમને વધારે પડવાની.

લોકો તો કહે છે કે "અમારે કરવું શું?"

સરકાર તો નિશાળો કાઢશે અને યુરોપની માફક કેળવણી ફરજિયાત કરશે. પરંતુ તેના ખર્ચમાં નાણાં તો લોકો પાસેથી જ કઢાવવાનાં ને? એમને બિચારાઓને વધારે મજૂરી કરવી પડશે, કામ આડે ફુરસદનો વખત ઓછો રહેશે, એટલે ફરજિયાત કેળવણી ચાલી શકશે નહિ. આનો ઇલાજ પણ એક જ છે. શિક્ષક મજૂરની સ્થિતિમાં જઇને રહે અને લોકો સ્વેચ્છાએ તથા ખુશી થઇને તેને જે આપે તે લઇને બાળકોને ભણાવે.

આમ વિજ્ઞાને ખોટું વલણ પકડયું છે. તેથી લોકોની સેવા કરવાની પોતાની ફરજમાંથી તે ચૂકે છે. કળાનો વિષય, જેનો ઉદ્દેશ જ સૂચવે છે કે તે લોકોને લભ્ય હોવી જોઇએ, તેની બાબતમાં આપણા બુદ્ધિજીવી વર્ગનું વલણ સાવ ખોટું છે એ તો વળી વધારે સ્પષ્ટ છે.

વિજ્ઞાન કદાચ એવા મૂર્ખાઇભરેલા બહાનાનો આશ્રય લઇ શકે કે વિજ્ઞાન એ વિજ્ઞાનને માટે છે અને વિદ્વાનો તેમાં કામ કરતા જશે તેમ તેમ તેનો લાભ લોકોને મળતો જશે. પરંતુ કળા, જો એ સાચી કળા જ હોય તો, સહુને તેનો લાભ મળે તેવી હોવી જોઇએ. ખાસ કરીને જે લોકોને નામે તેની પ્રવૃત્તિ ચાલે છે તેમને તો તેનો લાભ મળવો જ જોઇએ. આપણી કળાની દશા તો એવી છે કે કળાના વિષયમાં કામ કરનારા ઉપર એવો આરોપ મૂકી શકાય કે તેઓ લોકોને ઉપયોગી થવા ઇચ્છતા જ નથી, લોકોને શી રીતે ઉપયોગી

થવું એ તે જાણતા નથી, લોકોને ઉપયોગી થવાની તેમનામાં શક્તિ નથી.

ચિત્રકારને, તેની ભારે કૃતિઓ ઉત્પન્ન કરવા માટે ખાસ ઓરડો જોઇએ; તે એવડો મોટો કે ટાઢે ઠરતા અથવા બંધ હવામાં ગૂંગળાઇ મરતા ચાળીસ સુતારો કે મોચીઓ તેમાં પોતાનો સમાસ કરી શકે. પરંતુ એટલાથી ક્યાં બસ થાય છે? તેને તો કુદરત નિહાળવી જોઇએ. તે માટે પ્રવાસ કરવા જોઇએ. અને તે માટે પુષ્કળ સાધનો જોઇએ. કળાશાળાએ કળાના ઉત્તેજનને અર્થે લોકો પાસેથી ઉઘરાવેલા એવા લાખો રૂપિયા ખર્ચ્યા છે. તેમની કળાની કૃતિઓ આજે મહેલોમાં લટકે છે. લોકો એ કૃતિઓની ખુબી સમજી પણ શકતા નથી. તેમને તો એ નિરુપયોગી હોય છે.

સંગીતશાસ્ત્રીઓને, તેમના ભાવ બરાબર પ્રગટ કરવા માટે ધોળી નેકટાઇઓ તથા ખાસ પોષાક પહેરેલા બસો બસો માણસો જોઇએ. રંગભૂમિ ઉપર એક જલસો કરી બતાવવા હજારો રૂપિયા જોઇએ. તેમની કળાની કૃતિઓ, લોકોના જો કશા પણ ઉપયોગમાં આવતી હોય તો, તેમનામાં ગૂંચવણ અને કંટાળો ઉત્પન્ન કર્યા સિવાય બીજું કશું કરી શકતી નથી.

એમ દેખાય છે કે લેખકો તથા ગ્રંથકારોને ખાસ કાર્યાલય, કુદરતી સૌન્દર્યવાળાં ખાસ સ્થળો, રંગભૂમિ કે નટોની જરૂર હોવી ન જોઇએ. પણ એ લોકોનેય સગવડભરેલા ઓરડા તથા જિંદગીની સુખસગવડો ઉપરાંત પોતાની મહાન કૃતિઓ રચવા માટે પ્રવાસો કરવા જોઇએ, મહેલો તથા આલેશાન મકાનવાળી સંસ્થાઓમાં જવું જોઇએ, કળાનો

ઉપયોગ કરવો જોઇએ, નાટકો જોવાં જોઇએ તથા જલસા અને નાચમાં હાજરી આપવી જોઇએ. જો એ પોતાની મેળે પોતાના ગુજરાનજોગું ન કમાઇ શકતો હોય તો તેને વર્ષાસન આપવામાં આવે, જેથી તે સારા સારા ગ્રંથો રચી શકે. અને છેવટે તો આ બધા ગ્રંથો, જેનાં વખાણ કરીકરીને આપણે વાજ આવી જઇએ છીએ, તે જનતાને માટે તો કેવળ નિરુપયોગી થોથાં જ હોય છે.

વિજ્ઞાન તથા કળાવાળા માણસોની ઉમેદ પ્રમાણે આવો આધ્યાત્મિક ખોરાક પૂરો પાડનારની સંખ્યા ખૂબ વધી જાય અને દરેક ગામ દીઠ આપણે એકેક ચિત્રશાળા રાખીએ, એકેક રંગભૂમિ ગોઠવીએ અને એકેક ગ્રંથકાર રાખીએ—કળાવાળા માણસો પોતાને માટે જેટલું અનિવાર્ય જરૂરનું ગણે છે તે આપીએ—તો શું થાય ?

હું ધારૂં છું કે આવા આળસુઓને પોષવાને બદલે તો, ચિત્ર જોવાનું કે ગાયન સાંભળવાનું કે કવિતા અથવા નવલકથા વાંચવાનું સદંતર જતું કરવાનું લોકો પસંદ કરે.

પરંતુ કળાવાળા માણસો લોકોની સેવા કેમ ન કરી શકે? દરેક ઝૂંપડીમાં મૂર્તિઓ અને ચિત્રો હોય છે. દરેક ખેડૂત, સ્ત્રી કે પુરુષ, ગાય છે. ઘણાની પાસે તો વાજાં પણ હોય છે. બધા વાર્તા કહી જાણે છે અને કવિતા બોલી જાણે છે. કેટલાક તો વાંચી પણ શકે છે. ત્યારે તાળા અને કૂંચીની માફક, એકને માટે બનેલી બીજી વસ્તુ શી રીતે આવી અળગી પડી ગઇ કે તેને ભેગી કરવાનો કાંઇ જોગ જ સંભવતો નથી ?

કોઇ ચિત્રકારને કહો કે તેની ચિત્રશાળા, ખાસ સાધનો અને કુદરતી સૌન્દર્યવાળાં તારે માટે અલગ એવાં ખાસ

સ્થળો વિના જેના પાંચ પાંચ કોપેક પડે તેવાં ચિત્રો ચિતરી આપ. તે તમને કહેશે કે હું જો એમ કરૂં તો કળાનો હું જે અર્થ જાણું છું તે પ્રમાણે તો, એથી કળાનો બહિષ્કાર થશે. સંગીતશાસ્ત્રીને એકતારા જેવાં સામાન્ય વાદ્યો બજાવવાનું અને સ્ત્રીઓને ગીતો શીખવવાનું કહો. કવિને તમે કહો કે તારાં કાવ્યો, નવલકથાઓ, મર્માળા-કટાક્ષવાળા ગ્રંથો, એ બધું ઊંચું મૂક અને નિરક્ષર લોકો સમજી શકે એવાં ગીતો અથવા વાર્તાઓ રચ. એ બંને તમને કહેશે કે તમારૂં ચક્કર ઠેકાણે નથી. પણ ચક્કર તે અમારૂં ઠેકાણે નથી કે તમારૂં ? જે લોકો તમને ખવડાવે છે, કપડાં પૂરાં પાડે છે અને જીવાડે છે તે લોકોને આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવાનું બહાનું કાઢી, મજૂરી કરવામાંથી મુકિત મેળવી; અને હવે તમે તમારી જવાબદારી એવી વિસારી દીધી કે એ લોકોને જે ઉપયોગી છે તે ખોરાક તૈયાર કરવાની ટેવ જ તમે ખોઈ બેઠા અને તમારી ફરજમાંથી ચલિત થવામાં જ તમારી વિશેષતા માની બેઠા ?

તમને જવાબ મળશે: "પણ બધે એમ જ ચાલે છે." બધે એમ જ ચાલતું હોય તો એ ખોટું ચાલે છે. અને જ્યાં સુધી શ્રમવિભાગને બહાને લોકોને આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવાનું વચન આપીને કેટલાક લોકો બીજા પાસે મજૂરી કરાવશે ત્યાં સુધી એમ જ ચાલશે. કળા તથા વિજ્ઞાનથી લોકોની ખરી સેવા ત્યારે જ થશે જ્યારે કળા અને વિજ્ઞાનવાળા માણસો લોકોમાં રહીને તથા તેમના જેવા થઇને કશા વિશેષ હકો માગ્યા સિવાય પોતાની સેવા લોકો આગળ ધરશે અને તેનો સ્વીકાર અસ્વીકાર કરવો એ લોકોની સ્વેચ્છા ઉપર હશે.

## ૩૫

કળા અને વિજ્ઞાનની પ્રવૃત્તિ, તેનો જે અર્થ આજે કરવામાં આવે છે તે અર્થમાં, મનુષ્યજાતિની પ્રગતિમાં મદદરૂપ થાય છે એમ કહેવું, એ તો એમ કહેવા બરાબર છે કે ઉતરતા વહેણે જનારા વહાણની ગતિમાં, પાણીમાં ગમે તેમ હલેસાં પછાડવાથી મદદ થાય છે. એ તો કેવળ તેમાં નડતરરૂપ જ થાય.

શ્રમવિભાગ એટલે બીજાઓ પાસે પોતાને માટે કામ કરાવવું. વિજ્ઞાન અને કળાવાળા માણસો તો આ શરતે જ પોતાનું કામ કરી શકે એમ છે. એ કહેવાતો શ્રમવિભાગ મનુષ્યજાતિની પ્રગતિની મંદતાનું મુખ્ય કારણ છે. આની સાબીતી વૈજ્ઞાનિકોની પેલી કબુલાતમાં રહેલી છે કે સંપત્તિની અણસરખી વહેંચણીને લીધે વિજ્ઞાન અને કળાનો લાભ મજૂર લોકોને મળવો અશક્ય છે.

પરંતુ વિજ્ઞાન અને કળા જેમ વધતાં જાય છે તેમ સંપત્તિની વહેંચણીનું આ અણસરખાપણું ઘટતું જતું નથી.

તે પણ વધતું જ જાય છે અને તેમાં નવાઇ જેવું કશું નથી. કારણ વિજ્ઞાન અને કળાવાળા માણસો પોતાના અંગત અને સ્વાર્થી લાભની ખાતર શ્રમવિભાગના સિદ્ધાંતનો ઉપદેશ કરે છે; અને એ શ્રમવિભાગના સિદ્ધાંતને લીધે જ સંપત્તિની વહેંચણી અણુસરખી થાય છે. એક તરફથી વિજ્ઞાન એક અટળ નિયમ તરીકે શ્રમવિભાગનો બચાવ કરે છે; બીજી તરફથી એ જુએ છે કે આ જ શ્રમવિભાગના સિદ્ધાંત ઉપર રચાયલી સંપત્તિની વહેંચણી ખોટી અને નુકસાનકારક છે. તેમ છતાં એ પ્રતિપાદન કરે છે કે પોતાની પ્રવૃત્તિ, જેને શ્રમવિભાગ વિના ચાલતું નથી, એ લોકોને સુખી કરશે. આનો અર્થ તો એવો થયો કે એક વર્ગ બીજા વર્ગ પાસે પોતાનું કામ કરાવે છે; પરંતુ જો તેઓ વધારે લાંબા વખત સુધી અને વધારે મોટા પ્રમાણમાં બીજા પાસે પોતાનું કામ કરાવ્યે જાય તો સંપત્તિની અણુસરખી વહેંચણી, એટલે કે પોતાને માટે બીજા પાસે મજૂરી કરાવવી તે, તેનો અંત આવી જાય.

પાણીના મોટા ઝરણ પાસે ઉભા રહી, એ પાણી તરસ્યા લોકોથી વેગળું જાય એવી તજવીજ માણસો કર્યાં કરે છે; અને એવું પ્રતિપાદન કરે છે કે પાણી ઉત્પન્ન કરવાનું કામ કરનારા અમે જ છીએ, બહુ જ થોડા વખતમાં સહુને પૂરૂં પડી રહે એટલું પાણી મળશે. પરંતુ મૂળ આગળ ઉભા રહીને પાણીને અવળી દિશામાં કાઢવા મથતા પેલા માણસોની મહેનત છતે પાણીનો અસ્ખલિત વહેતો પ્રવાહ આખી મનુષ્યજાતિને નીભાવે છે એટલે પ્રવાહને અટકાવવાનો

આ માણસોનો પ્રયત્ન હોવા છતાં પાણી તો વહે છે અને ફેલાય છે.

જેમ દુનિયામાં અત્યારે જે જૂદા જૂદા ધર્મો કહેવાય છે, તે સહુથી જૂદો એવો એક પરમ સનાતન ધર્મ છે, જેને ઉચ્ચ, સત્યને સમજવાની દશાએ પહોંચેલા માણસો સમજી શકે છે, તેમ સાચી કળા અને સાચા વિજ્ઞાનનું પણ છે. પરંતુ આજે એ નામથી જે ઓળખાય છે તે, એ વસ્તુ નથી.

જેઓ પોતાને વિજ્ઞાન અને કળાના પ્રતિનિધિ માને છે તેમને હમેશાં એમ લાગે છે કે અમે કાંઈ અદ્‌ભુત ચમત્કારો કરી નાંખ્યા છે અને આ ક્ષણે પણ કરવા તૈયાર છીએ. તેમના મંડળની બહાર વિજ્ઞાન અને કળા જેવું કશું છે જ નહિ. પ્રાચીન કાળથી તે આજ સુધીના બધા યુગના વૈજ્ઞાનિકો તથા કળાધરોની આ માન્યતા હતી; તથા આજના આપણા વૈજ્ઞાનિક શાસ્ત્રવાળાઓની તથા કળાની ખાતર કળાવાળાઓની પણ આ માન્યતા છે.

## ૩૬

" અહો હો, વિજ્ઞાન અને કળા ! તમે વિજ્ઞાન અને કળાનો ઇનકાર કરો છો. દુનિયા એ ઉપર તો જીવે છે." મારી સાથે સીધી રીતે તો આવી દલીલ તેઓ કરતા નથી. પરંતુ મારી દલીલોનું પૃથક્કરણ કર્યાં સિવાય, મારી દલીલો તોડી પાડવા માટે તેઓ આ હમેશાં મારી સામે આવાં વચનો ફેંકે છે.

" એ તો વિજ્ઞાન અને કળાનો ઇનકાર કરે છે,—એ તો દુનિયાને પહેલાંની જંગલી હાલતમાં પાછી લઇ જવા ઇચ્છે છે. એટલે એનું શું સાંભળીએ ? અને એની સાથે ચર્ચા કરવામાં પણ શો સાર છે ? "

પરંતુ આ સાચું નથી. વિજ્ઞાન એટલે માણસની બુદ્ધિયુક્ત પ્રવૃત્તિ; અને કળા એટલે એવી પ્રવૃત્તિનું ભાવદર્શન— તેનો હું બિલકુલ ઇનકાર કરતો નથી પરંતુ હું તો આવી બુદ્ધિયુક્ત પ્રવૃત્તિ તથા તેના ભાવદર્શન ખાતર જ આ કહું છું. આપણા સમયના ખોટા શિક્ષણને લીધે દુનિયા આજે એ

જંગલી દશા તરફ સપાટાથી ધસી રહી છે. એમાંથી ઉગરી જવાની તેને તક મળે તે ખાતર જ આ બધું હું કહું છું.

ખાનપાન તથા કપડાંના જેટલી જ વિજ્ઞાન અને કળા માણસને આવશ્યક છે. તે કરતાંય વધારે આવશ્યક છે. પરંતુ આપણે જેને વિજ્ઞાન અને કળા કહીએ છીએ તે તો બીજી જ વસ્તુ છે. એ આવશ્યક છે એવો આપણે નિર્ણય કરીએ, તેથી કાંઇ તે આવશ્યક નહિ બની જાય. આવશ્યક તો જે હશે તે જ રહેશે.

માણસના ખોરાક માટે ઘાસ તૈયાર કરવામાં આવે અને હું ખાતરીપૂર્વક કહું કે ઘાસ એ માણસનો ખોરાક છે તેથી કાંઇ ઘાસ માણસનો ખોરાક થઇ જતો નથી. હું એમ ન કહી શકું: " તમે કેમ ઘાસ ખાતા નથી? એ તો આવશ્યક ખોરાક છે." કારણ હું જે ખોરાક તરીકે આપતો હોઉં તે ખોરાક જ ન હોય.

વિજ્ઞાન અને કળાનું પણ એવું જ થયું છે. પરંતુ આપણે તો ધારીએ છીએ કે કોઇ ગ્રીક શબ્દને 'લૅાજી' ( = વિદ્યા, શાસ્ત્ર ) લગાડી દીધું અને તેને વિજ્ઞાન કહ્યું એટલે તે સાચે-સાચું વિજ્ઞાન થઇ ગયું. એકાદ નગ્ન સ્ત્રીના ચિત્ર જેવી કોઇ અશ્લીલ કૃતિને ગ્રીક નામ આપ્યું અને તેને કળા કહી એટલે સાચે જ તે કળા થઇ ગઇ! પરંતુ માંકડ ગણવાની, આકાશ-ગંગામાં કયા પદાર્થો છે તેની શોધ કરવાની, અપ્સરાઓ તથા ઐતિહાસિક ચિત્રો ચિતરવાની, વાર્તાઓ અને કાવ્યો લખવાની, એ બધી આપણી પ્રવૃત્તિને આપણે ગમે તે નામ આપીએ તો પણ લોકો જ્યાં સુધી રાજીખુશીથી તેને સત્કારે નહિ ત્યાં સુધી,

તે કળા કે વિજ્ઞાન કશું થવાની નથી. આજ સુધી લોકોએ તેને સત્કારી નથી.

જો એક જ વર્ગના માણસોને ખોરાક ઉત્પન્ન કરવાનો ઇજારો આપવામાં આવે, બીજાઓને તે કામ કરવાની મના કરવામાં આવે અથવા ખોરાક પેદા જ ન કરી શકે એવી સ્થિતિમાં મૂકવામાં આવે તો હું માનું છું કે ખોરાકની જાત હલકી થતી જવાની. જો ખોરાક ઉત્પન્ન કરવાનો ઇજારો રશિયાના ખેડૂતોને જ હોય તો તેમને જે ગમતો હોય અને પસંદ પડતો હોય તેવો જ ખોરાક એટલે કાળી રોટી, કવાસ, બટાટા અને કાંદા એટલું જ તેઓ ઉત્પન્ન કરે. કળા અને વિજ્ઞાનની ઉચ્ચમાં ઉચ્ચ પ્રવૃત્તિની બાબતમાં પણ જો એક જ વર્ગની પાસે તેનો ઇજારો હોય તો એ જ પ્રમાણે બને. ફેર માત્ર આટલો રહે કે શારીરિક અથવા સ્થૂળ ખોરાકની બાબતમાં માણસ કુદરતથી બહુ દૂર જઇ શકતો નથી. રોટી અને કાંદા બહુ સ્વાદિષ્ટ ખોરાક નથી, પણ ખાઇ શકાય એવા છે. પરંતુ આધ્યાત્મિક ખોરાકની બાબતમાં તો માણસ કુદરતથી ક્યાંનો ક્યાં દૂર ખસી જઇ શકે છે. લાંબા વખત સુધી માણસ નિરુપયોગી, નુકસાનકારક અને ઝેરી ખોરાક લીધાં કરે, છતાં તેને ખબર પણ ન પડે અને ધીમે ધીમે તે ક્ષીણ થતો જાય. વળી બીજા લોકો આગળ પણ તે એ જ ખોરાક ધરે.

આપણું પણ આવું જ થયું છે. એનું કારણ એ જ છે કે વિજ્ઞાન અને કળા અમુક ખાસ વર્ગના જ હાથમાં છે. દુનિયામાં દરેક માણસ વિજ્ઞાન અને કળાની પ્રવૃત્તિ કરે તો તો ઉત્તમમાં ઉત્તમ શક્તિનો લાભ તેને મળ્યાં કરે. પરંતુ આજે તેમ નથી થતું. આજે તો એક નાના મંડળે આ

પ્રવૃત્તિનો ઈજારો લીધો છે. પોતાને તેઓ વિજ્ઞાન અને કળા વાળા માણસો કહેવડાવે છે. તેઓએ વિજ્ઞાન અને કળાનો અર્થ જ ઊંધો કરી નાંખ્યો છે. પોતાના ધંધાના સાચા અર્થનું પણ તેમને ભાન નથી રહ્યું. અને આજે થોડા આળસુ લોકોને વિનોદ કરાવવાનું અથવા પડ્યા પડ્યા તેમને જે કંટાળો આવે તેના ત્રાસમાંથી બચાવવાનું કામ તે કરે છે.

આ દુનિયામાં મનુષ્યની જ્યારથી હસ્તિ થઇ ત્યારથી, બહુ સાદા અને વ્યાપક અર્થમાં વિજ્ઞાન તેની પાસે રહેલું જ છે. દુનિયા સંબંધી તમામ જ્ઞાન એ અર્થમાં વિજ્ઞાન હમેશાં હતું અને હમેશાં રહેશે. તેના વિના જીવન અશક્ય છે. તેના ઉપર હુમલો કરવાની કે તેનો બચાવ કરવાની જરૂર નથી. પરંતુ મુદ્દો એ છે કે આ જ્ઞાનનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે અને આ જ્ઞાનની શાખાઓ એટલી બધી અનંત છે, — ખાણમાંથી લોઢું કાઢવાથી માંડીને તે તારાઓની ગતિ સુધીની વાત આ જ્ઞાનમાં તો આવી જાય — કે, જ્ઞાનની આટલી બધી શાખાઓમાંથી, કઇ શાખાને બહુ અગત્યની ગણવી અને કઇ શાખાને ઓછી અગત્યની ગણવી એનો નિર્ણય કરવાની બાતમાં માણસ પાસે કાંઇ માર્ગદર્શક ધોરણ ન હોય તો જ્ઞાનની આ વિવિધ શાખાઓમાં તે ભટકાઇ મરે એવો સંભવ છે.

એટલે માણસનું ભારેમાં ભારે ડહાપણ તો આ માર્ગદર્શક ધોરણ શોધી કાઢવામાં રહેલું છે, જેથી માણસનું કયું જ્ઞાન વધારે અગત્યનું અને કયું ઓછું અગત્યનું છે એનો તે નિર્ણય કરી શકે.

બીજા બધા જ્ઞાનને દોરનારૂં માણસનું આ જ્ઞાન, તે સંકુચિત અર્થમાં, હમેશાં વિજ્ઞાન ગણાયું છે. અને અસલની જંગલી સ્થિતિમાંથી બહાર નીકળેલા તમામ લોકોમાં, છેક આપણા કાળ સુધી, આવું વિજ્ઞાન હમેશાં હતું.

માનવસમાજના આરંભકાળથી, દુનિયાની બધી પ્રજાઓમાં એવા આચાર્યો ઉત્પન્ન થયા છે, જેમણે આ સંકુચિત અર્થમાં વિજ્ઞાન,— એટલે માણસે શું જાણવું સહુથી વધારે અગત્યનું છે એ — લોકોને શીખવ્યું છે. આ વિજ્ઞાનનો હેતુ હમેશાં એ જાણવાનો હતો કે દરેક વ્યક્તિનું તથા આખા સમાજનું કલ્યાણ શેમાં રહેલું છે. બીજા બધા જ્ઞાનના તથા તેના મૂર્ત સ્વરૂપ કળાના અર્થની વ્યાખ્યા કરવામાં આ વિજ્ઞાન હમેશાં માર્ગદર્શક બન્યું છે.

સહુ લોકોનું કલ્યાણ સાધનાર જે મૂળભૂત વિજ્ઞાન, તેની સાથે જ્ઞાન તથા કળાની જે શાખાઓએ સહકાર કર્યો છે તથા જે તેની વધારેમાં વધારે પાસે ગઈ છે તેને લોકમતે હમેશાં ઊંચું સ્થાન આપ્યું છે. તેથી જે ઉલટી દિશામાં રહી છે તેને નીચું સ્થાન આપ્યું છે.

કૉન્ફ્યુશિયસ, બુદ્ધ, મુસા, સૉક્રેટીસ, ઇશુ, મહમ્મદ એ બધાનું વિજ્ઞાન આવું હતું. કહેવાતા સંસ્કારી લોકોના આપણા નાના મંડળ સિવાયના બીજા સહુ તેને વિજ્ઞાન કહે છે.

આવા વિજ્ઞાનનું પદ હમેશાં પહેલું ગણાયું છે, એટલું જ નહિ પણ આ એક જ સાચું વિજ્ઞાન છે. તે વડે બીજાં બધાં જ્ઞાનોનો અર્થ સમજી શકાય છે.

અને આ વિજ્ઞાનનું પદ પહેલું ગણાયું છે એનું કારણ, આપણા સમયના કહેવાતા પંડિતો ધારે છે તેમ ધુતારાઓએ,

પાદરીઓએ તથા બ્રાહ્મણોએ આ વિજ્ઞાનનું મહત્ત્વ એટલું બધું વધારી દીધું હતું, તે નથી. પરંતુ એનું કારણ તો આ છેઃ કોઈ પણ માણસ પોતાના આંતરિક અનુભવ ઉપરથી જાણી શકશે કે માણસનું અંતિમ ધ્યેય તથા કલ્યાણ શામાં છે તે જે વડે જાણી શકાય એવા વિજ્ઞાન વિના બીજી કળા તથા વિજ્ઞાનોની કિંમત આંકી શકાય નહિ તથા તેમાંથી પસંદગી કરી શકાય નહિ.

અને વિજ્ઞાનોનો અભ્યાસ પણ ન થઈ શકે, કારણ વિજ્ઞાનના વિષયો **અનંત** છે, અનંત શબ્દ મોટા અક્ષરે છાપવાનું કારણ એ છે કે વિષયો ખરે જ અનંત છે એમ અક્ષરશઃ હું કહેવા માગું છું.

માણસનું ભાવિ તથા કલ્યાણ શેમાં છે તે જાણ્યા સિવાય બીજાં બધાં વિજ્ઞાનો તથા કળાઓ, આજે થઈ પડયાં છે તેમ, નિરર્થક તથા નુકસાનકારક રમકડાં થઈ પડે. દુનિયા બહુ સમયથી ચાલતી આવી છે પણ માણસનું ભાવિ તથા કલ્યાણ શેમાં છે તે જાણવાના વિજ્ઞાન વિના દુનિયાને કોઈ દિવસ ચાલ્યું નથી. એ વાત સાચી છે કે ઉપલક જોનારને બૌદ્ધોનું, બ્રાહ્મણોનું, યાહુદીઓનું, ખ્રિસ્તીઓનું તથા કૉન્ફ્યુશિયસના પંથવાળાઓનું જગતના કલ્યાણ સંબંધી વિજ્ઞાન જૂદું જૂદું લાગે (જો કે ઉંડા ઉતરીને જોનારને તો આ બધામાં એક જ તત્ત્વ જણાયા વિના ન રહે), પરંતુ જે જે લોકો જંગલી દશામાંથી બહાર આવ્યા છે તે તે લોકોમાં આપણને આ વિજ્ઞાન માલુમ પડે છે. આજે જ એકદમ આપણા જમાનાના લોકોએ શોધી કાઢયું છે, કે

લોકોના બધા જ્ઞાનમાં આજ સુધી માર્ગદર્શક ગણાતું આવેલું આ વિજ્ઞાન તો બધી વસ્તુઓમાં અંતરાયરૂપ છે.

માણસ ઘર બાંધવા બેસે છે ત્યારે એક જણ એક ગણત્રી કરે છે, બીજો બીજી કરે છે અને ત્રીજો ત્રીજી કરે છે. બધી ગણત્રીઓમાં થોડો થોડો ફેર હોય છે પણ બધી ગણત્રીઓ સાચી હોય છે. એટલે દરેક એમ કહે છે કે બરાબર ગણત્રી પ્રમાણે બધું જ કરવામાં આવશે તો મકાન બંધાઇ રહેશે.

કૉન્ફ્યુશ્યસ, બુદ્ધ, મુસા અને ઇશુ આવા બાંધનારા હતા.

પરંતુ અચાનક આવીને એવું કહેનારા લોકો નીકળ્યા છે કે પહેલેથી કશી ગણત્રી ન કરવી એ જ સારું છે. આંખો ઉપર વિશ્વાસ રાખીને જેમ આવે તેમ બાંધ્યે જવું. અને 'જેમ આવે તેમ' કરવાની રીતને એ લોકો બહુ ચોક્કસ વિજ્ઞાન કહે છે, જેમ 'પોપ' પરમ પવિત્ર કહેવાય છે તેમ. આ લોકો તમામ વિજ્ઞાનનો, વિજ્ઞાનના મૂળતત્ત્વનો, એટલે લોકોનું કલ્યાણ તથા લોકોનું ભાવિ શેમાં રહેલું છે તેનો નિર્ણય કરવાની વિદ્યાનો ઇનકાર કરે છે. અને આ ઇનકારને તેઓ વિજ્ઞાન કહે છે. માનવજાતિની ઉત્પત્તિ થઇ ત્યારથી દરેક સમાજમાં એવા મહાન પુરુષો પેદા થયા છે, જેમણે પોતાનું એકલાનું ભાવિ અને કલ્યાણ શેમાં રહેલું છે એટલું જ નહિ પણ આખી જનતાનું ભાવિ અને કલ્યાણ શેમાં રહેલું છે તે પોતાની બુદ્ધિને અને અંતરાત્માને હમેશાં પૂછ્યું છે.

'જે શક્તિએ મને પેદા કર્યો છે અને જે શક્તિ મને દોરે છે, તે મારી પાસેથી અને બીજાં સહુ મનુષ્ય પાસેથી શાની અપેક્ષા રાખે છે? અને મારા પોતાના તથા જગતના કલ્યાણને અર્થે મારે શું કરવું જોઇએ?'

તેઓ પોતાને પૂછે છેઃ "હું કોઈક અનંત, કોઇક અપરિમેયનું એક અંગ છું. આવાં બીજાં અંગો — બીજાં માણસો — અને પેલું અનંત, અપરિમેય — આખું બ્રહ્માંડ, તેની સાથે મારો શો સંબંધ છે?"

પોતાના અંતરાત્માના અવાજ ઉપરથી, તથા પોતાની બુદ્ધિથી તથા પોતાની પહેલાં જે મહાપુરુષો થઇ ગયા તેઓ જે કહી ગયા છે તે ઉપરથી અને પોતાના સમકાલીનો જે કહે છે તે ઉપરથી, પોતાની જાતને આ પ્રશ્નો પૂછનારા—આ મહાન્ ગુરુઓ પોતાના સિદ્ધાંતો નિર્માણ કરે છે. એ સાદા, સ્પષ્ટ, સહુને સમજાય એવા તથા હમેશાં અમલમાં મૂકી શકાય તેવા હોય છે.

આવા માણસો પહેલા, બીજા, ત્રીજા, એમ છેક છેલ્લા દરજ્જા સુધીના હોય છે. દુનિયા આવા માણસોથી ભરેલી છે.

દરેક માણસ પોતાની જાતને આ સવાલ પૂછે છેઃ મારો અંતરાત્મા અને મારી બુદ્ધિ આખા જગતનું કલ્યાણ થવું જોઇએ એમ કહે છે, તેની સાથે મારા સ્વાર્થનો — અંગત કલ્યાણનો મેળ હું શી રીતે સાધું? બધાના આ સામાન્ય પુરુષાર્થને પરિણામે ધીમે ધીમે પરંતુ સતત નવા નવા ઉન્નત જીવો પેદા થયે જાય છે. બુદ્ધિ અને અંતરાત્મા જે જનકલ્યાણ માગે છે તે સાધવા તરફ આવા જીવોની પ્રવૃત્તિ વધારે હોય છે.

આમ ચાલતું હોય છે તેમાંથી એક નવો વર્ગ ઉત્પન્ન થાય છે. તેઓ કહે છેઃ "આ બધું તો અર્થહીન છે, તેનો ત્યાગ કરવો જોઇએ." દલીલ કરવાની આ રીત તો ગૃહિત સિદ્ધાન્તો ઉપરથી તર્ક ચલાવી અનુમાનો બાંધવાની પદ્ધતિ છે. [ ગૃહિત સિદ્ધાન્તો ઉપરથી અનુમાન બાંધવાની પદ્ધતિ—Deductive Method—તથા ખૂબ નિરીક્ષણ કરીને પછી તે ઉપરથી અનુમાન બાંધવાની પદ્ધતિ—Inductive Method—એ બેમાં તફાવત શો છે એ જ હજી કોઈ સમજી શકયું નથી. ] ધર્મશાસ્ત્ર તથા દર્શનશાસ્ત્રના યુગની આ પદ્ધતિ હતી. "માણસ પોતાના આંતરિક અનુભવ ઉપરથી જેનું દર્શન કરે તથા પોતાના ધર્મનું જ્ઞાન થાય તે માટે એકબીજાને તે કહે, — સૃષ્ટિની ઉત્પત્તિથી આજ સુધીમાં થઇ ગએલા મોટામાં મોટા પુરુષોએ જે કર્યું છે,—તે બધું અર્થહીન અને નકામું છે."

આ નવા મત પ્રમાણે તો આમ માનવામાં આવે છેઃ

"તમે એક જીવસૃષ્ટિના પરમાણુ છો. એ પરમાણુ તરીકે તમારો શો ધર્મ છે તે નક્કી કરવું, એ તમારી આગળ પ્રશ્ન છે. તમારો ધર્મ નક્કી કરવા તમારે બહારની દુનિયાનું નિરીક્ષણ કરવું જોઇએ."

તમે વિચાર કરતા, લાગણીવાળા, બોલતા, સમજતા અણુ છો અને તેથી બીજા જ એવા બોલતા અણુને તમે પૂછી શકો કે તેને પણ તમારી માફક લાગણી, વેદના, આનંદ, બધું થાય છે કે નહિ? અને એમ કરીને તમારા પોતાના અનુભવ વિષે ખાતરી કરી લ્યો; તમારી પૂર્વે થઇ ગએલા, બોલતા, લાગણી અનુભવતા, વિચારતા અણુઓના અનુભવનો તમે લાભ લઇ શકો; જે અણુઓએ પોતાના નિરીક્ષણની

નોંધ રાખી હોય તેમની સાથે મળતા આવતા બીજા લાખો અણુઓ તમારા નિરીક્ષણને ટેકો આપે છે; અને એ બધા ઉપરાંત તમે પોતે જ એક જીવન્ત અણુ છો, એટલે તમારા પોતાના જ આંતરિક અનુભવ ઉપરથી તમારા પોતાના ધર્મની યોગ્યાયોગ્યતા નક્કી કરી શકો; — આ બધામાં કશો અર્થ નથી, આ બધું ખરાબ છે, આ ખોટી પદ્ધતિ છે.

સાચી, વૈજ્ઞાનિક પદ્ધતિ તો આ પ્રમાણે છેઃ તમારો ધર્મ શો છે એટલે કે તમારૂં પોતાનું તથા આખા માનવ-સમાજનું અને આખી દુનિયાનું ભાવિ અને કલ્યાણ શામાં રહેલું છે તે તમે જાણવા ઇચ્છતા હો તો પ્રથમ તો તમારી બુદ્ધિ અને અંતરાત્માના અવાજને સાંભળવાનું તમારે બંધ કરવું. મહાન પુરુષોએ પોતાની બુદ્ધિ અને અંતરાત્મા વિષે જે કહેલું છે તે માનતા બંધ થઇ જવું. એ બધાને અર્થહીન માનવું અને નવેસરથી શરૂ કરવું. તમારે નવેસરથી બધું સમજવું હોય તો એક સૂક્ષ્મદર્શક કાચ લઇને કોઇ જન્તુની અથવા અળશિયાના અણુઓની હીલચાલ તપાસવી, અથવા એથીયે વધારે સગવડભરેલું તો એ છે કે પારંગતની પદવી પામેલાઓ આ બધી બાબતો વિષે કહે તે બધું માની લેવું. આ પ્રમાણે જંતુઓની હીલચાલ તપાસીને અથવા તે વિષે બીજાઓ જે કહે તે માની લઇને આ અણુઓમાં માનવી લાગણીઓ અને માનવી વિચારોનું એટલે કે તેઓ શું ઇચ્છે છે, તેમનું વલણ કેવું છે, શું વિચારે છે, તેમને શાની ટેવ છે, વગેરેનું તમારે આરોપણ કરવું. પછી આ નિરીક્ષણને પરિણામે સાદૃશ્ય ઉપરથી તમે કોણ છો, તમારૂં ભાવિ શું છે તથા તમે અને તમારા જેવા

બીજા અણુઓનું કલ્યાણ શેમાં છે એ તમે નક્કી કરો. તમારે પોતાને વિષે જાણવા માટે તમારે અળશિયાંનો અભ્યાસ કરવો જોઈએ એટલું જ નહિ પણ તમે નરી આંખે નથી જોઈ શકતા એવાં, સૂક્ષ્મદર્શક કાચ વડે જ જોઈ શકાય એવાં, પ્રાણીઓનો પણ અભ્યાસ કરવો જોઈએ. એક પ્રાણીમાંથી બીજા પ્રાણીમાં રૂપાન્તર થાય છે, જે કોઈ માણસે કદી જોયું નથી અને તમે કદી જોઈ શકવાના નથી, એ પણ તમારે જાણવું જોઈએ.

કળાને વિષે પણ આ જ વાત સાચી છે. જ્યાં સાચું વિજ્ઞાન રહેલું છે ત્યાં તો કળા હમેશાં મનુષ્યના ભાવિ અને કલ્યાણના જ્ઞાનનું ભાવદર્શન કરાવનારી બની રહેલી છે. મનુષ્યજાતિના આરંભકાળથી માણસે પોતાની બધી પ્રવૃત્તિમાં, મનુષ્યના ભાવિ અને કલ્યાણ વિષેના જ્ઞાનનું ભાવદર્શન પસંદ કર્યું છે. આ જ્ઞાનનું ભાવદર્શન તે સંકુચિત અર્થમાં કળા છે. મનુષ્યજાતિની ઉત્પત્તિ થઈ ત્યારથી હમેશાં એવા માણસો થતા આવ્યા છે, જેઓ માણસના ભાવિ અને કલ્યાણ સંબંધી ઉપદેશને ગ્રહણ કરવા અને સત્કારવા હમેશાં તત્પર રહેલા છે. તેઓએ મનુષ્યના ભાવિથી તેને દૂર ખેંચી જનારી મોહજાળો સામે મનુષ્યના સંગ્રામને, આ સંગ્રામમાં તેમને થતાં દુ:ખોને, કલ્યાણના વિજયની પોતાની આશાઓને તથા અનિષ્ટના વિજયને લીધે પોતાને થતી નિરાશાઓને, તથા નજીક આવતા સત્યયુગના ભાનથી પોતાને થતા ઉલ્લાસ અને આનંદને વીણા ઉપર ગાયો છે, કવિતામાં દર્શાવ્યો છે તથા પોતાની બીજી કૃતિઓમાં ઉતાર્યો છે.

મનુષ્યજાતિની ઉત્પત્તિથી સાચી કળાનો આ સિવાય બીજો અર્થ મનાયો જ નથી.

સર્વ કાળે, છેક આપણા કાળ સુધી, કળાએ જીવન વિષે ઉપદેશ આપવાનું એટલે કે ધર્મ શીખવવાનું કાર્ય કરેલું છે અને તેથી જ લોકોએ તેની ભારે કિંમત આંકી છે. પરંતુ માણસોના ભાવિ અને કલ્યાણ સંબંધી વિજ્ઞાનનું સ્થાન કપોલકલ્પિત વિજ્ઞાને લીધું એટલે વિજ્ઞાનનો કશો અર્થ કે કશું મહત્ત્વ રહ્યું નહિ. સાચું વિજ્ઞાન તિરસ્કારમાં અધ્યાત્મ-વિદ્યા કહેવાયું અને કળા એ મનુષ્યની ઉપયોગી પ્રવૃત્તિ ગણાતી બંધ થઇ ગઇ.

જ્યાં સુધી ખ્રિસ્તી સંપ્રદાયે મનુષ્યના ભાવિનો અને કલ્યાણનો માર્ગ ઉપદેશ્યો અને કળા ધર્મની સેવામાં રહી, ત્યાં સુધી એ સાચી કળા રહી. પરંતુ કળાએ જ્યારથી સંપ્ર-દાયનો ત્યાગ કર્યો અને વિજ્ઞાનની સેવા શરૂ કરી અને વિજ્ઞાને પોતાને ફાવે તે કરવા માંડયું, ત્યારથી કળાનો કશો અર્થ રહ્યો નહિ. પછી જો કે પ્રાચીન પ્રણાલિકાને આધારે પોતાનો હક સ્થાપવા તે ગમે તેટલાં ફાંફાં મારે અને કળા એ કળાને ખાતર જ છે એવું ગમે તેટલું ગુમાન ધરાવે, પરંતુ તેમાં કશું રહ્યું નહિ. આજે તો કળા માણસોને ખુશ કરવાની બજારૂ વસ્તુ થઇ પડી છે. રસોઇને લગતી, હજામતને લગતી અને ટાપટીપને લગતી કળાના ઉત્પાદકો પોતાને કવિઓ, ચિત્રકારો તથા ગાયકોના જેટલા જ કળાધરો કહેવડાવે છે.

ભૂતકાળમાં દૃષ્ટિ નાંખો અને નિહાળો: હજારો વર્ષના ગાળામાં અને ખર્વ નિખર્વ મનુષ્યોમાંથી, કૉન્ફ્યુશ્યસ, બુદ્ધ, સોલન[1], સૉક્રેટીસ, સૉલોમન[2], હોમર[3], અને ઇસાઇયા

જેવી બારેક વ્યક્તિઓ તરી આવે છે. આવા પુરુષો દુનિયામાં ક્વચિત જ જન્મે છે. તેમાં વળી આ માણુસો કોઇ એકાદ જ્ઞાતિમાંથી નહિ, પણ આખા માનવસમાજમાંથી લીધેલા છે. આવા ખરા પંડિતો, કળાધરો, આધ્યાત્મિક ખોરાકના ઉત્પાદકો વિરલ હોય છે એ દેખીતું જ છે અને જગત તેમને આટલું માને છે તે યથાયોગ્ય છે. આજે એવું નીકળ્યું છે કે વિજ્ઞાન અને કળાના પ્રદેશમાં ભૂતકાળમાં કામ કરનારી આ મહાન વ્યક્તિઓ આપણુને કશા કામની નથી. આજે તો શ્રમ-વિભાગના નિયમ પ્રમાણે વિજ્ઞાન અને કળાનું કામ કરનારાઓ યંત્રથી ઉપજાવી શકાય. સૃષ્ટિની ઉત્પત્તિથી તે આજ સુધીમાં આખી દુનિયામાંથી જેટલા વૈજ્ઞાનિકો અને કળાધરો થયા તેમના કરતાં મહાન વૈજ્ઞાનિકો અને કળાધરો આજે આપણે એક દાયકામાં પેદા કરી શકીએ.

આજે તો પંડિતો અને કળાધરોનું મહાજન બંધાયું છે અને તેઓ દુનિયાને જોઇતો આધ્યાત્મિક ખોરાક સુધરેલી ઢબે ઉત્પન્ન કરે છે.

તેઓએ તો એટલો બધો ખોરાક બનાવી નાંખ્યો છે કે પ્રાચીન કે અર્વાચીન પ્રતિભાવાન વ્યક્તિઓનાં નામનિર્દેશ કરવાની પણ જરૂર નથી રહી. કારણ એ બધી તો ધર્મ-શાસ્ત્રના અને દર્શનશાસ્ત્રના યુગની પ્રવૃત્તિ હતી. એ બધીને તો ભૂંસી નાંખવાની છે. સાચી બુદ્ધિયુક્ત પ્રવૃત્તિ તો છેલ્લાં પચાસ વર્ષથી શરૂ થઇ, અને આ પચાસ વર્ષમાં આપણે એટલા બધા મહાન પુરુષો પેદા કર્યા છે કે પહેલાંના વખતમાં આખી દુનિયામાં જેટલા થઇ ગયા તેટલા આજે એક જર્મન વિદ્યાપીઠમાં છે, અને આજે આપણે વિદ્યાઓ કેટલી બધી

રચી દીધી છે? એટલું સારૂં છે કે નવી વિદ્યાની શોધ સહેલે થઇ જાય છે. એકાદા ગ્રીક શબ્દને 'લૉજી' (=વિદ્યા, શાસ્ત્ર) એ શબ્દ લગાડી દો અને પછી અમુક પદ્ધતિ પ્રમાણે વસ્તુ-ઓની ગોઠવણુ કરો એટલે નવી વિદ્યા ઉત્પન્ન થઇ જાય છે. આજે તો એટલી બધી વિદ્યાઓ થઇ ગઇ છે કે આજે જેટલી વિદ્યાઓ હસ્તિમાં છે તેટલીનાં નામ યાદ રાખવાં પણુ મુશ્કેલ છે. એટલાં નામનો તો મોટો કોષ રચી શકાય. તેમ છતાં નવી વિદ્યાઓ નીકળ્યે જ જાય છે.

આવી અસંખ્ય વિદ્યાઓ નીકળી છે અને તેઓ આપણુને શીખવે છે પણુ સુંદર રીતે. પરંતુ પીડા એ છે કે આપણા જેવા સિવાય બીજા કોઇ તેનો અક્ષરે સમજતા નથી. બીજાઓ તો એને નકામી હાચાકૂટ કહે છે.

છતાં, આ બધાનો ખુલાસો મોજુદ છે. આજના શાસ્ત્રીય વિજ્ઞાનની ઉપયોગિતા લોકો સમજતા નથી. કારણુ તેઓ ધર્મશાસ્ત્રના યુગની અસર નીચે છે. કેવો બેવકુફાઇ ભરેલો યુગ! યહુદીઓ, ચીનાઓ, હિંદુઓ, ગ્રીકો, બધા પોતાના મહાન પુરુષોનું ઉપદેશેલું સમજી શકતા.

એનું કારણુ ગમે તે હોય, પણુ મુદ્દાની વાત એ છે કે માનવસમાજની સાથે સાથે વિજ્ઞાન અને કળા રહેલાં હતાં. એ વિજ્ઞાન અને કળા સાચાં હતાં. આવશ્યક પણુ હતાં અને સહુને ગ્રાહ્ય પણુ હતાં.

આજે આપણે વિજ્ઞાન અને કળાનું નામ આપીને કશુંક કરીએ છીએ ખરા, પણુ આપણે જે કરીએ છીએ તેને વિજ્ઞાન અને કળા કહેવાનો આપણુને કશો અધિકાર નથી.

## ટીપ્પણ

૧. **સોલન** (ઇ. સ. પૂર્વે ૬૩૮-૫૫૮) ગ્રીસ દેશના સાત ઋષિઓમાંનો એક ગણાય છે. શરૂઆતમાં કવિ તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી તે સ્મૃતિકાર તરીકે પ્રસિદ્ધ થયો છે. તેણે રચેલા કાયદા એટલા બધા સન્માન્ય ગણાતા કે રોમન લોકોએ પણ તે સ્વીકાર્યા છે.

૨. **સોલોમન** (ઇ. સ. પૂર્વે ૧૦૦૦) યાહુદી લોકોનો રાજા થઇ ગયો. તેના સમયમાં યાહુદીઓનો વૈભવ ટોચે પહોંચ્યો. સોલોમન રાજાનું ડહાપણ કહેવતરૂપ થઇ પડયું છે.

૩. **હોમર** (ઈ. સ. પૂર્વે ૮૫૦) ગ્રીસ દેશનો મહાકવિ. ઇલિયડ અને ઓડિસી નામનાં બે મહાકાવ્યો તેણે લખેલાં યુરોપીય સાહિત્યમાં મશહુર છે,

## ૩૭

મને કહેવામાં આવે છેઃ "પરંતુ તમે તો વિજ્ઞાન અને કળાની જૂદી જ અને વધારે સંકુચિત વ્યાખ્યા આપો છો. શાસ્ત્રીય દૃષ્ટિએ એ બરાબર નથી. અને તેમ છતાં વિજ્ઞાન અને કળાનો તમારી વ્યાખ્યામાં સમાવેશ નથી થતો એમ પણ નથી, કારણ ગેલીલિયો,[1] બ્રુનો,[2] હોમર, માઇકેલ-એન્જેલો,[3] બીથોવન,[4] વૅગ્નર[5] તથા તેમના કરતાં નાના બીજા વિદ્વાનો અને કળાકારો જેમણે પોતાનાં આખાં આયુષ્ય વિજ્ઞાન અને કળાની સેવામાં સમર્પણ કર્યાં છે, તેમની વૈજ્ઞાનિક અને કળાવિષયક પ્રવૃત્તિઓની એ વ્યાખ્યામાં અવગણના થતી નથી."

આ લોકો આવું કહે છે તેનાં કેટલાંક કારણો છે. એક તો હાલના પંડિતો અને કળાકારો એ પ્રાચીન પંડિતો અને કળાકારોના વારસો જ છે, એવું સિદ્ધ કરવાનો તેમનો પ્રયત્ન છે. જો કે બીજી બધી બાબતોમાં પ્રાચીનની સાથે અર્વાચીનના વારસાપણાના સંબંધનો તેઓ ઇનકાર છે. બીજું, શ્રમવિભાગના

જે નવા અને વિશિષ્ટ સિદ્ધાન્તને આધારે વિજ્ઞાન અને કળાને આજે વિશિષ્ટ સ્થાન અપાયું છે તે સિદ્ધાન્તને હવે ભૂલી જવાનો તેમનો પ્રયત્ન છે.

પ્રથમ તો, પ્રાચીન અને અર્વાચીન મહાન્ વ્યક્તિઓ વચ્ચે વારસાપણાનો સંબંધ જોડવો અશક્ય છે. જેમ શરૂઆતના ખ્રિસ્તીઓના પવિત્ર જીવન સાથે પોપના જીવનને કશો સંબંધ નથી, તેમ ગેલીલિયો, શેક્સપિયર[૬], કે બીથોવનની પ્રવૃત્તિ અને ટિન્ડાલ[૭], હ્યુગો[૮] કે વૅગ્નરની પ્રવૃત્તિ, એ બેમાં કશું સામાન્ય નથી, જેમ આરંભકાળના ખ્રિસ્તી પાદરીઓ આજના પોપ સાથે પોતાને કશી સગાઈ હોવાનો ઇનકાર કરે, તેમ જ પ્રાચીન વૈજ્ઞાનિકો, અર્વાચીન વૈજ્ઞાનિકો સાથે કશી સગાઈ હોવાનો ઇનકાર કરે.

બીજું, વિજ્ઞાન અને કળાનો આજે જે અર્થ આપવામાં આવે છે તે જ મારી દલીલને એટલો અનુકૂળ છે કે વિજ્ઞાન અને કળા આજે પોતાનો ઉદ્દેશ પાર પાડે છે કે નથી પાડતાં એ તપાસવાનું બહુ સ્પષ્ટ ધોરણ મને તો વિજ્ઞાનની વ્યાખ્યામાંથી જ મળે છે. એટલે આપણી પોતાની મેળે નહિ, પણ વિજ્ઞાને નક્કી કરેલા ધોરણ વડે જ, આજે જે પ્રવૃત્તિને વિજ્ઞાન અને કળા કહેવામાં આવે છે, તેને એ નામ ધારણ કરવાનો કશો અધિકાર છે કે કેમ એ આપણે નક્કી કરી શકીએ છીએ.

ઇજીપ્ત અને ગ્રીસના પાદરીઓ કોઇ ન સમજી શકે એવી ગેબી રચનાઓ કરતા અને કહેતા કે આ ગેબી રચનાઓમાં જ તમામ વિજ્ઞાન અને કળા સમાયલાં છે. વિજ્ઞાન લોકોનું કેટલું ભલું કરે છે એ ધોરણે જોતાં આમના વિજ્ઞાનમાં કાંઇ તથ્ય હતું એ હું સ્વીકારી શકતો નહિ. કારણ એ લોકોના

કહેવા પ્રમાણે વિજ્ઞાન તો માનવશક્તિથી અતીત વસ્તુ ગણાતી પરંતુ આજે આપણી પાસે બહુ સ્પષ્ટ અને સાદું માપ છે. તેમાં માનવશક્તિથી અતીત વસ્તુનો સમાવેશ થતો નથી. પોતાની પ્રવૃત્તિ માનવબુદ્ધિથી સમજી શકાય એવી અને સમાજ તથા જનતાનું કલ્યાણ સાધે એવી છે, એમ વિજ્ઞાન અને કળા કહે છે. એટલે જે પ્રવૃત્તિનો આવો ઉદ્દેશ હોય અને જે એ ઉદ્દેશ સાધી શકે તેને જ વિજ્ઞાન અને કળા કહેવાનો આપણને હક છે.

એટલે, જે પંડિતો તથા કળાકારો રાજકીય અને આંતરરાષ્ટ્રીય હકના સિદ્ધાન્તો શોધી કાઢે છે, નવી જાતની તોપો અને નવી જાતનો દારૂગોળો શોધી કાઢે છે, ઉન્માદક નાટકો અને નવલકથાઓ લખે છે, તેઓ પોતાને ગમે તે નામ આપે, પરંતુ તેમની પ્રવૃત્તિને વિજ્ઞાન અને કળાનું નામ આપવાનો આપણને અધિકાર નથી. કારણ સમાજ કે જનતાનું કલ્યાણ, એ આ પ્રવૃત્તિનો ઉદ્દેશ નથી. ઉલટું, આ પ્રવૃત્તિ લોકોનું નુકસાન કરે છે. એટલે એને વિજ્ઞાન કે કળા ન કહેવાય. તે જ પ્રમાણે જે પંડિતો આખો જન્મારો સૂક્ષ્મદર્શક વડે દેખાય એવાં જંતુઓની, તથા દૂરદર્શક વડે દેખાય એવી ઘટનાઓની તથા સ્પેક્ટ્રમ પૃથક્કરણની શોધ કરવામાં ગાળે, તથા જે કળાકારો પ્રાચીન વસ્તુઓનો કાળજીપૂર્વક અભ્યાસ કરી ઐતિહાસિક નવલકથાઓ, ચિત્રો, ગીતો અને સુંદર કાવ્યો રચવામાં બધો સમય ગાળે—આ બધા લોકો પોતાને ગમે તે નામે ઓળખાવે, અને ગમે તેટલા ઉત્સાહી હોય, પરંતુ શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે તેઓ વિજ્ઞાન અને કળાના માણસો કહી શકાય નહિ, કારણ એક તો, વિજ્ઞાનની ખાતર વિજ્ઞાન અને કળાની

ખાતર કળા એ દૃષ્ટિએ કરેલી તેમની પ્રવૃત્તિનો ઉદ્દેશ જન-કલ્યાણ નથી; બીજું, તેમની પ્રવૃત્તિને પરિણામે સમાજ અને જનતાનું કલ્યાણ થતું નથી. વળી, તેમની પ્રવૃત્તિમાંથી અમુક વર્ગને કલ્યાણકારી તથા લાભદાયક એવું કાંઇ કોઇવાર નીપજે, તો પણ તેમની પોતાની જ શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે, તેમને કળા અને વિજ્ઞાનના માણસો ગણવાનો આપણને અધિકાર મળતો નથી.

તે જ પ્રમાણે, જે લોકો, પ્રકાશ, ગરમી અને ગતિ ઉત્પન્ન કરવા માટે વીજળીનો પ્રયોગ શોધી કાઢે અથવા રાસાયણિક મિશ્રણોથી ભડાક દઇને ફૂટી ઉઠે એવા પદાર્થો બનાવે કે સુંદર રંગો બનાવે; અથવા જે લોકો અભિનય કરે, સુંદર છબિઓ, ચિત્રો કે દશ્યો આલેખે; અથવા જે લોકો રસિક નવલકથાઓ લખે, જેનો ઉદ્દેશ કેવળ શ્રીમંત લોકોને વિનોદ કરાવવાનો જ હોય;— આ બધા લોકો પોતાને ગમે તે કહેવડાવે, પરંતુ તેમની પ્રવૃત્તિને વિજ્ઞાન કે કળાનું નામ આપી શકાય નહિ. કારણ શરીરને વિષે જેમ ચિત્તની પ્રવૃત્તિ હોય છે તેમ સહુના કલ્યાણને અર્થે આ પ્રવૃત્તિ નથી હોતી. આ પ્રવૃદ્ધિમાં તો કહેવાતી કળાની શોધ અને ઉત્પત્તિ-માંથી મળતા અંગત લાભ, અધિકાર, અને દ્રવ્યપ્રવર્તક હેતુ હોય છે. એટલે હોટેલવાળા, શરતના ઘોડા ઉપર બેસનારા, નાચગાન કરનારા એને વેશ્યાવૃત્તિ કરનારા જેઓ લોકોના મોજશોખ પૂરા પાડી પોતાનો સ્વાર્થ સાધવા પ્રવૃત્તિ કરે છે તેમની પ્રવૃત્તિમાં અને આમાં કશો ભેદ કરી શકાય નહિ. વિજ્ઞાન અને કળાની પ્રવૃત્તિ, શ્રમવિભાગના સિદ્ધાંત પ્રમાણે તો જનતા અથવા સમાજનું કલ્યાણ સાધવાનું વચન આપે

છે. તે વ્યાખ્યાની સાથે ઉપરની કોઇ પણ પ્રવૃત્તિનો મેળ બેસતો નથી.

વિજ્ઞાન અને કળાની વિજ્ઞાને તો તદ્દન સાચી વ્યાખ્યા કરી છે. પરંતુ કમનસીબે આધુનિક વિજ્ઞાન અને કળાની પ્રવૃત્તિનો મેળ એ વ્યાખ્યા સાથે બેસતો નથી. કેટલીક પ્રવૃત્તિ તો ચોખ્ખી નુકસાનકારક હોય છે, કેટલીક નિરુપયોગી હોય છે, કેટલીક ક્ષુલ્લક હોય છે અને કેટલીક કેવળ શ્રીમંતોનું ભલું કરનારી હોય છે.

આ પ્રવૃત્તિ કરનારા બધા સારા માણસો હશે. પરંતુ તેમની પોતાની વ્યાખ્યા પ્રમાણે જે કરવાની જવાબદારી તેઓએ માથે લીધી છે, તે, તેઓ કરતા નથી. એટલે વિજ્ઞાન અને કળાના માણસો ગણાવાનો તેમને કશો અધિકાર નથી;— જેવી રીતે આધુનિક ધર્મગુરુઓ પોતાની ફરજ નહિ બજાવતા હોવાને લીધે આધ્યાત્મવિદ્યાના ઉપદેશકો કહેવડાવવાનો હક ગુમાવી બેઠા છે તેમ.

આધુનિક વિજ્ઞાન અને કળાના માણસો પોતાના ધંધાની જવાબદારી નથી બજાવી શકતા અને નહિ બજાવી શકે, તેનું કારણ સમજાય એવું છે. તે લોકો પોતાની જવાબદારી નથી બજાવી શકતા કારણ પોતાની જે ફરજો છે, તેને તેઓ પોતાનો હક ગણવા લાગ્યા છે.

વૈજ્ઞાનિક અને કળાવિષયક પ્રવૃત્તિ, તેના સાચા અર્થમાં, તો ત્યારે જ ફળદાયી થાય, જ્યારે તે હકનો બીલકુલ વિચાર ન કરે, કેવળ ફરજનો જ વિચાર કરે. આ પ્રવૃત્તિનો મુખ્ય ગુણ આપભોગ છે અને તેથી જ સમાજ હમેશાં તેને આટલું ઉંચું સ્થાન આપે છે.

જે લોકો આધ્યાત્મિક શ્રમથી સમાજની સેવા કરવા ઇચ્છતા હશે તેમણે પોતાનું કાર્ય સાધવા માટે હમેશાં કષ્ટ સહન કરવું જ જોઇશે. કારણ બાળકના જન્મની માફક આધ્યાત્મિકતાનો જન્મ પણ કષ્ટ સહન કરવાથી જ થાય છે.

વિચારક અને કળાકારના ભાગ્યમાં ત્યાગ અને કષ્ટ લખાયલાં જ છે. કારણ તેમનો ઉદ્દેશ લોકોનું ભલું કરવાનો છે. લોકો બિચારા દુઃખી છે, તેઓ સહન કરે છે, મરી જાય છે. બેસી રહેવાનો કે ઠંડે પેટે જોયાં કરવાનો વખત નથી.

જો કે આપણને આજે એવું ધારવાની ટેવ પડી ગઇ છે, કે વિચારક અને કળાકાર તો ઉંચે સુખાસને બેસીને પોતાનું કામ કરે. પણ ખરૂં જોતાં એ બરાબર નથી. તે તો સદાસર્વદા ક્ષુબ્ધ અને દુઃખી જ હોવો જોઇએ. તેને તો એવી તાલાવેલી લાગે કે જગતનું કલ્યાણ શેમાં છે તથા જગત આ દુઃખમાંથી શી રીતે છૂટે તેનો ઉપાય હું શોધી કાઢીને જગતને સંભળાવી દઉં. પરંતુ આજે ને આજે તે ન બની શકે અને કાલે હું મરી જાઉં તો? — એવી ચિંતા તેને સતત રહ્યાં કરે.

જેઓ મોટી સંસ્થાઓમાં ભણીને પંડિત અને કળાકાર (જો કે ત્યાં વિજ્ઞાન અને કળાનું ખૂન કરનારા જ પેદા તો કરવામાં આવે છે) થઇ બહાર પડે છે, મોટી પદવી અને મોટો પગાર મેળવે છે તે ખરો વિચારક અને કળાકાર નથી. ખરો કળાકાર અને વિચારક તો એ છે, જે પોતાના હૃદયમાં કોતરાઇ રહેલું બહાર વ્યક્ત કરવા ગમે તેટલો નારાજ હોય, પરંતુ તેમ કર્યા સિવાય રહી જ ન શકે. પોતાની આંતરિક

પ્રેરણા અને લોકોની માગણી — એ બે જબરાં બળો તેને તેમ કરવાની ફરજ પાડે.

સરળ, લહેરી, અને આત્મસંતોષી વિચારક કે કળાકાર દુનિયામાં હોઇ શકે જ નહિ.

આધ્યાત્મિક પ્રવૃત્તિ કરવી અને બીજાના ઉપયોગ માટે તેનો પ્રચાર કરવો એ તો તરવારની ધાર ઉપર ચાલવાનું છે. બાઇબલમાં કહ્યું છે તેમ એ તો એનો 'ક્રૂસ' છે. પોતાનામાં રહેલી શક્તિનો બીજાના કલ્યાણને અર્થે ઉપયોગ કરવા માટે આત્મત્યાગ, આત્મભોગ જોઇએ. અને કોઇ પણ માણસે આ ધર્મ સ્વીકાર્યો છે કે કેમ તેની અચૂક નિશાની તેનામાં આત્મત્યાગ, આત્મભોગ છે કે કેમ, એ છે.

દુનિયામાં કેટલા માંકડ છે તે કહેવું, સૂર્ય ઉપર ડાઘાનું નિરીક્ષણ કરવું, નવલકથાઓ અને નાટકો લખવાં એ બધું કશું કષ્ટ સહન કર્યા વિના કરવું શક્ય છે. પરંતુ ત્યાગ કર્યા સિવાય, લોકોનું શ્રેય શેમાં રહ્યું છે એ તેમને સમજાવવું અને તેનો ઉપદેશ કરવો એ અશક્ય છે. કારણ ત્યાગમાં અને બીજાની સેવામાં જ શ્રેય છે.

"પહેલાં ધર્મગુરુઓ સોનાના હતા અને તેમનાં કમંડલ લાકડાનાં હતાં. આજે કમંડલ સોનાનાં થયાં છે પણ ધર્મ-ગુરુઓ લાકડાના થઇ ગયા છે." લોકો તો આવું બોલે છે.

ઇશુએ ક્રૂસ ઉપર દેહ ત્યાગ કર્યો અને સહન કરીને જગતને જીત્યું, તેમાં ભારે અર્થ સમાયલો છે.

પરંતુ આજે જો આપણા લોકોએ વિજ્ઞાને અને કળાએ પોતાની સ્થિતિ સલામત કરી છે. તેમની પાસે મોટી મોટી પદવીઓ છે. પોતાની સ્થિતિ શી રીતે વધુ સલામત કરવી

અને લોકોની સેવા કરવાનું અશક્ય કરી મૂકવું જ આજે તેમની ચિંતાનો વિષય થઇ પડયો છે.

સાચું વિજ્ઞાન અને સાચી કળા, આ બે અચૂક લક્ષણો ઉપરથી પારખવીઃ પહેલું લક્ષણ આંતરિક છે. વિજ્ઞાન અને કળાનો સેવક કદી પોતાનું જ્ઞાન પોતાના સ્વાર્થને અર્થે નહિ વાપરે, પરંતુ પરમાર્થને અર્થે જ તે તેનો ઉપયોગ કરશે. બીજું લક્ષણ બાહ્ય છે. જેમનું ભલું તે ઇચ્છે છે તેઓ સમજી શકે એવી તેની કૃતિઓ હશે.

પોતાનું કાર્ય તથા પોતાનું શ્રેય ગમે તેમાં રહેલું લોકો માને, પરંતુ વિજ્ઞાનનું કામ તે તેમને સાચેસાચું સમજાવવાનું છે અને કળાનું કામ તે કરી બતાવવાનું છે. સોલન અને કૅાન્ફ્યુશિયસનું શિક્ષણ તે વિજ્ઞાન કહેવાય. મુસા અને ઇશુનો ઉપદેશ તે વિજ્ઞાન કહેવાય. એથન્સની ઇમારતો, દાઉદનાં ભજનો અને પ્રવચનો એ કળા કહેવાય. પરંતુ ચતુર્થ પરિમાણમાં પદાર્થોનો અભ્યાસ, તથા રાસાયણિક મિશ્રણોના કોઠા એ કદિ વિજ્ઞાન કહેવાયું નથી અને કદિ કહેવાશે નહિ. આધુનિક જમાનામાં સાચા વિજ્ઞાન અને કળાનું સ્થાન ધર્મ-શાસ્ત્રો તથા કાયદાશાસ્ત્રોએ લીધું છે. સાચી કળાનું સ્થાન મંદિરો અને રાજદરબારોના શિષ્ટાચારોએ લીધું છે. કોઈ તેમાં માનતું નથી અને કોઇ તેનો ગાંભીર્યથી વિચાર કરતું નથી. આજે આપણે જેને વિજ્ઞાન અને કળા કહીએ છીએ તે તો એદી ચિત્ત અને આળસુ હૃદયની કૃતિઓ છે. તેનો ઉદ્દેશ તેમના જેવા જ આળસુ ચિત્ત અને આળસુ હૃદયોને વિનોદ કરાવવાનો છે. લોકોને તો એ અગમ્ય અને અર્થહીન છે. કારણ તેમનું કલ્યાણ એ કદિ તેનો ઉદ્દેશ છે જ નહિ.

પૂર્વકાળનો જ્યાં સુધીનો ઇતિહાસ આપણા જાણવામાં આવ્યો છે, ત્યાં સુધી તો આપણને જણાય છે, કે લોકોમાં પ્રચલિત મતો અને સિદ્ધાન્તો જે પોતાને ખોટી રીતે વિજ્ઞાન કહેવડાવે છે, તેણે કદિ માનવજીવનનો અર્થ સ્ફુટ કર્યો નથી, હમેશાં ઢાંકયો જ છે. પ્રાચીન કાળમાં મધ્યકાળમાં અને છેક આજે સર્વે દેશોમાં કાંઇક અગમ્ય ધતિંગ ચલાવનારા અનેક પંથો નીકળ્યા છે.

તેને બદલે આ જમાનામાં આપણે જન્મ્યા છીએ તે આપણું કેવડું મોટું ભાગ્ય કે ચિત્તની જે પ્રવૃત્તિને વિજ્ઞાન કહેવામાં આવે છે તે આજે ખોટી દિશામાં નથી, એટલું જ નહિ પણ ભારે અપવાદરૂપ આબાદ સ્થિતિમાં છે! આ ખાસ સદ્‌ભાગ્યનું કારણ શું એ નથી કે માણસ પોતાની શૈતાનિયત જોઇ શકતો નથી, જોવા ઇચ્છતો નથી? ધર્મશાસ્ત્રીઓ તથા અન્યપંથીઓના વિજ્ઞાનમાંથી કેવળ શબ્દો સિવાય કેમ કશું રહ્યું નથી, અને આપણે આવા સદ્‌ભાગી કયાંથી?

બીજાં લક્ષણો તો એનાં એ જ છેઃ તે જ આત્મસંતોષ અને તે જ મતાંધતા આપણામાં પણ છે. બીજા કોઇ સાચા માર્ગ ઉપર ન હતા, આપણે જ સાચે રસ્તે છીએ. અને સાચી વાતનો આરંભ આપણાથી જ થયો. વળી તે જ આકાંક્ષા પણ આજે છે કે બહુ જ થોડા સમયમાં આપણે કશું અસાધારણ શોધી કાઢીશું. અને આપણા આ ભ્રમને ઉઘાડું પાડનાર લક્ષણ પણ આજે પહેલાં હતું એ જ છે. આપણું બધું જ્ઞાન અને ડહાપણ આપણામાં જ સમાઇ જાય છે. લોકોમાંથી નથી કોઇ એ સમજતું, નથી કોઇ એ મેળવતું

અને નથી કોઇને એની જરૂર. આપણી દશા બહુ કફોડી છે. છતાં કેમ આપણે તે સીધી રીતે લક્ષમાં લેતા નથી?

સમય આવી પહોંચ્યો છે. વિચાર કરો અને મૂળમાંથી સુધારો કરી બધી રચના નવેસરથી કરો.

જૂના વખતના શાસ્ત્રીઓ અને કર્મકાંડીઓ જેવા જ આપણે છીએ. સુસાની ગાદીએ આપણે ચઢી બેઠા છીએ, સ્વર્ગની ચાવી આપણે હસ્તગત કરી છે, પણ નથી આપણે પોતે તેમાં દાખલ થતા, નથી બીજાને દાખલ થવા દેતા. આજના વિજ્ઞાન અને કળાના આચાર્યો જેવા ધૂતારા દુનિયામાં બીજા કોઇ નથી. લુચ્ચામાં લુચ્ચા અને બદમાશમાં બદનાશ ધર્મગુરુ કરતાં, પોતાની પદવીને માટે તેઓ ઓછા અધિકારી છે. આ અધિકારયુક્ત સ્થાનને માટે તેઓ કોઇ રીતે લાયક નથી. આ સ્થાન તેઓએ બદમાશી કરીને કબજે કર્યું છે અને તે છેતરપીંડીથી નભાવી રહ્યા છે.

આપણા અથવા કૅથોલિક સંપ્રદાયના ધર્મગુરુઓ અને પાદરીઓ, ગમે એટલા પતિત હોય તો પણ તેમના અધિકારને માટે હકદાર હતા. એ કહેતા આવ્યા છે કે લોકોને જીવવાનો અને મોક્ષ મેળવવાનો માર્ગ અમે બતાવીએ છીએ. પરંતુ એ પાદરીઓને આપણે ઉતારી પાડયા. આપણે લોકોને સાબીત કર્યું છે કે તેઓ ધૂતારા હતા. તેમનું સ્થાન આપણે લઇ લીધું. હવે લોકોને જીવવું શી રીતે તે આપણે શીખવતા નથી. આપણે તો કહીએ છીએ કે એ શીખવાની જરૂર નથી. લોકોને આપણે ચૂસી લઇએ છીએ અને હજી તો આપણાં બાળકોને એનું એ લૅટિન અને ગ્રીક વ્યાકરણ

ભણાવીએ છીએ, જેથી તેઓ આપણા જેવું જ પરોપજીવી જીવ ગાળવાનું ચાલુ રાખી શકે.

આપણે કહીએ છીએ કે પહેલાં જ્ઞાતિઓ હતી, પણ આજે તે નથી. આનો અર્થ શો? એટલો જ કે કેટલાક લોકો અને એમનાં બાળબચ્ચાં મજૂરી કરે છે, ત્યારે બીજા કેટલાક લોકો અને એમનાં બાળબચ્ચાં મજૂરી કરતાં નથી. આપણી ભાષા ન જાણતો હોય તેવા કોઇ હિંદુને લઇ આવો અને યુરોપ તથા રશિયાનાં જુદા જુદા કાળનાં લોકજીવન બતાવો. એ તુરત જોઇ શકશે કે એના પોતાના દેશમાં છે તેવી જ બે જ્ઞાતિઓ અહીં પણ છે. એક મજૂરી કરનારાની અને બીજી મજૂરી નહિ કરનારાની. એના દેશની માફક જ મજૂરી નહિ કરવાનો હક આપણને ખાસ અધિકારને લીધે મળ્યો છે. તેને આપણે વિજ્ઞાન અને કળા, અથવા સામાન્ય રીતે, કેળવણી કહીએ છીએ.

આ કેળવણી અને એને પરિણામે થયેલા બુદ્ધિભ્રમથી આપણામાં આ અજબ ગાંડપણ આવ્યું છે. તેને લીધે આટલી સ્પષ્ટ અને નિર્વિવાદ વાત આપણે સમજી શકતા નથી.

આપણે આપણા ભાઇઓનાં લોહી પીએ છીએ અને તેમ છતાં આપણને ખ્રિસ્તી, દયાળુ, સંસ્કારી અને પૂરેપૂરા પ્રામાણિક માનીએ છીએ

## ટીપ્પણ

૧. **ગેલિલીઓ:** ( ૧૫૬૪–૧૬૪૨) ઈટલીનો મહાન ખગોળ-વેત્તા. પહેલું દૂરદર્શક યંત્ર — ટેલીસ્કોપ તેણે બનાવ્યું અને તે વડે ખગોળવિદ્યામાં તેણે ઘણી શોધખોળ કરી. સૂર્ય સ્થિર છે અને પૃથ્વી તેની આસપાસ ફરે છે એવું કહેવા માટે પ્રિસ્તી પાદરીઓ તરફથી તેને બહુ કનડગત કરવામાં આવી હતી.

૨. **બ્રુનો:** ( ૧૫૪૮–૧૬૦૦ ) યુરોપમાં પુનરુજ્જીવનના યુગનો—Renaissanceનો ઇટાલિયન તત્ત્વવેત્તા. પોતાના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા ખાતર તેને જાહેરમાં સળગાવી બાળી મૂકવામાં આવ્યો હતો.

૩. **માઇકેલ-ઍન્જેલો:** ( ૧૪૭૪–૧૫૬૩ ) ઇટલીનો મશહુર ચિત્રકાર અને શિલ્પી. રોમ અને ફ્લૉરેન્સનાં દેવળો શણ-ગારવામાં તેનો હિસ્સો બહુ ભારે છે.

૪. **બીથોવન:** ( ૧૭૭૦–૧૮૨૭ ) બૉન (જર્મની)માં જન્મ્યો હતો અને વિએના ( ઑસ્ટ્રિયા–હંગરી )માં ગુજરી ગયો. મહાન સંગીતાચાર્ય થઈ ગયો.

૫. **વૅગ્નર:** ( ૧૮૧૩–૧૮૮૩ ) મહાન સંગીતાચાર્ય.

૬. **શેક્સપિયર:** ( ૧૫૬૪–૧૬૧૬ ) ઇંગ્લંડનો મોટામાં મોટો કવિ અને નાટકકાર.

૭. **ટિન્ડાલ:** ( ૧૮૨૦–૧૮૯૩ ) પ્રખ્યાત વૈજ્ઞાનિક. પ્રકાશ, શબ્દ અને ગરમી ઉપરનાં તેનાં પાઠ્યપુસ્તકો મશહુર છે. લોહ-ચુંબકની બાબતમાં તેણે કેટલીક ભારે શોધખોળો કરી છે.

૮. **હ્યુગો:** ( ૧૮૦૨–૧૮૮૫ ) ફ્રાન્સનો મહાન કવિ, નાટકકાર અને નવલકથાકાર.

## ૩૮

## ત્યારે શું થઈ શકે ? આપણે કરીશું શું ?

આ સવાલમાં એ કબૂલત તો આવી જ જાય છે કે આપણાં જીવન અવ્યવસ્થિત અને ખરાબ થઇ ગએલાં છે. વળી એમાં એ ભાવ પણ આવે છે કે તેમાં સુધારો કરવો અશક્ય લાગે છે. છતાં આ સવાલ ચોમેરથી મારા સાંભળવામાં આવ્યો છે અને તેથી જ આ પુસ્તકનું નામ મેં આવું પસંદ કર્યું છે.

મારાં વીતકો, મારૂં આત્મનિરીક્ષણ અને આ પ્રશ્નનું મારૂં નિરાકરણ, એ બધાનું મેં વર્ણન કર્યું છે. હું પણ બીજા સહુના જેવો જ પામર પ્રાણી છું. સમાજના સામાન્ય માણસ કરતાં મારામાં કાંઇ ફેર હોય તો તે એટલો જ છે કે સમાજની ખોટી વ્યવસ્થાનો લાભ મેં બીજા કરતાં વધારે લીધેલો છે, તેના છળકપટમાં વધારે ભાગીદાર બનેલો છું, પ્રચલિત માન્યતાવાળા લોકો તરફથી મને વધારે માનપાન મળ્યાં છે. એટલે બીજાઓ કરતાં હું વધારે બગડેલો અને અવળે માર્ગે ચડેલો છું.

તેથી હું ધારું છું કે મારે માટે જે માર્ગ મેં શોધી કાઢયો છે તે પોતાની જાતને આવો સવાલ પૂછનારા સહુ સાચા માણસોને ખપમાં આવશે. 'શું કરીશું?' એ સવાલના જવાબમાં મારી જાતને મેં પહેલો ઉત્તર તો એ આપ્યો કે: "બીજાની સાથે તેમજ પોતાની જાતની સાથે જૂઠો વ્યવહાર કરવો નહિ; સત્ય આપણને ગમે ત્યાં દોરી જાય તોપણ સત્યથી કદિ ડરવું નહિ." બીજાની સાથે જૂઠો વ્યવહાર ચલાવવો એનો અર્થ આપણે સહુ જાણીએ છીએ. છતાં સવારથી તે સાંજ સુધી જૂઠું બોલ્યાં કરીએ છીએ. હું ઘરમાં હોઉં અને કહેવડાવું કે 'બહાર ગયા છે.' હું જરાય રાજી ન થયો હોઉં, છતાં કહું કે 'ઓહો, હું બહુ રાજી થયો.' મારા મનમાં જરા પણ આદર ન હોય છતાં હું લખું કે 'સાદર પ્રણામ.' મારી પાસે પૈસા હોય છતાં હું કહું કે 'મારી પાસે કાંઇ નથી.' બીજાની સાથે જૂઠો વ્યવહાર ચલાવવો તેને, ખાસ કરીને અમુક પ્રકારના જૂઠા વ્યવહારને, તો આપણે સહુ ખરાબ ગણીએ જ છીએ. પરંતુ આપણે આપણી જાત સાથે જૂઠો વ્યવહાર ચલાવતાં ડરતા નથી. આપણે આપણી જાત સાથે જે જૂઠો વ્યવહાર ચલાવીએ છીએ અને તે ઉપર આપણા જીવનની રચના કરીએ છીએ, તેનાં જે પરિણામ આવે છે તેને મુકાબલે તો બીજાની સાથેનું ખરાબમાં ખરાબ અને ભારેમાં ભારે જૂઠાણું પણ કશી વિસાતમાં નથી.

'શું કરીશું?' એ સવાલનો બરાબર જવાબ આપણે મેળવવો હોય તો આ જૂઠાણું આપણે છોડી દેવું જોઇએ.

મારાં તમામ કામ, મારૂં આખું જીવન આવા જૂઠાણા પર રચાયલું હોય અને એ જૂઠાણાને બીજા આગળ તથા મારી જાત આગળ સત્ય તરીકે હું મનાવતો હોઉં, પછી આ સવાલનો જવાબ હું શી રીતે આપી શકું ? આ અર્થમાં, જૂઠાણું ન ચલાવવું એટલે સત્યથી ડરવું નહિ, યુક્તિપ્રયુક્તિઓ શોધી કાઢવી નહિ અને બીજાએ શોધી કાઢી હોય તેનો, આપણી બુદ્ધિ તથા અંતરાત્માના નિર્ણયો આપણી જાતથી છુપાવવા સારૂ ઉપયોગ કરવો નહિ; આપણી આસપાસનાં સહુથી ભિન્ન મત ધરાવતાં, તથા આપણી બુદ્ધિ અને અંતરાત્મા ઉપર જ આધાર રાખતાં ડરવું નહિ; સત્ય આપણને જે પરિણામે દોરી જાય તે પરિણામે જતાં કદી ડરવું નહિ; સત્ય અને અંતરાત્મા આપણને જે માર્ગે લઇ જશે, તે માર્ગ ગમે તેટલો વિકટ હશે પરંતુ જૂઠાણાના માર્ગ કરતાં તો ખરાબ નહિ જ હોય એવી પાકી ખાતરી રાખવી. આપણા જેવા બુદ્ધિજીવીઓએ એટલે ખાસ અધિકારી વર્ગના માણસોએ જૂઠું ન બોલવું તેનો અર્થ એ કે હિસાબ ચોખ્ખો કરી નાંખતાં કદી ડરવું નહિ. એવું બને કે મારૂં દેવું એટલું બધું નીકળે કે હું તે કદી ભરપાઇ કરી શકું નહિ. પરંતુ બાકી ગમે તેટલી નીકળે, છતાં કોઇ દિવસ હિસાબ જ કરવો નહિ તે કરતાં તો હિસાબ કરવો એ જ સારૂં છે. ખોટે માર્ગે આપણે ગમે તેટલા દૂર નીકળી ગયા હોઇએ, પરંતુ એને એ માર્ગે ચાલ્યા કરવા કરતાં પાછું વળવું એ જ સારૂં છે. બીજાઓ સાથે જૂઠાણું ચલાવવું એ સારી નીતિ નથી જ.

હરકોઇ કામનો નિકાલ જૂઠાણા કરતાં સત્યથી જ સીધો અને વહેલો આવે છે. જૂઠાણાથી તો ગૂંચવાડો વધે છે

અને નિકાલ થતાં વાર લાગે છે. તેમાંય વળી પોતાની જાત સાથે, જૂઠા વ્યવહારને સત્યનું સ્વરૂપ આપીને તે ચલાવ્યાં કરવાથી તો માણસનું આખું જીવન બરબાદ થાય છે.

કોઈ માણસ ખોટે માર્ગે ચઢયા પછી, તેને સાચો માર્ગ માને તો, દરેક પગલે તે પોતાના ધ્યેયથી દૂર જાય છે. કોઇ માણસને, બહુ લાંબા વખત સુધી ખોટે માર્ગે ચાલ્યા પછી ખબર પડે અથવા કહેવામાં આવે કે આ માર્ગ તો ખોટો છે; અને તે માર્ગે આટલે બધે દૂર સુધી પોતે પહોંચી ગયો છે એ વિચારથી તે ગભરાય અને પોતાની જાતને એમ મનાવ્યાં કરે કે આ ને આ રસ્તે કોઇક દિવસ તે બહાર નીકળી જઇ શકશે, તો તે કદી નીકળી શકવાનો નથી. કોઇ માણસ સત્યથી દબાઇ જાય અને સત્યને જોયા છતાં તેનો સ્વીકાર ન કરે, અને અસત્યને જ સત્ય માને, તો 'શું કરવું ?' તેની એને કોઇ દિવસ સમજણ પડશે નહિ.

આપણે, કેવળ શ્રીમંતો જ નહિ, પણ ઉચ્ચ વર્ગના કહેવાતા સંસ્કારી માણસો, બધા ખોટે માર્ગે એટલા બધા દૂર નીકળી ગયા છીએ કે જે જૂઠાણા ઉપર આપણે જીવીએ છીએ તે સમજવા માટે તથા આપણી અક્કલ ઠેકાણે આણવા માટે આપણામાં આપણે જે કર્યું તે માટે તીવ્ર વેદનાની તથા ભારે સંકલ્પબળની જરૂર છે.

ખોટે માર્ગે ચઢવા બદલ જે તીવ્ર વેદના મને થઇ તેને લીધે આપણા જીવનની અસત્યતા હું જોઈ શક્યો. અને હું જે માર્ગ ઉપર હતો તે ખોટો છે એવું સમજાયા પછી બુદ્ધિ અને અંતરાત્મા જ્યાં લઇ જાય ત્યાં, પરિણામનો કશો વિચાર કર્યા વિના, જવાનો પહેલાં તો મેં મનથી નિશ્ચય કર્યો. મારી આ

હિમતનો મને બદલો પણ મળ્યો. જે ગૂંચો, જે મૂંઝવણો, જે અસંબંધ અને અર્થહીન આચારો જીવનને ગુંગળાવી રહ્યા હતા તે બધા સાફ થઇ ગયા, અને જે સ્થિતિ પહેલાં મને બહુ વિચિત્ર અને ભયંકર લાગતી હતી તે મને સ્વાભાવિક અને હળવી લાગવા માંડી. મારી આ નવી સ્થિતિમાં મારી પ્રવૃત્તિ પણ ચોકસ રીતે નક્કી થઇ ગઇ. પહેલાં, વિચારમાં મને જે અઘરૂં લાગતું હતું તેમાંનું કશું અનુભવમાં મને અઘરૂં જણાયું નહિ. મારી નવી પ્રવૃત્તિ મને વધુ પ્રિય, વધુ શાન્તિદાયક અને વધુ આનંદમય લાગી. પહેલાં મને જે બિહામણું લાગતું હતું, તે મને આકર્ષક લાગવા માંડ્યું.

એટલે હું તો ધારૂં છું કે 'શું કરીશું?' એવો સવાલ સચ્ચાઇથી જે પોતાના દિલને પૂછે અને તેનો જવાબ મળ્યા પછી, પોતાની જાત સાથે અસત્ય વ્યવહાર ચાલુ રાખવા ન ઇચ્છે, પરંતુ પોતાની બુદ્ધિ દોરે ત્યાં જવા તૈયાર થાય, તેને તો આ સવાલનો જવાબ મળી જ જાય છે. માણસ કેવળ પોતાની જાતને વફાદાર રહે તો શું કરવું, કેમ કરવું, અને ક્યાં કરવું, એ બધું એને સમજાઇ જાય. માણસને સાચે માર્ગે ચઢતાં અટકાવનારી એક વસ્તુ તો, પોતાની સ્થિતિનો ખોટી રીતનો ઊંચો ખ્યાલ એ છે. મારી પણ એ જ દશા હતી. એટલે 'શું કરીશું?' એનો બીજો જવાબ, જે પહેલામાંથી નીકળે છે તે, મને એ મળ્યો કે મારા પૂર્વજીવનનો મારે પૂરેપૂરો પશ્ચાત્તાપ કરવો. એટલે કે મારી સ્થિતિ તથા મારી પ્રવૃત્તિનો જે ઊંચો આંક મેં બાંધ્યો હતો તેમાં સંપૂર્ણ ફેરફાર કરવો. મારી પ્રવૃત્તિ ભારે મહત્ત્વની અને ઉપયોગી માનવાને બદલે તેને ક્ષુલ્લક અને નુકસાનકારક

માનવી; મારા જ્ઞાનનો ફાંકો રાખવાને બદલે મારા અજ્ઞાનનો મારે વિચાર કરવો; મારા ચારિત્ર્યનો અને મારા ભલાપણાનો ઊંચો ખ્યાલ રાખવાને બદલે મારી અનિયમિતતા, અને ક્રૂરતા મારે કબૂલ કરવી; મારી ખાનદાનીનું અભિમાન ધરવાને બદલે મારી નીચતા મારે ઓળખવી.

હું કહું છું કે મારી જાત સાથે જૂઠો વ્યવહાર ચલાવવાનું બંધ કરવા ઉપરાંત મારે ખાસ પશ્ચાત્તાપ કરવો પડયો. જો કે આ બે વસ્તુ એક જ છે, છતાં ખાસ પશ્ચાત્તાપ કરવાનું કારણ એ હતું કે મારી મહત્તાનો ખોટો ખ્યાલ મારા મગજમાં એવો બધો ભરાઇ ગયો હતો કે જ્યાં સુધી હું સાચો પશ્ચાત્તાપ ન કરૂં અને મારી જે ભારે કિંમત હું ખોટી રીતે આંકી બેઠો હતો તેમાં ફેરફાર ન કરૂં, ત્યાં સુધી મારી જાતને હું જે જૂઠું જૂઠું સમજાવતો હતો તેમાંનું ઘણું હું જાણી જ શકું નહિ. જ્યારે મેં પશ્ચાત્તાપ કર્યો, એટલે કે મને પોતાને કોઇ વિશેષ શક્તિવાળો માણસ માનવાને બદલે અદનામાં અદનો માણસ માનવા લાગ્યો, ત્યારે જ મારો માર્ગ મને સ્પષ્ટ સમજાયો.

તે પહેલાં ' શું કરીશું ? 'નો બરાબર જવાબ આપવા હું અસમર્થ હતો, કારણ હું એ સવાલ જ ખોટી રીતે મૂકતો હતો. જ્યાં સુધી મેં પશ્ચાત્તાપ નહોતો કર્યો ત્યાં સુધી એ સવાલ હું આ રીતે મૂકતોઃ મારા જેવા માણસે, જેણે આટલું જ્ઞાન સંપાદન કર્યું છે, જેનામાં આટલી બધી બુદ્ધિ છે, જે આવો ભારે સંસ્કારી છે, તેણે કઇ પ્રવૃત્તિ પસંદ કરવી ? હું લોકો પાસેથી જે લઉં છું તેનો મારા આ જ્ઞાનથી અને મારી આ બુદ્ધિથી હું કેવી રીતે બદલો આપું ?

આ સવાલ ખોટી રીતે મૂકાયલો છે, કારણ તેનો અર્થ એ થાય છે કે હું કાંઇ સામાન્ય માણસ નથી, હું વિશેષ પ્રકારનો માણસ છું અને ચાળીસ વર્ષના અભ્યાસથી જે જ્ઞાન અને બુદ્ધિ મેં સંપાદન કર્યાં છે તે વડે મારે લોકોની સેવા કરવાની છે. હું મારી જાતને આ સવાલ પૂછતો, પરંતુ તેનો જવાબ તો, લોકોની સેવા કરવાની મને મનપસંદ પ્રવૃત્તિ પહેલેથી નક્કી કરી લઇને જ હું આપતો. ખરી રીતે તો મારી જાતને હું એ જ પૂછતો કેઃ 'હું, આવો મોટો સમર્થ લેખક, જેણે આટલું જ્ઞાન સંપાદન કર્યું છે, જેનામાં આટલી ભારે બુદ્ધિશક્તિ છે, તેવો હું એ બધાનો ઉપયોગ લોકોના કલ્યાણના અર્થે શી રીતે કરૂં?' પરંતુ યહુદી લોકોના પંડિતોની આગળ બધાં વ્યાકરણોનો અભ્યાસ કર્યા પછી તથા બધાં ધર્મસૂત્રો અને તેનાં ભાષ્યો જાણ્યા પછી તથા શાસ્ત્રોની બધી ગૂંચોથી પરિચિત થયા પછી જે પ્રશ્ન રહેતો, તે રીતે મારે આ પ્રશ્ન મૂકવો જોઇતો હતો. યહુદી પંડિતની માફક મારી આગળ પ્રશ્ન આ રીતે હોવો જોઇતો હતોઃ મારી સ્થિતિના કમભાગ્યે મારા આયુષ્યનાં ઉત્તમમાં ઉત્તમ વર્ષો મેં ફ્રેંચ ભાષા, પિયાનો, વ્યાકરણ, ભૂગોળ, ન્યાયશાસ્ત્ર, કાવ્ય, નવલકથા, તત્ત્વજ્ઞાન, લશ્કરી વિદ્યા એ બધું પ્રાપ્ત કરવામાં ગાળ્યાં અને તેને પરિણામે કામ કરવાની ટેવ પડવાને લીધે મારી જિંદગી આત્માને હીન કરનારા નવરા ધંધામાં વ્યતીત થઇ; હવે ભૂતકાળના આ કમનસીબ સંજોગો હોવા છતાં, જે લોકોએ આજ સુધી મને ખવડાવ્યું છે તથા કપડાં પહેરાવ્યાં છે અને જે લોકો હજી પણ મને પોષે છે તથા ઢાંકે છે તેમનો બદલો વાળવાને મારે શું કરવું? આજે

પશ્ચાત્તાપ કર્યા પછી જે સ્વરૂપમાં પ્રશ્ન મારી સમક્ષ છે કે 'મારા જેવા પતિતે શું કરવું'; તે જ સ્વરૂપમાં પહેલેથી હોત તો તેનો જવાબ સહેલો હતો. સહુથી પ્રથમ તો મારે પ્રામાણિક રીતે મારો રોટલો કમાવાનો પ્રયત્ન કરવો, એટલે કે બીજાની કાંધ ઉપર ચઢીને જીવવાનું છોડી દેવું. આમ કર્યા પછી મારા હાથ, પગ, બુદ્ધિ, હૃદય એમાંથી જે વડે જે પ્રસંગે લોકોની સેવા થઈ શકે તે કરવી.

તેથી જ હું કહું છું કે આપણા સમાજના માણસે બીજાની સાથે કે પોતાની જાત સાથે જૂઠો વ્યવહાર ચલાવતા બંધ થઇ જવું એટલું જ બસ નથી. આપણે પશ્ચાત્તાપ કરવાની પણ જરૂર છે. આપણી કેળવણી, સંસ્કારિતા અને બુદ્ધિને લીધે આપણામાં જે ગુમાન ભરાયું હોય તે ખંખેરી નાંખવાની જરૂર છે. લોકોનું કલ્યાણ કરનાર તરીકે પોતાને ગણતા બંધ થઇ જવાની જરૂર છે. એટલું જ નહિ, પણ પોતાને પૂરેપૂરા ગુન્હેગાર, પતિત અને નિરુપયોગી માનવાની જરૂર છે. આપણું ધ્યેય લોકોનું કલ્યાણ કરવાનું નહિ, પરંતુ પોતે સુધરવાનું અને લોકોનું અપમાન કરતા બંધ થવાનું હોવું જોઇએ.

ઘણા સારા યુવાનો, જેઓ મારાં લખાણોના નિષેધાત્મક ભાગ સાથે મળતા થાય છે તેઓ મને ઘણી વાર પૂછે છેઃ 'ઠીક, ત્યારે અમારે કરવું શું? વિદ્યાપીઠમાંથી અથવા બીજી કોઇ સંસ્થામાંથી અભ્યાસ પૂરો કરી સ્નાતક થયા પછી સમાજને ઉપયોગી થવા માટે અમારે શું કરવું?'

યુવાનો આવા સવાલ પૂછે છે ખરા, પરંતુ તેમના હૃદયમાં ઊંડે ઊંડે તો તેમણે ક્યારનોયે એવો નિશ્ચય કરી

દીધેલો હોય છે કે અમે કેળવાયલા હોઈ ઉચ્ચ વર્ગના છીએ અને તે ઉચ્ચ સ્થાને રહી અમે લોકોની સેવા કરવા ઇચ્છીએ છીએ. એટલે એક વસ્તુ તો તેઓ નહિ જ કરવાના. જેને તેઓ પોતાની કેળવણી કહે છે તેનું નિરીક્ષણ સચ્ચાઇથી, પ્રામાણિકતાથી અને બારીકાઇથી નહિ કરવાના. જેને તેઓ કેળવણી કહે છે તેમાં સારા ગુણો છે કે ખરાબ તે તેઓ નહિ તપાસવાના. જો તેઓ તેમ કરે તો જરૂર તેમને પોતાની કેળવણી ફેંકી દેવાની, અને એકડેએકથી ફરી ઘૂંટવાની જરૂર જણાય. અને મુખ્ય જરૂર તેમ કરવાની છે.

'શું કરવું?' એ પ્રશ્નનો નિવેડો આ લોકો લાવી શકતા નથી તેનું કારણ તો એ છે કે જે રીતે પ્રશ્ન મૂકાવો જોઇએ તે રીતે એ લોકો મૂકતા નથી.

પ્રશ્ન તો આ હોવો જોઇએઃ 'મારી કમનસીબ સ્થિતિને લીધે, મારી જિંદગી મેં શરીર તથા આત્માને હાનિ કરનારી એવી વિદ્યાઓ શીખવામાં વ્યતીત કરી અને આજે હું નિરાધાર, નિરુપયોગી થઇ પડ્યો છું. હવે હું આ ભૂલ શી રીતે સુધારું? શી રીતે લોકોની સેવા કરતાં શીખું?' પરંતુ તેમની સમક્ષ તો પ્રશ્ન આ સ્વરૂપમાં હોય છેઃ 'હું આટ-આટલી સુંદર વિદ્યાઓ ભણ્યો; હવે તે વિદ્યાઓ વડે હું લોકોને શી રીતે ઉપયોગી થાઉં?' પરંતુ માણસ પોતાની જાત સાથે જૂઠો વ્યવહાર ચલાવતો બંધ નહિ થાય અને પશ્ચાત્તાપ નહિ કરે, ત્યાં સુધી 'શું કરવું?' તેનો જવાબ તેને કદિ મળવાનો નથી. અને આ પશ્ચાત્તાપ કાંઇ એવો ભયંકર નથી, જેમ સત્ય ભયંકર નથી તેમ. એ તો સત્યના જેટલો જ આનંદદાયી અને ફળદાયી છે. માણસે સંપૂર્ણ

સત્ય સ્વીકારવું જોઇએ અને પૂર્ણ પશ્ચાત્તાપ કરવો જોઇએ. તો જ એને સમજાશે કે જિંદગીમાં હક, અધિકાર, વિશેષ લાભ એવી કોઇ વસ્તુ જ નથી. ફરજને કાંઇ મર્યાદા નથી, તેમ તેનો અંત નથી. અને માણસની પ્રથમ અને નિર્વિવાદ ફરજ એ છે કે કુદરત પાસેથી પોતાની તથા બીજાઓની આજીવિકા મેળવવામાં તેણે ભાગ ભરવો.

માણસને પોતાની ફરજનું આ ભાન થાય તેમાંથી 'શું કરવું?' એ સવાલનો ત્રીજો જવાબ મળે છે.

મેં મારી જાત સાથે જૂઠો વ્યવહાર ચલાવવો છોડી દીધો. મારી કેળવણી અને મારી બુદ્ધિ સંબંધી જે ખોટા ખ્યાલો હું બાંધી બેઠો હતો તે મેં ફેંકી દીધા અને પશ્ચાત્તાપ કર્યો. તો પણ 'શું કરવું?' એ સવાલના નિરાકરણમાં એક નવી મુશ્કેલી ઉભી થઈ: કરવા જેવી તો ઘણી વસ્તુઓ લાગે છે, તેમાંથી મારે શું કરવું? આ સવાલનો જવાબ મારા પૂર્વજીવન માટેના સાચા પશ્ચાત્તાપમાંથી મને મળ્યો. સહુ પૂછે છે: 'કરવું શું? સાચેસાચું કરવા જેવું શું છે?' જ્યાં સુધી મારા ધંધાના ઊંચા ખ્યાલની અસર નીચે હું હતો ત્યાં સુધી હું પણ મારી જાતને આ જ સવાલ પૂછતો. કારણ ત્યાં સુધી હું જોઇ શક્યો ન હતો કે મારી પહેલી અને નિર્વિવાદ ફરજ તો એ હતી કે મારે પોતે જ મહેનત કરીને મારી જાતને પોષવી, મારી જાતને ઢાંકવી અને મારાં બીજાં કામ કરવાં. તે જ બાબતમાં મારે બીજાની પણ સેવા કરવી. કારણ દુનિયાના આરંભકાળથી દરેક માણસની આ પ્રથમ અને નિર્વિવાદ ફરજ રહેલી છે.

આ એક જ કામમાંથી માણસ પોતાની શારીરિક તેમજ આધ્યાત્મિક વાસનાઓને સંતોષી શકે છે. પોતાનું તથા પોતાના કુટુંબનું ભરણપોષણ કરવું, તેમને ઢાંકવાં, તેમનું રક્ષણ કરવું એથી શારીરિક વાસનાઓ સંતોષાય છે. બીજાને માટે એ જ કામ કરવાથી આપણી આધ્યાત્મિક વૃત્તિ સંતોષાય છે.

માણસ પોતાની આ સહુથી પહેલી ફરજ બજાવે, ત્યારપછી જ તે બીજી કાંઇ પણ પ્રવૃત્તિ કરે તે ન્યાય્ય કહેવાય.

માણસ પોતાને ગમે તે કામને માટે લાયક માને, પોતાને રાજ્ય ચલાવવાને લાયક માને, કે પ્રજાનું રક્ષણ કરવાને લાયક માને, કે ધર્મોપદેશ કરવાને લાયક માને, કે કેળવણી આપવાને લાયક માને, કે જિંદગીનાં સુખ વધે એવાં સાધનો શોધી કાઢવાને લાયક માને, કે કુદરતના નિયમો શોધી કાઢવાને લાયક માને, કે સનાતન સત્યોને કળામાં મૂર્ત કરવાને લાયક માને;— પરંતુ સમજદાર માણસ તો, પોતાનું તથા બીજા માણસોનું ગુજરાન કુદરત પાસેથી મેળવવામાં ભાગ લેવો, એ જ પોતાની પ્રથમ અને નિર્વિવાદ ફરજ સમજશે. આ ફરજ પ્રથમ છે, તેનું ખાસ કારણ તો એ છે કે જીવવું એ માણસની સહુથી મોટી વાસના છે. માણસ જીવતો હોય તો તમે એનું રક્ષણ કરી શકો, તમે એને કેળવણી આપી શકો, તમે એનું જીવન આનંદમય કરી શકો. પરંતુ કુદરત પાસેથી આજીવિકા મેળવવામાં હું તો ભાગ ન ભરૂં અને બીજાની મજૂરી ઉપર જીવું એમાં તો બીજાની હિંસા જ રહેલી છે.

અને માણસને મારી નાંખીને પછી તેની સેવા કરવી એ તો અશક્ય અને અકલ્પ્ય છે.

આજીવિકા મેળવવા સારૂ કુદરત સાથે સંગ્રામ કરવાની ફરજ હમેશાં પ્રથમ અને નિર્વિવાદિત રહેવાની. કારણ જીવવાનો એ જ ઉપાય છે. એ નિયમનું પાલન ન કરો એટલે અચૂક સજા થાય. માણસના શરીરનો અથવા તેની બુદ્ધિનો નાશ થાય. કોઇ માણસ એકલો રહેતો હોય અને તે કુદરત સાથે સંગ્રામ કરવાની પોતાની ફરજ ચૂકે તો તેને પોતાને જ સજા થાય, તેના શરીરનો નાશ થઇ જાય. પરંતુ માણસ આ ફરજમાંથી મુક્ત થાય અને તેનો બોજો બીજા ઉપર નાંખે તો તે પેલા બીજાને તો મારે જ છે પરંતુ પોતાને પણ શિક્ષાપાત્ર કરે છે. માણસના શરીર કરતાં તેની નીતિ વધારે મહત્ત્વની વસ્તુ છે અને આમાં નીતિનો નાશ થાય છે.

મારા પૂર્વ જીવનમાં હું એટલો બધો પતિત હતો અને ઇશ્વરનો અથવા કુદરતનો આ મુખ્ય અને નિર્વિવાદ કાયદો સમાજમાં એટલો બધો અપરિચિત હતો કે આ કાયદાનો અમલ કરવો એ મને વિચિત્ર, ભયંકર અને શરમભરેલું લાગતું; જાણે કે કોઇ સનાતન અને નિર્વિવાદ કાયદાથી વિરુદ્ધ જવાને બદલે તેનું પાલન કરવું, એ વિચિત્ર, ભયંકર અને શરમભરેલું હોય. પહેલાં મને એમ લાગતું કે આ વસ્તુનો અમલ કરવા માટે કાંઇક સગવડ, કાંઇક યોજના, આપણા વિચારના જેટલા હોય તેટલાનો સહકાર, કુટુંબની સંમતિ, ગામડામાં વસવાટ, એ બધું આવશ્યક છે પછી આ વાત લોકો આગળ ખુલ્લેખુલ્લી કરવી તથા આવા ઉચ્ચ સમાજમાં મજૂરી કરવા જેવું અસાધારણ કામ કરવું એ મને

કઢંગું લાગતું અને એનો શી રીતે રસ્તો કાઢવો એ મને સમજાતું નહિ.

પરંતુ મને તરત સમજાયું કે આવું કરવાને માટે કોઇ વિશેષ પ્રવૃત્તિ વિચારી કાઢવાની તથા યોજવાની જરૂર નથી. જે ખોટી સ્થિતિમાં હું હતો તેમાંથી મારે સ્વાભાવિક સ્થિતિમાં પાછા ફરવાનું હતું. જે ભ્રમમાં હું રહેતો હતો તે માત્ર મારે દૂર કરવાનો હતો. બધી મુશ્કેલીઓ ટાળી શકાય એટલા માટે આ વસ્તુનું મને કેવળ ભાન થવાની જરૂર હતી.

આમ કરવામાં કશી ગોઠવણ કરવાની, કશી ટેવ પાડવાની કે બીજાની સંમતિ લેવાની કશી જરૂર ન હતી. કારણ હું ગમે તે સ્થિતિમાં હોઉં, પરંતુ પોતાની જાતને અને મને પણ, માણસો જ પોષે છે, ઢાંકે છે અને તાપવાને લાકડાં પૂરાં પાડે છે. મારી પાસે પણ વખત હોય અને એટલી શક્તિ હોય તો, ગમે તે સ્થિતિમાં, હું પણ મારે માટે અને બીજાને માટે તેટલું કરી શકું.

વળી, જે કામ લોકોને નવતર અને વિચિત્ર લાગતું હતું તે કરવામાં મને તો ખોટી શરમ પણ લાગવા માંડી નહિ. કારણ એ નહિ કરવામાં મને ખોટી નહિ પણ સાચી શરમ લાગતી હતી. મને આ બાબતનું જ્યારે ભાન થયું અને તેનાં વ્યવહારુ પગલાં લેવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે બુદ્ધિ મને જ્યાં દોરે ત્યાં લઈ જવામાં મેં જે હિંમત બતાવી તેથી મને ખૂબ લાભ થયો.

વ્યવહારુ પગલાં લેવાનો મેં નિશ્ચય કર્યો ત્યારે, પહેલાં જે પ્રશ્નો મને ખૂબ કઠણ અને ગૂંચવણભરેલા લાગતા, તે

બધાનું નિરાકરણ એટલું સાદાઇથી અને સરળતાથી આવી ગયું કે હું તેથી ચકિત થઇ ગયો.

'શું કરવું?' એ સવાલનો પહેલો નિઃશંક ઉત્તર તો એ જણાયો કે 'પહેલાં મારી જરૂરિયાતનાં બધાં કામ — મારૂં રાંધવાનું, મારૂં પાણી ભરવાનું, મારો ચૂલો સળગાવવાનું, મારાં કપડાં ધોવાનું, જે બની શકે તે મારે જાતે કરી લેવું.'

નોકરોને આ બધું વિચિત્ર નહિ લાગે? એ સવાલના જવાબમાં મને જણાયું કે એ વિચિત્રતા એક અઠવાડિયું ટકી. પછી તો આ બધું કામ હું ન કરૂં તો વિચિત્ર લાગે, એવું થયું.

આવું કરવા ઇચ્છનારા બધાને ગામડામાં જમીન ઉપર ભેગા કરી તેમનો સહકાર મેળવું તો કેમ? એ સવાલના જવાબમાં મને માલુમ પડ્યું કે તેમ કરવાની કશી જરૂર ન હતી. જો મજૂરી કરવાનો ઉદ્દેશ, આળસુ બેસી રહેવાની સગવડ સાધવાનો અથવા બીજાની મજૂરીનો લાભ લેવાનો — જેમ ધનપ્રાપ્તિની ઇચ્છાવાળાઓની મજૂરીનો હોય છે તેમ — ન હોય, પરંતુ આપણી જરૂરિયાતો પૂરી પાડવાનો જ હોય તો સ્વાભાવિક રીતે જ માણસને શહેરમાંથી ગામડામાં, જમીન ઉપર જવું પડે છે. કારણ આવી મજૂરી ત્યાં જ વિશેષ ફળદાયી અને આનંદમય નીવડે છે.

કોઇ સહકારી મંડળી સ્થાપવાની જરૂર ન પડી, કારણ મજૂરી કરનાર માણસ સ્વાભાવિક રીતે જ મજૂરવર્ગની ચાલુ સહકારી મંડળીમાં જોડાઇ જાય છે.

મારા દિલમાં એ સવાલ ઊઠ્યો કે આવી મજૂરીમાં મારો બધો સમય જતો તો નહિ રહે? પછી મને અતિશય

પ્રિય, જે કરવાની મને આદત પડી ગઇ છે અને મારી શંકાશીલ સ્થિતિમાં જેને હું નિરુપયોગી પણ નથી માનતો, એવી માનસિક પ્રવૃત્તિ કરવાનો સમય નહિ મળે તો? આ સવાલનો મેં નહિ ધારેલો એવો જવાબ મને મળી ગયો. શરીરને હું જેમ જેમ વધારે શ્રમ આપતો ગયો તેમ તેમ બધી આળપંપાળ છૂટી ગઇ અને માનસિક કામ કરવાની મારી શક્તિ વધી.

શારીરિક શ્રમમાં હું આઠ કલાક ગાળવા લાગ્યો. પહેલાં એ બધો વખત મનને ગમાડવાના અને વખત વીતાડવાના અનેક દુઃખદાયક પ્રયત્નો કરવામાં હું ગાળતો. તોપણ બીજા આઠ કલાક મારી પાસે બચતા. તેમાંથી માનસિક કામ માટે તો મારે પાંચ જ જોઇતા હતા. હિસાબ ગણતાં મને એમ માલુમ પડયું કે મેં ચાળીસ વર્ષ સુધી લખવા સિવાય બીજો કશો ધંધો કર્યો ન હતો, છતાં મારા જેવા જબરદસ્ત લેખકે એટલા વખતમાં કુલ ૪૮૦૦ છાપેલાં પાનાં જેટલું લખાણ કર્યું હતું. હવે આ ચાળીસ વર્ષ દરરોજ આઠ કલાક મેં બીજા મજૂરોની સાથે કામ કર્યું હોત અને શિયાળાની સાંજના તથા રજાના દિવસો બાદ કરતાં દરરોજ પાંચ કલાક અભ્યાસમાં ગાળ્યા હોત અને કેવળ રજાના જ દિવસોએ દરરોજનાં બે પાનાંને હિસાબે લખ્યું હોત (જોકે મેં તો ઘણીયે વખત રોજનાં સોળ સોળ પાનાં લખેલાં છે) તોપણ ૪૮૦૦ પાનાં જેટલું લખાણ હું ચૌદ વર્ષમાં પૂરું કરી શકત.

પછી તો મને બહુ જ નવાઇ લાગવા માંડી. સાત વરસનો બાળક જે હિસાબ કરી શકે તે હું આજ સુધી ન કરી શકયો. દિવસના ચોવીસ કલાક, તેમાંથી આઠ ઊંઘવામાં

જાય તોપણ સોળ બાકી રહે. ગમે તેવું માનસિક કામ કરનારો રોજના પાંચ કલાક તે પ્રવૃત્તિમાં ગાળે તો તો કેટલું બધું કામ કરી શકે! પછી બાકી રહેલા અગિયાર કલાકનું શું?

મને તો એવો અનુભવ થયો કે શારીરિક શ્રમથી માનસિક કામ નથી થઇ શકતું એમ તો નથી જ, ઉલટું માનસિક કામ સારૂં થઈ શકે છે. એ માનસિક કામ બહુ જ ઉચ્ચ કોટિનું થાય છે અને તેમાં ખૂબ ઉલ્લાસ આવે છે

શારીરિક શ્રમ કરવાને લીધે, માણસને લાયકના નિર્દોષ આનંદો, જેવા કે કળાનો ઉપભોગ, જ્ઞાનની પ્રાપ્તિ, લોકો સાથે વાર્તાલાપ, સામાન્ય રીતે જિંદગીનાં બધાં સુખો,— એથી હું વંચિત તો નહિ થઇ જાઉં? મને આવી બીક લાગતી હતી. પણ મને તેથી ઉલટો જ અનુભવ થયો. જેમ જેમ હું કઠણ કામ કરતો ગયો, જેમ જેમ ખેતીની કઠિનાઇ ભરેલી મજૂરીમાં હું પડતો ગયો, તેમ તેમ મને વધારે આનંદ પડવા લાગ્યો, મને વધારે જ્ઞાન મળવા લાગ્યું, લોકો સાથેનો મારો સંબંધ વધારે ઘનિષ્ઠ અને વધારે માયાળુ થતો ગયો અને જિંદગીનાં સુખ મને વધારે મળવા લાગ્યાં.

બહુ સાચા નહિ એવા ઘણા માણસો એવો પ્રશ્ન પૂછે છે કે તમે જે મજૂરીનો લાભ લો છો તેના પ્રમાણમાં તમારી અંગત મજૂરી તો સમુદ્રમાં એક ટીપા બરાબર છે. એટલાથી શું વળે? આનો પણ મને એવો જ અદ્ભુત અને અણધાર્યો જવાબ મળ્યો.

મેં જોયું કે શારીરિક શ્રમ કરવો એ મારી સ્વાભાવિક સ્થિતિ થઇ પડી કે તરત જ આળસના દિવસોમાં સેવેલી

મારી ખોટી અને ખર્ચાળ જરૂરિયાતો અને કુટેવો એકદમ આપોઆપ ખરી પડી. દિવસને રાત કરી નાંખવાની મારી ટેવ, મારી પથારી, મારાં કપડાં, મારી શિષ્ટાચાર ખાતરની સ્વચ્છતા એ બધું તો ક્યાંય જતું રહ્યું. કારણ આ વસ્તુઓ શારીરિક શ્રમની સાથે અસંગત અને અશક્ય છે. પરંતુ મારા ખોરાકમાં અને ખોરાકના પ્રકારમાં પણ ભારે ફેરફાર થઇ ગયો. મીઠાઇ તથા ખૂબ ચરબીવાળા અને ખૂબ મસાલાવાળા પદાર્થો જેને માટે પહેલાં મારી જીભ સળક્યા કરતી તેને બદલે સાદામાં સાદા ખોરાકની મને જરૂર જણાઈ, અને કોબીનું સુપ, ભડકી, કાળી રોટી તથા મોળી ચહા એમાં મને ખૂબ આનંદ પડવા લાગ્યો.

જે મજૂરો સાથે હું સંબંધમાં આવ્યો, તેઓ તો બહુ થોડામાં ચલાવતા હતા; તેમના સાદા જીવનની હું વાત નથી કરતો. પરંતુ મારી જરૂરિયાતો પણ મજૂરીવાળા જીવનને લીધે બેમાલુમ રીતે ઓછી થઇ ગઇ. જેમ જેમ મને મજૂરી કરવાની ટેવ પડતી ગઇ અને કામ આવડતું ગયું તેમ તેમ શારીરિક શ્રમનું માપું ટીપું વધારે ને વધારે ગણત્રીમાં લેવા યોગ્ય બનતું ગયું. અને જેમ જેમ મારી મહેનત વધારે ને વધારે ફળદાયી થતી ગઇ, તેમ તેમ બીજાની મદદની મને ઓછી ને ઓછી જરૂર પડવા લાગી. અને મારું જીવન સ્વાભાવિક રીતે, કોઇ જાતના ખાસ પ્રયત્ન કે મુશ્કેલી વિના એવું સાદું ને સાદું બનતું ગયું કે મજૂરીનો કાયદો સ્વીકાર્યા વિના સ્વપ્ને પણ એ શક્ય ન હતું. મને અનુભવે એવું જણાયું કે મારી ખર્ચાળ ટેવો — કેટલીક ખોટી મોટાઇની ખાતરની અને કેટલીક જિંદગી કંટાળાભરેલી લાગે ત્યારે

વિનોદ પ્રાપ્ત કરવા ખાતરની — એ બધી આળસુ જીવનને લીધે જ હતી.

શારીરિક શ્રમ કરવા માંડયો એટલે ખોટી મોટાઇનો તો અવકાશ જ ન રહ્યો. અને વિનોદની પણ જરૂર ન રહી, કારણ મારો વખત બધો આનંદમાં જ જતો હતો. થાક પછી ચહા પીતી વખતનો, પુસ્તક વાંચવાનો અથવા કુટુંબનાં માણસો સાથે વાતચીત કરવાનો થોડો આરામ, એ નાટક, પાનાં, સંગીતના કે નાચના જલસા — જેમાં તો પાર વિનાનો ખર્ચ થાય છે — તે બધા કરતાં તો કેટલોય મધુરો લાગતો હતો.

બીજો પ્રશ્ન એ હતો કે કામ કરવાની ટેવ નહિ અને કામ કરવા જતાં મારી તબિયતને તો નુકસાન નહિ થાય? અને તબિયતને જો નુકસાન થાય તો પછી લોકોની સેવા શી રીતે થઇ શકે? પરંતુ મારી ઉમ્મરે મહેનતનું કામ કરવાથી શરીરને નુકસાન થવાનો સંભવ છે એવો પ્રખ્યાત દાક્તરોનો નિશ્ચિત મત હોવા છતાં મને તો એવો અનુભવ થયો કે જેમ હું મહેનત વધારે કરૂં તેમ મારામાં તાકાત વધારે લાગે, શરીર સ્ફુર્તિમાં વધારે રહે અને દિવસ સુખ તથા આનંદમાં જાય. એટલે મને તો એમ નિર્વિવાદ જણાયું છે કે લોકસેવા કરવાને અર્થે નાટકો, જલસા, વાર્તાવિનોદ, નાચ, પાનાં, વર્તમાનપત્રો, માસિકો, નવલકથાઓ વગેરે તો માણસોએ શોધી કાઢેલી અનેક પ્રકારની લુચ્ચાઇભરેલી તદબીરો છે. લોકસેવા કરવાનો સ્વાભાવિક માર્ગ તો એ છે કે બીજાને માટે કામ કરી છૂટવું. તે જ પ્રમાણે તન્દુરસ્તી માટે, ખાન-પાનના, રહેવાના, હવાઅજવાળાના, ગરમીના, કપડાંના,

દેવાનાં, પાણીના, મસાજના, કસરતનાં, વીજળીના વગેરે અનેક પ્રકારના દાક્તરોના પ્રયોગો એ બધાં ખાલી ફાંફાં છે. માણસે મજૂરી કરવી એ તેની સ્વાભાવિક સ્થિતિ છે. તે છોડી દીધી એટલે ઉપરનું બધું ઉભું થયું છે. આજની આપણી દશા તો એવી છે કે બીલકુલ હવા ન આવી શકે એવી ઓરડીમાં વનસ્પતિના છોડને રાખવો, અને પછી તેને જીવાડવા સારૂ હવા જોઇએ તે અંદર પાણી રાખી રાસાયણિક પ્રયોગોથી તે પાણીની વરાળ કરી નાંખી તે મારફત આપવી. સાચું જોઇએ તો એ ઓરડીમાં એક બારી મૂકી તે મારફત તાજી હવા આવવા દેવાની જરૂર છે. તેને બદલે આટલા અટપટા પ્રયોગો કરવામાં આવે છે. વનસ્પતિને જે નિયમ લાગુ પડે છે તે પશુ અને મનુષ્યોને પણ લાગુ પડે છે, કે શરીરને તન્દુરસ્ત રાખવા માટે અનેક કૃત્રિમ અને ખર્ચાળ પ્રયોગો કરવાને બદલે શારીરિક મહેનત કરવી.

આપણા સમાજના લોકોને માટે આરોગ્યસંરક્ષણ અને વૈદ્યકના જે નિયમો છે તે તો કોઈ યંત્રશાસ્ત્રી બગડી ગયેલા એન્જીનને તેની બધી વધારાની વરાળ કાઢી નાંખવાની ચાકીઓ બંધ રાખી, પ્રટયા વિના ચલાવવાની કોઇ નવી તદબીર શોધી કાઢવા પ્રયત્ન કરે તેના જેવા છે.

આ બધું મને સમજાયું ત્યારે મને બહુ રમુજ પડી. અનેક શંકાકુશંકાઓ, અનેક વખતનાં આત્મનિરીક્ષણ અને ખૂબ ચિંતન પછી આ અસાધારણ સત્ય મને જડયું કે માણસને આંખો છે તે જોવા સારૂ છે, કાન છે તે સાંભળવા સારૂ છે, પગ છે તે ચાલવા સારૂ છે, હાથ છે તે કામ

કરવા સારૂ છે. આ અવયવોનો જે ઉપયોગ છે તે માણસ ન કરે તો તેને નુકસાન થાય.

મારા એક ઓળખીતાના ઘોડાઓનું બન્યું હતું તેવું આપણા ખાસ વર્ગના માણસોનું બન્યું છે. એક શેઠ હતો. તેણે પોતાના માણસને ઘોડા ખરીદવા મોકલ્યો. પેલા માણસને ઘોડા સંબંધી કશી માહિતી ન મળે, તેમ ઘોડાની બાબતમાં તેને કશો રસ પણ નહિ. શેઠનો હુકમ મળ્યો એટલે એ તો ઉપડયો, અને બજારમાંથી ભારેમાં ભારે કિંમતના ઘોડા લઇ આવ્યો, અને તબેલામાં બાંધી દીધા. તેમને ખવડાવે અને પાણી પાય. ઘોડા બહુ ભારે કિંમતના એટલે તેણે બીજા કોઇને તે કામ સોંપવાનું દુરસ્ત ન ધાર્યું. કોઇ દિવસ તે ઘોડાને જોડે નહિ એટલું જ નહિ પણ બહાર પણ ન કાઢે. ઘોડાનાં હાડકાં અકડાઇ ગયાં અને ઘોડા નકામા થઇ પડયા.

આપણું પણ એવું જ બન્યું છે. ફેર માત્ર એટલો છે કે ઘોડાને છેતરવા અશક્ય હતા. તેમને તો બહાર ન જવા દેવા સારૂ બાંધી રાખવા પડયા હતા. ત્યારે આપણે એવી જ નુકસાનકારક અને અસ્વાભાવિક સ્થિતિમાં લાલચોને વશ થઇ રહીએ છીએ. લાલચોની જાળમાં આપણે સપડાયા છીએ અને તે આપણી સાંકળો બની છે. માણસના શારીરિક અને નૈતિક સ્વભાવથી વિરુદ્ધ આપણે આપણું જીવન ઘડયું છે અને આ જ જીવન સાચું છે એની ખાતરી કરવા આપણે આપણાથી બને તેટલો પ્રયત્ન કરી રહ્યા છીએ. આપણે જેને સંસ્કાર કહીએ છીએ, આપણી વિદ્યાઓ અને આપણી કળાઓ, જિંદગીની સગવડોમાં સુધારાવધારા, એ બધું આપણી નૈતિક અને સ્વાભાવિક વૃત્તિઓને છેતરવાના પ્રયત્ન

છે. આપણે જેને આરોગ્યસંરક્ષણ અને વૈદક કહીએ છીએ તે માણસની સ્વાભાવિક, શારીરિક જરૂરિયાતોને છેતરવાનો પ્રયત્ન છે. પરંતુ આ બધી છેતરપિંડીની પણ હદ હોય છે અને આપણે એ હદે પહોંચી ગયા છીએ.

જો સાચે જ માણસનું જીવન આવું હોત તો શૉપનહૅાર અને હાર્ટમન જેવા આધુનિક ફિલસૂફો કહે છે કે આના કરતાં તો મરવું સારૂં. ખાસ ઊંચા ગણાતા વર્ગમાં આપઘાતની વધતી જતી સંખ્યા પણ કહે છે કે હા, આના કરતાં મરવું સારૂં. જો જીવન આવું જ હોય તો ભવિષ્યની પ્રજાએ જીવવાની જરૂર નથી એમ વિજ્ઞાન અને વૈદક પણ કહે છે. સ્ત્રીઓની જનનશક્તિનો નાશ કરવા અનેક તદબીરો શોધી કાઢવામાં આવે છે તે પણ એ જ સૂચવે છે.

બાઇબલમાં કહ્યું છે કે પસીનાનું ટીપું પાડીને તું તારો રોટલો ખા, અને દુઃખી થઇને પ્રજા ઉત્પન્ન કર.

આ કથનમાં જે જ્ઞાન સમાયલું છે તે મને બોન્ડારિફ નામના ખેડૂતના આ વિષય ઉપરના લેખમાંથી સમજાયું. (મારા આખા જીવનમાં બે રશિયન વિચારકોની મારા ઉપર ભારે નૈતિક અસર થઇ છે અને વિશ્વરચના વિષેના મારા ખ્યાલ તેમને લીધે સ્પષ્ટ થયા છે. આ બે જણ રશિયાના કવિઓ, પંડિતો કે ઉપદેશકોમાંના કોઇ નથી પણ બન્ને ખેડૂતો જ છેઃ સિવુતાવ અને બોન્ડારિફ.)

એક ચીંથરેહાલ ખેડૂત કાપિવેન્સ્ક પરગણામાં ફરતો હતો. યુદ્ધ દરમિયાન તે લશ્કરના સીધુંસામાન ખાતાના અમલદાર સાથે અનાજ ખરીદવા ગયો. આમ અમલદારોનું ઓળખાણ કરતાં કરતાં, લોકો કહે છે તેમ તેનું મગજ ફરી

ગયું. તેનો એવો ચોક્કસ ખ્યાલ બંધાઈ ગયો કે તેને હવે મજૂરી કરવાની જરૂર રહી નથી અને શહેનશાહ તરફથી તેનું ગુજરાન ચાલવું જોઇએ. આ ખેડૂત હવે પોતાને નામદાર રાજકુમાર બ્રોખિન કહેવડાવે છે. તે કહે છે કે લશ્કરી ખાતાની બધી નોકરીઓ તે કરી ચૂક્યો છે અને હવે નિવૃત થયેલા સૈનિક તરીકે શહેનશાહ તરફથી ખોરાકી, પોશાક, ગાડીઘોડા, નોકરચાકર તમામ તેને મળવું જોઇએ.

એને કોઇ પૂછે કે તમે થોડુંઘણું કામ કરવાનું પસંદ નથી કરતા ? તો તે અભિમાનપૂર્વક ઉત્તર આપે છેઃ 'પણ કામ તો બધા ખેડૂતો કરી લે છે.'

તમે એમ કહો કે ખેડૂતોને પણ કામ કરવાનું પસંદ ન પડે તો તે ઉત્તર આપે છે કે 'ખેડૂતોને માટે તો કામ કરવું એ કાંઇ અઘરી વાત જ નથી.'

વળી હવે તો ખેડૂતોની દશા સુધારવા માટે યંત્રોની શોધ થઇ છે. હવે ખેડૂતોને કશું દુઃખ નથી રહેવાનું.'

એને પૂછવામાં આવે કે 'તમે જીવો છો શું કામ ?' તો એ ઉત્તર આપે છે કે 'સમય વ્યતીત કરવા.'

મને પોતાને જ આરસીમાં જોતો હોઉં એમ હું આ માણસને જોઉં છું. મારું પોતાનું અને આપણા વર્ગના બધા માણસોનું પ્રતિબિંબ હું આ માણસમાં જોઉં છું. મોટે હોદ્દે ચઢીને ત્યાંથી નિવૃત થવું, સમય વ્યતીત કરવા માટે જીવવું, નાણાની કોથળીનાં મ્હોં છૂટાં રાખવાં, અને પોતાનું બધું કામ ખેડૂતો કરી આપે, અને યંત્રોની શોધ થઇ છે એટલે ખેડૂતોને કશું દુઃખ રહ્યું નથી — આપણા સમાજના લોકોની બુદ્ધિહીન વૃત્તિનો આ સંપૂર્ણ ચિતાર છે.

આપણે જ્યારે પૂછીએ છીએ કે અમારે શું કરવું ? ત્યારે આપણી કશી જિજ્ઞાસા હોય છે એવું હોતું નથી. એવા આપણા પ્રશ્નથી આપણે માત્ર એટલું જ પ્રતિપાદન કરીએ છીએ કે અમે કશું કરવા ઇચ્છતા નથી. પેલા નામદાર રાજકુમાર બ્લોખીન જેમની લશ્કરી ખાતાના બધા હોદ્દા ભોગવી ચૂકવાથી અક્કલ બહેર મારી ગઇ છે તે બિચારા આ જ વાત બહુ નિખાલસપણે કહી દે છે.

જેનામાં જરા પણ અક્કલ હોય તે તો 'શું કરવાનું છે ?' એવો પ્રશ્ન પૂછે જ નહિ. કારણ તે તો જુએ છે કે જેટલી જેટલી ચીજો તે વાપરે છે તે બધી માણસે જ બનાવેલી હોય છે. બીજી તરફથી કોઇ પણ તન્દુરસ્ત માણસ સવાર પડે અને ખાય એટલે તે પચાવવા તેણે હાથપગ હલાવવા જ જોઇએ અને મગજનો ઉપયોગ પણ કરવો જોઇએ. જે માણસને કામ જોઇતું હોય અને કામ કરવું જ હોય તેની આગળ તો પાર વિનાનું કામ પડ્યું છે. જે કામ કરવામાં નાનમ માને તેને કામ તો જડતું નથી. પેલી બાઇ પોતાના મહેમાનને કહે છે, બારણું ઉઘાડવાની તસ્દી શા માટે લો છો ? હમણાં હું નોકરને બોલાવું છું. તે બારણું ઉઘાડી દેશે.' આવાં માણસોને શું કરવું ? એવા પ્રશ્નો પૂછવા પડે છે.

એટલે કામ કરવાનું શોધી કાઢવાનો તો સવાલ જ નથી. માણસ પોતાનું તથા બીજાનું બધું જ કામ પોતાને હાથે કરી શકે એમ બનવું મુશ્કેલ છે. સવાલ તો એ છે કે, હું ખાઉં છું અને ઊંઘું છું તે કેવળ મારી મોજને માટે છે એવો જિંદગી વિષેનો મારો જે પાપી ખ્યાલ છે તે દૂર

કરવો, અને જિંદગી વિષેનો સાચો અને સાદો ખ્યાલ પ્રાપ્ત કરવો. મજૂરી કરનાર માણસ તો એ વાતાવરણમાં જ ઉછરે છે અને જીવે છે. માણસનું શરીર એ પણ એક યંત્ર છે. તેને ખોરાકની જરૂર પડે છે. એટલે એ નીભાવવા માટે ખાવું ખરું અને કામ ન કરવું એ શરમભરેલું, મુશ્કેલ અને અશક્ય છે. ખાવું અને કામ ન કરવું એ તો બહુ જ ભયંકર સ્થિતિ છે, મોટા દાવાનળના જેટલું એ ભયંકર છે.

આટલું ભાન આપણામાં આવે એટલે કામ તો જોઇએ તેટલું છે. એ કામમાં આનંદ પણ આવશે અને આપણને શારીરિક તથા આધ્યાત્મિક સંતોષ પણ એ કામમાંથી મળશે. આ વસ્તુ આવા સ્વરૂપમાં મને સમજાઇ હતીઃ માણસ રોજ જેટલીવાર ખાય છે એ પ્રમાણે દિવસના વિભાગ પાડીએ તો ચાર વિભાગ પડે. ખેડૂતોને ખેતર ઉપર કામ કરવાના પણ એવા ચાર વિભાગ હોય છેઃ (૧) નાસ્તા પહેલાંનો; (૨) નાસ્તાથી ભોજન સુધીનો; (૩) ભોજનથી વાળુ સુધીનો; (૪) વાળુથી રાત પડતા સુધીનો. માણસની પ્રવૃત્તિના પણ આવા ચાર વિભાગ પાડી શકાય. (૧) વધારે સ્નાયુબળ જેમાં જોઇએ તેવી પ્રવૃત્તિ — હાથ, પગ અને બાવડાંનું પરસેવે ઝેબેઝેબ થઇ જવાય તેવું કામ; (૨) આંગળાં અને કાંડાંનું કામ — કળાકૌશલવાળી પ્રવૃત્તિ; (૩) મનની અને કલ્પનાની પ્રવૃત્તિ; (૪) બીજા માણસો સાથેની વાતચીતની પ્રવૃત્તિ. માણસ જે સગવડોનો ઉપભોગ કરે છે તેના પણ આવા ચાર પ્રકાર ગણી શકાય. (૧) જેમાં સખત મજૂરી હોય છે તે — અનાજ, ઢોર, મકાન, કુવા, તળાવ; (૨) કારીગરોની મજૂરી — કપડાં, જોડા, વાસણ, રાચરચીલાં વગેરે; (૩)

માનસિક શ્રમ — વિજ્ઞાન, કળા વગેરે; (૪) સમાજ સાથેના સંબંધો — ઓળખાણ, મૈત્રી વગેરે. એટલે મને એમ લાગ્યું કે આખા દિવસનો કાર્યક્રમ એવી રીતે ઘડી કાઢવો કે માણસની ચારે પ્રકારની શક્તિનો ઉપયોગ તેમાં થાય અને ચારે પ્રકારની જરૂરિયાતો તે વડે પૂરી પડે. એટલે કામ કરવાના મેં એવી રીતે ચાર વિભાગ કર્યા કે પહેલા વિભાગમાં સખત મજૂરીનું કામ કરવાનું, બીજા વિભાગમાં કળાકૌશલ્યનું કામ કરવાનું, ત્રીજા વિભાગમાં માનસિક કામ કરવાનું અને ચોથા વિભાગમાં સમાજ સાથેના વ્યવહારનું કામ કરવાનું. આ પ્રમાણે માણસ પોતાના દિવસનો કાર્યક્રમ રાખી શકે તો તે ઉત્તમ. તેમ કરવું અશક્ય હોય તોપણ એક મહત્ત્વની વાત તો ધ્યાનમાં રાખવાની જ છે કે મજૂરી કરવી અને પોતાના બધા સમયનો સદુપયોગ કરવો એ માણસની ફરજ છે એનું ભાન એને સતત રહે.

મને એમ લાગ્યું કે આમ થાય તો જ આપણા સમાજમાં જે ખોટો શ્રમવિભાગ ચાલે છે તેનો નાશ થાય અને માણસના સુખમાં અંતરાય ન કરે એવો ન્યાયી શ્રમવિભાગ અમલમાં આવે.

દાખલા તરીકે, મેં મારું આખું આયુષ્ય માનસિક કામ કરવામાં ગાળ્યું છે. મેં મારા મન સાથે એમ નક્કી કરી લીધેલું કે લખવાનો એટલે કે માનસિક કામ કરવાનો મારો ખાસ ધંધો છે. એટલે બીજાં જરૂરી કામ મેં બીજા ઉપર નાંખી દીધાં (અથવા મારે માટે બીજાને તે કરવાની ફરજ પાડી). માનસિક કામ માટે, ઉપલક જોતાં આ બહુ સગવડ-ભરેલી વ્યવસ્થા જણાય છે. પરંતુ તેમાં રહેલા અન્યાયની

વાત બાજુએ રાખીએ અને કેવળ માનસિક કામની દૃષ્ટિએ આનો વિચાર કરીએ તોપણ આ વ્યવસ્થા લાભદાયી નથી.

મારું આખું જીવન, મારો ખોરાકનો વખત, ઊંઘવાનો વખત, મારા વાર્તાવિનોદો એ બધું મારા ખાસ કામની સગવડનો વિચાર કરીને મેં ગોઠવ્યું હતું. મારા આ ખાસ માનસિક કામ સિવાય મેં મારી જિંદગીમાં બીજું કશું કર્યું નથી. આમાંથી પરિણામ એ આવ્યું કે પ્રથમ તો મેં મારું અવલોકનનું અને જ્ઞાનનું ક્ષેત્ર સંકુચિત કરી નાંખ્યું. ઘણી વખત તો અભ્યાસ કરવાનો વિષય જ મારી પાસે ન હોય એવું બનતું. અને મનુષ્યજીવનનું વર્ણન કરવાનું કામ મેં હાથ ધરેલું હોવાથી (મનુષ્યજીવન એ દરેક માનસિક પ્રવૃત્તિનો સનાતન પ્રશ્ન હોય છે) મને મારું અજ્ઞાન ઘણી વખત સાલતું. એક વિષયના ખાસ અભ્યાસમાં ન રોકાયેલ હોય તેવા માણસો સામાન્ય રીતે જે જાણે તેવી વસ્તુઓ વિષે મારે બીજાને પૂછવું પડતું અને અભ્યાસ કરવો પડતો. એમ પણ બનતું કે લખવાની મને અંદરથી પ્રેરણા ન થાય, કોઇને મારા લેખની જરૂર ન હોય એટલે કે મારા વિચારોની જરૂર ન હોય, માત્ર માસિકના લેખકોમાં મારું નામ જ જોઇતું હોય, તેવે વખતે મારે લખવા બેસવું પડતું. પછી હું મારા મગજને નીચોવી નીચોવીને તેમાંથી જે કાઢી શકાય તે કાઢતો. કોઇ વખત તો ગમે તેટલું નીચોવવા છતાં કશું નીકળતું નહિ. કોઇ વખત કાંઇ ખરાબ નીકળતું. પછી મને અસંતોષ રહેતો અને હું દુઃખી થતો. આમ દિવસો અને અઠવાડિયાં ચાલ્યાં જતાં. હું ખાતો, પીતો, ઊંઘતો, તાપતો અને બીજું કશું

કરતો નહિ. અથવા કોઇને જેની કશી જરૂર ન હોય તેવું કરતો. એટલે કે હું હમેશાં ભારે પાપમાં પ્રવૃત્ત રહેતો. મજૂરી કરનાર વર્ગમાંથી કોઇ આવું કદી કરે જ નહિ. હવે શારીરિક કામ કરવાની, એટલે કે મહેનતમજૂરીનું તેમજ કળાકૌશલ્યવાળું કામ કરવાની જરૂર મને સમજાઇ છે ત્યારથી મારો સમય જુદી જ રીતે પસાર થાય છે. મારો બધો વખત, ગમે તેટલાં નાનાં પરંતુ ઉપયોગી, આનંદદાયક અને જ્ઞાનદાયક કાર્યોમાં પસાર થાય છે. એટલે હવે જ્યારે મને અંદરથી પ્રેરણા થાય છે અને મારે લખવું જ જોઇએ એવી સીધી જરૂર મને જણાય છે, ત્યારે જ મારા આ નિર્વિવાદ રીતે ઉપયોગી અને આનંદદાયક કામમાંથી વખત કાઢીને હું મારૂં પહેલાંનું ખાસ કામ હતું તે કરૂં છું. આમ મારૂં લખાણ પણ સારૂં આવે છે અને તેમાં લીધેલો શ્રમ પણ ઉપયોગી અને આનંદદાયક નીવડે છે.

એટલે મારે માટે, તેમજ બીજા સહુને માટે, અનિવાર્ય એવો શારીરિક શ્રમ હું કરૂં છું ને મારી ખાસ પ્રવૃત્તિમાં બીલકુલ વિઘ્નરૂપ નીવડતો નથી. પરંતુ તેથી તો મારી પ્રવૃત્તિ ઉપયોગી, ઊંચા પ્રકારની અને આનંદદાયક નીવડે છે.

પક્ષીનો સ્વભાવ જ એવો છે કે તે ઊડે, ચાલે, ચણે, ગાય—એવું બધું કરે ત્યારે જ એને સંતોષ અને આનંદ થાય. ટૂંકાણમાં કહીએ તો ત્યારે જ એ પક્ષી કહેવાય. માણસને વિષે પણ આ જ સાચું છે, તે ચાલે, ફરે, બોજો ઉચકે, ખેંચે એટલે કે તેની આંગળીઓ, આંખ, કાન, જીભ, મગજ એ બધાનો ઉપયોગ કરે ત્યારે જ તેને સંતોષ થાય, ત્યારે જ તે માણસ ગણાય.

જે માણસને મજૂરી કરવાની ફરજ સમજાઇ છે, તે તો પોતાની બાહ્ય તેમજ આંતરિક જરૂરિયાતોની તૃપ્તિને અર્થે પોતાને માટે યોગ્ય એવી મજૂરીનો ફેરફાર સ્વાભાવિક રીતે કરી લેવા પ્રયત્ન કરશે. એને બીજું કાંઇ ખાસ કામ કરવાની અનિવાર્ય જરૂર ન જણાય અને બીજા માણસો તેની પાસે તેવા કોઇ ખાસ કામની માગણી ન કરે, ત્યાં સુધી તે પોતાનો રોજનો કાર્યક્રમ બદલશે જ નહિ.

માણસને પોતાની બધી જરૂરિયાતો પૂરી પાડવા માટે એટલી વિવિધ પ્રકારની મજૂરી કરવી પડે એમ છે કે તે બોજારૂપ ન થતાં આનંદમય બની રહે છે. મજૂરીનો આ ખાસ ગુણ છે. કામ કરવું એ દુઃખદાયક છે એવી ખોટી માન્યતાને લીધે જ અમુક પ્રકારની મજૂરીમાંથી છટકી જઇ તે બીજા પાસે કરાવવાનું માણસને મન થાય છે. પછી પોતે કાંઇ ખાસ ધંધામાં રોકાયલો છે એવું તે બહાનું કાઢે છે, અને આને તે શ્રમવિભાગ કહે છે.

શ્રમવિભાગના ખોટા ખ્યાલથી આપણે એટલા બધા ટેવાઇ ગયા છીએ કે આપણને એવું લાગે છે કે મોચી, યંત્રશાસ્ત્રી, લેખક અથવા ગાયક, પોતાના ધંધા સિવાયની બીજી બધી મજૂરી કરવામાંથી મુક્ત રહે એ જ યોગ્ય છે.

એક માણસની મજૂરીનો લાભ બળાત્કારે બીજા ન લઇ લેતા હોય અને આળસુ રહેવામાં આનંદ છે એવી ખોટી માન્યતા પ્રચલિત ન થઇ હોય ત્યાં, એક પણ માણસ અમુક ખાસ કામમાં રોકાવાની ખાતર, પોતાની હાજતો પૂરી પાડવાને જરૂરી એવા શારીરિક શ્રમમાંથી મુક્ત રહેવાનું પસંદ કરશે નહિ. કારણ સાચું જોતાં એકાદા ખાસ ધંધામાં જ

રોકાઇ રહેવામાં કાંઇ વિશેષ સુખ ભોગવવાપણું નથી. એમાં તો માણસ પોતાના મોહનો અને સમાજનો ભોગ થઇ પડે છે.

ગામડાનો મોચી આનંદદાયક એવું ખેતીનું કામ છોડીને ગામના લોક માટે જોડા જ સીવવાનું અથવા સમારવાનું કામ કર્યાં કરે છે. તે બીજાની ખાતર પોતાને આનંદદાયી અને ઉપયોગી એવા ખેતરના કામનો લાભ જતો કરે છે. તેનું કારણ એટલું જ છે કે એક તો એને જોડા સીવવાનો શોખ હોય છે, અને બીજું તે જાણે છે કે એના જેવું સારી રીતે બીજો કોઇ એ કામ કરી શકશે નહિ, એટલે લોકો એ કામ માટે તેના ઓશિંગણ થશે. પરંતુ રોજ એક જ પ્રકારનું કામ કર્યાં કરવાને બદલે વિવિધ પ્રકારનાં કામ કરવામાં કેટલો આનંદ અને કેટલું સુખ રહેલાં છે તેનો એને સ્વપ્ને પણ ખ્યાલ નથી આવતો. યંત્રશાસ્ત્રી, લેખક, પંડિત એ બધાનું પણ એવું જ બને છે.

આપણા વિચારો એટલા બધા વિકૃત થઇ ગયેલા છે કે કોઇ શેઠ પોતાના વાણોતરને ગામડામાં મોકલે અથવા કોઇ અમલદારની નીમણૂક દૂરની વસાહતમાં થાય તો તેને સજા થઇ, તેનું કાંઇક ભૂંડું થયું, એમ આપણે માની પડીએ છીએ. સાચું જોવા જઇએ તો તો પેલા માણસને લાભ થયેલો હોય છે. કારણ એના એક જ પ્રકારના ત્રાસદાયક કામમાંથી એને મુક્તિ મળે છે અને તેના કામમાં આનંદ-દાયક ફેરફાર થાય છે.

જે સમાજ સ્વાભાવિક સ્થિતિમાં હોય છે ત્યાં બધું જુદું જ જોવામાં આવે છે. એવા એક મંડળ વિષે હું જાણું છું, જ્યાં બધા મજૂરી કરીને પોતાનું ગુજરાન ચલાવતા.

આ મંડળનો એક માણસ બીજા બધા કરતાં વધારે ભણેલો હતો. એટલે તેને વાંચી સંભળાવવાનું કામ સોંપવામાં આવ્યું. સાંજે બધાને વાંચી સંભળાવી શકે તે માટે દિવસે તેને તૈયારી કરવામાં વખત ગાળવો પડતો. આ બધું તે બહુ આનંદથી કરતો. કારણ તેને એમ લાગતું કે તે બીજાને ઉપયોગી છે અને તે સારું કામ કરે છે. પરંતુ એકલું માનસિક કામ કરી કરીને તે થાકી ગયો અને તેની તબિયત બગડી. મંડળના બીજા માણસોએ તેની દયા ખાધી અને પોતાની સાથે તેને ખેતરમાં કામે લઇ જવા લાગ્યા.

જે લોકો મજૂરીને જીવનનું સત્ત્વ અને જીવનનો આનંદ ગણે છે, તેમના જીવનનો પાયો કુદરત સાથે સંગ્રામ ઉપર એટલે કે ખેતીના, કળાકૌશલ્યના તથા માનસિક કામ ઉપર રચાયલો હોય છે.

આમાંના બધાં અથવા તો કોઇ પણ કામનો ત્યાગ કરવો અને કોઇ એકાદ ખાસ કામ જ કર્યાં કરવું એ ત્યારે જ બને કે જ્યારે પેલા ખાસ કામ ઉપર માણસને બહુ જ પ્રેમ હોય અને તેને એમ લાગે કે બીજા બધા કરતાં હું એ કામ સારૂં કરી શકીશ. તે માણસ પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માટે જાતે કામ કરવામાં જે લાભ રહેલા છે તેનો ભોગ આપે છે. મજૂરી સંબંધી આવો ખ્યાલ હોય અને તેને પરિણામે સ્વાભાવિક શ્રમવિભાગ થાય તો જ આપણી કલ્પનામાં મજૂરીમાં જે દુઃખ આપણે માન્યું છે તેનો નાશ થાય અને દરેક પ્રકારનો શ્રમ આનંદપ્રદ થઇ પડે. કારણ એમ કરવામાં માણસ, પોતાને નિર્વિવાદિત રીતે જે ઉપયોગી, આનંદદાયક અને ત્રાસહીન કાર્ય લાગે છે તેમાં જ રોકાયલો

રહે છે. વળી બીજાઓના કલ્યાણની ખાતર વધારે કઠણ અને કંટાળો ઉત્પન્ન થાય તેવું એકસરખું કામ કરવામાં રહેલા ભોગનું પણ એને ભાન રહે છે.

પરંતુ શ્રમવિભાગ તો બહુ જ લાભદાયી છે. કહો તો ખરા, કોને વધારે લાભદાયક છે?

વધારેમાં વધારે જોડા કે કપડાં બનાવી શકાય તેથી વધારે લાભ. પરંતુ આ જોડા અને કપડાં બનાવવાનું કોણ?

કેટલાક માણસો એવા હોય છે કે જેઓ બસ આખો જન્મારો ટાંકણીનાં માથાં જ બનાવ્યાં કરતા હોય. આમાં એમને વધારે લાભ શો?

જો આપણો ઉદ્દેશ એ હોય કે બને તેટલાં વધારે કપડાં બનાવવાં અને બને તેટલી વધારે ટાંકણીઓ બનાવવી તો તો લાભ ખરો. પરંતુ આપણો ઉદ્દેશ તો માણસોના સુખનો છે. માણસનું સુખ જીવવામાં રહેલું છે, અને જીવવાનું સુખ કામ કરવામાં રહેલું છે. ત્યારે પછી નિરંતર કષ્ટદાયક અને ત્રાસજનક કામ કરવાની ફરજ માણસને લાભદાયી શી રીતે હોઇ શકે?

જો સવાલ એ હોય કે થોડા લોકોનું હિત જોવું, બધા માણસોના હિતનો વિચાર ન કરવો; તો તો થોડા માણસો બીજાને ખાઈ જાય એ સહુથી વધારે લાભદાયક છે. કહે છે કે મનુષ્યમાંસ સ્વાદમાં બહુ સારું લાગે છે. સહુને માટે લાભદાયી શું છે? મારે માટે જે લાભદાયી, તે સહુને માટે લાભદાયી. શરીરની અને આત્માની, હૃદયની અને બુદ્ધિની જે વાસનાઓ મારામાં રહેલી છે તેની તૃપ્તિ અને મારું આત્યંતિક કલ્યાણ એ મને લાભદાયી છે. મારી બાબતમાં મને લાગ્યું કે મારે મારું કલ્યાણ સાધવું હોય અને મારી આ બધી વાસનાઓની તૃપ્તિ પામવી હોય તો પેલા ક્રાપીવેન્સ્કના

ગાંડિયાના જેવી ગાંડાઇ, — કે ઉજળિયાત વર્ગે કામ કરવાની જરૂર નથી, બીજાઓએ તેમને માટે મજૂરી કરવી જોઇએ, — જે ગાંડાઇ મને પણ વળગી હતી તેમાંથી મારે મુક્ત થવું જોઇએ. જ્યારે આ મને જણાયું ત્યારે મારી ખાતરી થઇ કે પોતાની જરૂરિયાતો પોતે જ કામ કરીને પૂરી પાડે તો તેને સ્વાભાવિક રીતે જ વિવિધ પ્રકારનાં કામ કરવાં પડે. તે દરેક કામમાં તે કામનો રસ હોય એટલે એ બોજારૂપ ન નીવડે, એટલું જ નહિ પણ એક કામમાંથી બીજા કામને માટે જોઇતો આરામ પણ મળી રહે.

જિંદગીની જરૂરિયાતોના ચાર વિભાગ પ્રમાણે સ્થૂળ રીતે મેં મારા કામના પણ ચાર વિભાગ પાડ્યા અને દિવસના ચાર વિભાગમાં તે પ્રમાણે કામ કરવાનું રાખ્યું.

એટલે 'શું કરીશું ?' એ પ્રશ્નના મને નીચે પ્રમાણે જવાબો મળ્યાઃ

૧. મારી જાત સાથે મારે અસત્ય વર્તન ચલાવવું નહિ. મારી બુદ્ધિએ દર્શાવેલા સાચા માર્ગથી મારૂં જીવન ગમે તેટલું વેગળું જતું રહ્યું હોય તોપણ સત્યના પરિણામથી ડર્યા વિના એ સાચા માર્ગે જ પાછા વળવું.

૨. બીજા માણસોની સરખામણીમાં હું કાંઇ વધારે ઊંચો છું, મને વિશેષ અધિકાર છે, હું કાંઇક વધારે ન્યાયી છું એ બધા ખ્યાલો મારે દૂર કરવા અને મને પોતાને અપરાધી માનવો.

૩. મારી પોતાની તથા બીજા માણસોની જિંદગી નીભાવવા સારૂ કુદરત સાથે સંગ્રામ કરવાનો એટલે કે જાતે મજૂરી કરવાનો સનાતન અને નિર્વિવાદ નિયમ મારે પાળવો.

## ૩૯

હું હવે સમાપ્ત કરું છું. મારે પોતાને વિષે મારે જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે. પરંતુ બીજાઓને લગતી બાબતો કહેવાની મારી ઇચ્છાને હું રોકી શકતો નથી. સામાન્ય વિચારો ઉપરથી જે નિર્ણયો મેં બાંધ્યા છે તેની ખાતરી કરી આપવાની ઇચ્છા થઇ જાય છે.

હું જે કહેવા માગું છું તે એ છે કે આપણા સમાજના ઘણાખરા માણસોને જે નિર્ણય ઉપર હું આવ્યો છું તે નિર્ણય ઉપર આવવું જ પડશે એમ મને લાગે છે. થોડા માણસો પણ એ નિર્ણય ઉપર આવે તો શું થાય એ હું બતાવવા ઇચ્છું છું.

ઘણાખરા માણસો હું જે નિર્ણય ઉપર આવ્યો છું તે જ નિર્ણય ઉપર આવશે એમ મને લાગે છે તેનું કારણ એ છે કે જો આપણા વર્ગના, આપણી જ્ઞાતિના લોકો પોતાને વિષે ગંભીરતાથી વિચાર કરે તો જે જુવાન લોકો પોતાના સુખની શોધમાં ફરે છે તેઓ પોતાને વિનાશને માર્ગે ખેંચી રહેલા અને દરરોજ વધતા જતા જીંદગીના પોકળપણાથી

ભયભીત થઇ જશે. સાચા લોકો આ જીવનના અન્યાય અને ઘાતકીપણાથી ત્રાસી ઉઠશે: અને બીકણ લોકો પોતાની જીંદગી કેટલા જોખમમાં છે એ વિચારે ફફડી મરશે.

**આપણી કમભાગ્ય દશાઃ** આપણે શ્રીમંત લોકો, વિજ્ઞાન અને કળાની મદદ વડે આપણું આ જાડું જીવન ગમે તેટલું શણગારીએ અને નભાવીએ, પરંતુ એ વાત ચોક્કસ છે કે વખત જતો જાય છે તેમ આપણું જીવન વધારે નબળું, વધારે માંદલું અને વધારે દુઃખદાયક થતું જાય છે. દર વર્ષે આપઘાતની તથા પ્રજોત્પત્તિની અટકાયતની સંખ્યા વધતી જાય છે. દર વર્ષે નવી પ્રજા નબળી ને નબળી ઉત્પન્ન થતી જાય છે અને દર વર્ષે આ જીંદગી આપણને વધારે ને વધારે ક્લેશમય લાગતી જાય છે.

જીંદગીના મોજશોખ અને સગવડો વધારવાં, દવાએ પીવી, કૃત્રિમ દાંત અને વાળ રાખવા, શ્વાસોચ્છ્વાસની અને મસાજની ક્રિયાઓથી જીંદગી ટકાવી રાખવી, — એ બધાથી આપણો મોક્ષ નથી થવાનો એ વાત ઉઘાડી છે. આ વાત એટલી બધી સાધારણ થઇ પડી છે કે વર્તમાનપત્રોમાં શ્રીમંતોને માટે પાચક દવાઓની જાહેરખબરો આવે છે તેમાં મથાળું એવું કરેલું હોય છે કે 'ગરીબોને મઝા'. પછી લખેલું એવું હોય છે કે કેવળ ગરીબોની પાચનશક્તિ સારી હોય છે, પરંતુ શ્રીમંતોને તો પાચનમાં મદદની જરૂર હોય છે અને તે માટે આ ચૂર્ણો છે.

આ સ્થિતિ ગમતોના મેળાવડા, સુખસગવડો અને ચૂર્ણોથી સુધરી ન જ શકે. તે માટે તો આખા જીવનના દૃષ્ટિબિન્દુમાં ક્રાન્તિ થવી જોઇએ.

આપણાં બાહ્ય જીવન અને આંતરિક અન્યતા વચ્ચે અસંગતતાઃ જનતા પ્રત્યેની આપણી બેવફાઈનો આપણે ગમે તેટલો બચાવ કરવાનો પ્રયત્ન કરીએ, પરંતુ જે વસ્તુ નરી આંખે જોઈ શકાય તેવી છે તે આગળ આપણો બચાવ હવામાં ઉડી જાય છે. આપણી આસપાસ તંગીને લીધે લોકો ગજા ઉપરાંત કામ કરી કરીને તૂટી જાય છે, અને આપણે કેવળ વિનોદ અથવા ફેરફારની ખાતર ખોરાક, કપડાં તથા બીજી બાબતમાં લોકોએ કરેલી મહેનત બગાડીએ છીએ. એટલે આપણું હૃદય — જો તેના કાંઈ અવશેષ જેવું આપણામાં કાંઈ રહ્યું હોય તો — આપણને ડંખ્યા વિના રહે જ નહિ, અને મજૂરી કરીકરીને મરી જતા આપણા દુઃખી ભાઈઓએ પૂરી પાડેલી આપણી સુખસગવડો ઝેર કરી નાંખે.

દરેક સાચા માણસને આ લાગી આવે છે. પોતાથી તે ભૂલી જવાય તેમ હોય તો એ ભૂલવા રાજી હોય છે. પરંતુ આપણો જમાનો એવો છે કે તેમ થવું અશક્ય છે. વિજ્ઞાન અને કળાનો સદ્–અંશ, જેને લીધે એ પ્રવૃત્તિનો કંઈ પણ હેતુ જળવાઈ રહ્યો છે, તે આપણને આપણા ઘાતકીપણાની તથા આપણા અન્યાયી વર્તનની સતત યાદ દેવડાવે છે. જૂના અને દૃઢ થઈ ગએલા બચાવો બધા નાશ પામી ગયા છે. નવા અને હવાઈ બચાવો, જેવા કે વિજ્ઞાનની પ્રગતિ કેવળ વિજ્ઞાનની ખાતર અને કળાની પ્રગતિ કળાની ખાતર, એ સાધારણ અમલની કસોટીએ ટકી શકે એવા નથી.

નવી નવી શોધખોળોથી માણસના આત્માને શાન્તિ વળવાની નથી. જીવન વિષેની ભાવનામાં સુધારો કરવાથી જ

શાન્તિ વળી શકે એમ છે. પછી કોઇ પ્રકારના બચાવ કરવાનું કારણ કે જરૂર નહિ રહે.

**આપણી હસ્તી જોખમમાં:** જે માણસોને આપણે ચૂસીએ છીએ તેમની ધીરજ ખૂટી ગઇ છે. એટલે જે સીધો અને ઉઘાડો ભય છે તે છૂપાવવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ, અનેક પ્રકારની છેતરપિંડી, બળાત્કાર તથા લાલચોથી આ ભયનું નિવારણ કરવાને આપણે ગમે તેટલું મથીએ, તો પણ હરઘડીએ આ ભય વધતો જ જાય છે. બહુ લાંબા સમયથી તે આપણે માથે ઝઝૂમી રહ્યો છે. આજે તો તે એટલો બધો વધી ગયો છે કે તોફાની સમુદ્રમાં આપણા નાવને ઉથલાવીને હોઇયાં કરી જવા ઉલટી રહેલાં ભયંકર મોજાં સામે આપણું નાવ સલામત રાખવું બહુ મુશ્કેલ થઇ પડયું છે. વિનાશ અને ખુનામરકીના ભયોથી ભરેલો મજૂરોનો વિપ્લવ આપણા ઉપર કેવળ ઝઝૂમી રહ્યો છે એમ નથી. ત્રીસ વરસ થયાં આપણે એ વિપ્લવ વચ્ચે જ રહીએ છીએ. અનેક પ્રકારની લુચ્ચાઇભરેલી યુક્તિપ્રયુક્તિઓથી એ વિપ્લવને ફાટી નીકળતો આપણે પરાણે પરાણે રોકી રહ્યા છીએ. યુરોપની આ દશા છે. આપણી પણ એ જ દશા છે. આપણી દશા તો એથી બૂરી છે, કારણ આપણી પાસે એની સામે નિવારક સાધનો નથી. ઝાર સિવાયના બીજા જે વર્ગના માણસો જનતાને પીડી રહ્યા છે તે વર્ગને માટે આમવર્ગ આગળ કશો બચાવ નથી. તે લોકો પોતાની સ્થિતિ બળાત્કાર, લુચ્ચાઇ અને તકનો લાભ લઇને એટલે કે સમયસૂચકતાથી ટકાવી રહ્યા છે. પરન્તુ આમવર્ગના ઉત્તમમાં ઉત્તમ માણસોમાં આપણા પ્રત્યે દ્વેષ અને તિરસ્કાર પ્રતિક્ષણે વધતા જાય છે.

છેલ્લાં ત્રણુ ચાર વર્ષથી લોકોમાં એક નવો બહુ જ અર્થ-સૂચક શબ્દ પ્રચારમાં આવ્યો છે. આ શબ્દ મેં પહેલાં કદી નહિ સાંભળેલો, પણુ આજે તો વાટે ને ઘાટે તે સંભળાય છે. આપણુને લોકો 'નવરા', 'બેઠાખાઉ' કહે છે.

દલિતવર્ગમાં દ્વેષ અને તિરસ્કાર વધતા જાય છે અને શ્રીમંત લોકોની શારીરિક અને નૈતિક શક્તિ ઘટતી જાય છે. જે છેતરપિંડીથી આ બધું ટકી રહ્યું છે તે પણ ઉઘાડી પડી ગઇ છે. આ કટોકટીના જોખમમાં શ્રીમંત લોકોને આશ્વાસન ધારણુ કરવા જેવું કશું રહ્યું નથી.

પ્રાચીન કાળની સ્થિતિએ પાછા વળવું અશક્ય છે. નષ્ટ થઇ ગએલી પ્રતિષ્ઠા ફરી પાછી જમાવવી અશક્ય છે. જે લોકો પોતાના જીવનમાં ફેરફાર કરવા માગતા નથી તેમને માટે એક જ આશ્વાસન છે: આપણું જીવન તો જેમ વીત્યું છે તેમ જ વીતી જશે એવી આશા છે, પછીથી જે થવાનું હશે તે થશે.

શ્રીમંત વર્ગનું અંધ ટોળું આમ જ વર્તે છે. પરંતુ જોખમ તો પ્રતિક્ષણુ વધતું જાય છે અને ભયંકર આફત નજીક આવતી જાય છે.

શ્રીમંત વર્ગના લોકોને તેમનાં જીવનમાં સુધારો કરવાની જરૂર ત્રણુ કારણોને લઇને છે. (૧) પોતાનું તથા પોતાનાં સગાંવહાલાંનું કલ્યાણુ; જે આજની શ્રીમંતોની સ્થિતિમાં સધાવું અશક્ય છે. (૨) અંતરાત્માના અવાજને સંતોષવાની જરૂર; જે રસ્તે આજે આપણે ચઢેલા છીએ તે રસ્તે એ અશક્ય છે. (૩) આપણી જીંદગી ઉપર વધતું જતું જોખમ; જે કોઇ પણુ બાહ્ય ઉપાયોથી ટાળી શકાય તેવું નથી. આ ત્રણે કારણોનું એકત્ર બળ આપણુને એ જ ઉપાય સૂચવે છે

કે શ્રીમંત લોકોએ પોતાનું જીવન સુધારવું જોઇએ. જીવનમાં એવો સુધારો કરવો જોઇએ જેથી આપણું કલ્યાણ સધાય, આપણા અંતરાત્માને શાન્તિ વળે અને આપણા ઉપર ઝઝૂમતો ભય ટળે.

આ ફેરફાર તે એક જ છે. છેતરપિંડી બંધ કરવી, પશ્ચાત્તાપ કરવો, મજૂરી કરવામાં દુઃખ ન માનવું પણ તેને જીવનનો એક આનંદ ગણવો.

પરંતુ મને તો પૂછવામાં આવે છે કે અમે દસ કલાક, આઠ કલાક કે પાંચ કલાક શારીરિક કામ કરીએ તેથી વળે શું? પૈસા લઇને હજારો ખેડૂતો અમારે માટે એ કામ કરવા રાજીખુશીથી તૈયાર છે.

તમે કામ કરશો તો સહુથી પહેલો, મોટામાં મોટો, સીધામાં સીધો અને નિર્વિવાદ લાભ તો એ થશે કે તમે વધારે ખુશમિજાજ બનશો, વધારે તન્દુરસ્ત થશો, વધારે સુખી થશો અને વધારે સારા થશો. સાચું જીવન શું છે એ તમે જાણી શકશો. આજે તો તમે એથી દૂર રહ્યા છો અથવા તમે એને દૂર રાખ્યું છે.

બીજો લાભ એ થશે કે જો તમારામાં હૃદય જેવું કાંઇ હશે તો આજે બીજા લોકોને કામ કરતા જોઇને તમને એ ડંખે છે તેમ ડંખશે નહિ. તમારા અંતરાત્માની માગણીને તમે પ્રતિદિન વધારે ને વધારે સંતોષતા જાઓ છો એ વિચારથી તમે આનંદની લાગણી અનુભવશો. • વળી આજનું આપણું અતિશય ખરાબ જીવન, જેમાં રહીને લોકોનું કલ્યાણ કરવું બીલકુલ અશક્ય છે તેમાંથી તમે છુટશો. બીજાનું કલ્યાણ કરવાની શક્યતાવાળું સ્વતંત્ર જીવન ગાળવામાં તમે

આનંદ અનુભવશો. આજ સુધી જે નૈતિક સૃષ્ટિનો પ્રદેશ તમારાથી છુપાયલો રહેલો હતો તે પ્રદેશ તમે એક બારી ઉઘાડશો ને તમારી આગળ ખુલ્લો થઇ જશે. બધી ઘટના આવી થશેઃ તમે કાંઇક ખરાબ કર્યાં કરો છો તેની સજાના ભયમાં રહેવાને બદલે તમને એમ લાગશે કે બીજાને તમે એવી સજામાંથી બચાવો છો. તેથી પણ વિશેષ, દલિત વર્ગને દ્વેષ અને વેરની અતિશય હાનિકારક વૃત્તિમાંથી તમે ઉગારી લેશો.

પરંતુ ટીકાકારો તો કહે છેઃ 'આપણા વર્ગના લોકો આગળ ફિલસુફીના, વિજ્ઞાનના, રાજદ્વારી બાબતોના, કલાવિષયક, ધર્મને લગતા તથા સામાજિક એવા અનેક પ્રશ્નો પડેલા છે, અને આપણે રાજદરબારી માણસોએ, નિયામકોએ, પંડિતોએ, અધ્યાપકોએ, કળાકારોએ અને સંગીતશાસ્ત્રીઓએ, જેમનો સમય આટલો બધો કિંમતી છે તેમણે વખત ફોગટ ગુમાવવો એ તો હાસ્યાસ્પદ છે. અને તેય કેવાં કામમાં? બુટ સાફ કરવામાં, કપડાં ધોવામાં, ખોદવામાં, બટાટા ઉગાડવામાં, ગાયો અને ઢોર ચારવામાં અને એવાં એવાં કામોમાં. આ કામ તો રાજીખુશીથી કરનારા, જેમને આપણા સમયની કિંમત છે એવા હજારો માણસો પડેલા છે.'

ત્યારે આપણે કપડાં શું કામ પહેરીએ છીએ? શું કામ નાહીએ છીએ? શું કામ ખજવાળીએ છીએ? (આવી આવી ઝીણી બાબતો લખવા માટે ક્ષમા ચાહું છું) ચાલીએ છીએ શું કામ? પાણી પીવાનું પ્યાલું શું કામ ઉપાડીને પીએ છીએ? કોઇ સ્ત્રીને કે મહેમાન પરોણાને બેસવાને આસન શું કામ આણી આપીએ છીએ? બારણાં શું કામ

ઉઘાડી દઇએ છીએ અથવા બંધ કરી દઇએ છીએ ? કોઇ સ્રીને ગાડીમાં ચઢતી વખતે હાથનો ટેકા શું કામ આપીએ છીએ ? અને આવાં તો સેંકડો કામો છે, તે બધાં શું કામ કરીએ છીએ ? પહેલાંના વખતમાં ગુલામો આપણે માટે આવું બધું કામ કરતા.

આપણે આ કામો કરીએ છીએ તેનું કારણ તે કરવાં આપણે યોગ્ય ધારીએ છીએ, તેમાં શોભા માનીએ છીએ, મનુષ્ય તરીકેની તેમ કરવાની આપણી જવાબદારી ગણીએ છીએ, તે આપણી ફરજ સમજીએ છીએ.

ત્યારે શારીરિક મહેનતને વિષે પણ એ જ વાત સાચી છે.

જે કામને માટે આપણને હાથપગ આપ્યા છે તે કામમાં તેનો ઉપયોગ કરીએ અને આપણે ખાઇએ છીએ તે ખોરાકનો ખોરાક ઉત્પન્ન કરવાના કામમાં ઉપયોગ કરીએ એમાં આપણી શોભા છે, એ આપણી પવિત્ર ફરજ છે, એ આપણો ધર્મ છે. આપણાં અંગોને અકડાઇને નિરુપયોગી થઇ જવા દઇએ, તેમને સાફસુફ ન રાખીએ અને કેવળ મોઢામાં ખોરાક ઠાંસવામાં જ તથા સિગરેટા પીવામાં જ તેનો ઉપયોગ કરીએ એ આપણને લાજમ નથી.

કોઇ પણ સમાજમાં દરેક માણસે શારીરિક કામ કરવું જોઇએ એ આ રીતે મહત્ત્વનું છે. પરંતુ આપણા સમાજમાં જ્યાં બધા જ માણસોએ કમનસીબે કુદરતના આ કાયદાથી વિરુદ્ધ વર્તવા માંડ્યું છે, ત્યાં શારીરિક શ્રમ કરવામાં બીજું તત્ત્વ પણ સમાયલું છે. બીજાઓને દાખલો બેસાડવાની ખાતર, માનવસમાજ ઉપર જે ભયંકર આફત ઝઝૂમી રહી છે તે

દૂર કરવાનો ઉપાય બતાવવાની ખાતર શારીરિક શ્રમ કરવાની જરૂર છે. શિક્ષિત માણસે શારીરિક શ્રમ કરવો એ નકામું છે એમ કહેવું એ તો એના જેવું છે કે મંદિર બાંધવામાં એક પથ્થર ઉપર બીજો પથ્થર સરખી રીતે મૂકવો એ નકામું છે.

દરેક મોટું કામ દેખાવ કર્યા વિના, ડંકો વગાડ્યા વિના, વિનયથી અને સાદાઇથી જ થઇ શકે છે. ખૂબ રોશની કરીને, અથવા તોપના ગડગડાટ વચ્ચે, અથવા લશ્કરી પોશાક પહેરીને, સાફ ને સાફ રહીને અથવા મોટો આડંબર કરીને હળ ખેડવાનું, મકાન ચણવાનું. ઢોર ચરાવવાનું કે વિચાર કરવાનું કામ થઇ શકતું નથી. જોકે આવા બધા ડોળદમામથી કામનું મહત્ત્વ આંકવાનો વિચાર આપણા મનમાં ઠસી ગયો છે ખરો. પરંતુ સાચી વાત તો એ છે કે કોઇ કામ સાથે બાહ્ય આડંબરની જરૂર વધારે પડે, ત્યારે જ માનવું કે એ કામનું સાચું મહત્ત્વ ઓછું છે.

મહાન, સાચાં કાર્યો હમેશાં સાદાં અને નમ્ર હોય છે.

આપણી આગળ જે મહાન કાર્ય પડેલું છે તે પણ આવું જ છે. આપણા જીવનમાં જે ભયંકર અસંગતતા દાખલ થઇ ગઇ છે તેનું નિરાકરણ આ મહાન કાર્યમાં રહેલું છે.

અસંગતતાનું નિરાકરણ કરનારા આ ઉપાયો બહુ જ નમ્રતાભરેલા, કોઇ જાતના ડોળદમામ વિનાના અને ઉપલક જોનારને હાસ્યાસ્પદ લાગે એવા છે: પોતાનું બધું કામ પોતે જ કરી લેવું. પોતાનું ગુજરાન શારીરિક શ્રમ કરીને ચલાવવું અને બની શકે તો બીજાને માટે પણ શારીરિક શ્રમ કરવો, એ ઉપાયો છે. શ્રીમંત લોકોની સ્થિતિમાં જે

દુઃખ, પાપ અને ભય રહેલાં છે ત આપણે સમજીએ તો આપણને લાગશે કે જાતે કામ કર્યાં વિના આપણો આરો નથી.

પરંતુ હું અને બીજા બે ત્રણ ડઝન માણસો કામ કરવામાં નાનમ ન ગણીએ અને આપણા સુખને માટે, મનની શાંતિને માટે અને આપણી સલામતીને માટે કામ કરવું આવશ્યક માનીએ તેથી શું થાય? તેથી આટલું થાયઃ એક ડઝન અથવા બે ત્રણ ડઝન માણસો કોઈની પણ સાથે ઘર્ષણમાં આવ્યા વિના, કોઈ પણ જાતની રાજકીય કે સામાજિક ક્રાન્તિ વિના, આખી દુનિયાને જે પ્રશ્ન દેખીતી રીતે ન ઉકેલી શકાય એવો લાગે છે તે પ્રશ્ન પોતાને માટે ઉકેલીને બેસી જાય. એ પ્રશ્ન તેઓ એવી રીતે ઉકેલે કે જેથી તેઓ વધારે સારૂં જીવન ગાળતા થઇ જાય, તેમના અંતરાત્માને વધારે શાંતિ મળે અને પોતાથી થતા જુલમનું અનિષ્ટ તેમને માટે એટલું ભયંકર રહે નહિ. બીજા લોકો જોઇ શકશે કે જે કલ્યાણને માટે તેઓ બધે ફાંફાં મારે છે તે તેમની પાસે જ પડેલું છે. વિશ્વની રચનામાં તથા પોતાના જીવનમાં રહેલી, નિરાકરણ ન લાવી શકાય એવી અસંગતતા સહેલામાં સહેલી અને વધારેમાં વધારે આનંદદાયક રીતે ટાળી શકાય એવી છે. પોતાની આસપાસના માણસોથી ભયભીત રહેવાને બદલે તેમની સાથે વધારે ગાઢ પરિચયમાં આવવાની અને તેમને ચહાવાની જરૂર છે.

દેખીતી રીતે જેનું નિરાકરણ નથી એવો જૂનો અને કૂટ પ્રશ્ન બીજા લોકોની મજૂરીનો લાભ લેવા બાબતનો છે. આજકાલ આ પ્રશ્ને પૈસાનું સ્વરૂપ પકડ્યું છે.

આજ પૈસો એ સર્વ અનર્થનું મૂળ છે. જે લોકો પાસે પૈસો છે તે દુઃખી છે, જે લોકો પાસેથી પૈસો છીનવી લેવામાં આવ્યો છે તે લોકો પણ દુઃખી છે. જે લોકો પૈસાનો દુરુપયોગ કરે છે તેમને તેમનાં હૃદય ડંખે છે. જે લોકો પાસે પુષ્કળ પૈસો છે અને જે લોકોને તેથી વંચિત કરવામાં આવ્યા છે તેમની વચ્ચે ઝઘડો થવાનો ભય છે. આમ પૈસો સર્વ અનર્થનું મૂળ હોવા છતાં આધુનિક સમાજની બધી ધાલાવેલી તે માટે છે. આખી દુનિયા એની પાછળ દોડાદોડ કરી રહી છે.

હોઇન નદીના કાંઠા માટે, આફ્રિકામાં, ચીનમાં અને બાલ્કન દ્વીપકલ્પમાં જમીન માટે દેશો અને રાજ્યો પરસ્પર દાવપેચ રમે છે અને લડી મરે છે. શરાફો, વેપારીઓ, કારખાનાદારો તથા જમીનદારો ધન સારૂ મથી મરે છે, પ્રપંચો રચે છે, દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે. અમલદારો અને કારીગરો ધનને માટે ઝઘડો કરે છે, છેતરપિંડી રમે છે, જુલમ કરે છે અને દુઃખી થાય છે. અદાલતો અને પોલિસ ધનનું રક્ષણ કરવા માટે હોય છે. જેલો, સખત મજૂરીની સજાઓ અને કહેવાતી ન્યાયવ્યવસ્થાના બધા ત્રાસો એ સઘળું ધનને અર્થે છે.

ધન સર્વ અનર્થનું મૂળ છે. આખી દુનિયા ધનની વહેંચણી કરવામાં અને ધનનું રક્ષણ કરવામાં મશગુલ છે.

આ ધન શી ચીજ છે?

લોકોને એવું માનવાની ટેવ પડી ગઇ છે કે માલકી જેવી કોઇ વસ્તુ સાચે જ માણસની પોતાની પાસે છે. તેથી તો અમુક વસ્તુ મારી પોતાની એવું આપણે બોલીએ છીએ.

'મારા પોતાના હાથ,' 'મારૂં પોતાનું ઘર' એવું બોલવાની પ્રથા પડી છે.

પરંતુ આ ચોખ્ખો ભ્રમ અને વહેમ છે.

આપણે જાણીએ છીએ અને જાણતા ન હોઇએ તો સહેલાઇથી સમજી શકીએ એમ છીએ કે કોઇ પણ વસ્તુની માલકી એ કેવળ બીજાની મજૂરીનો ઉપભોગ કરવાનું સાધન છે. પરંતુ બીજાની મજૂરી એ કોઇ પણ રીતે મારી પોતાની ન જ થઇ શકે. માલકીનો ખ્યાલ તો બહુ ચોક્કસ અને બરાબર બંધાઇ ગએલો છે, પરંતુ તેની સાથે બીજાની મજૂરીને કશું લેવાદેવા ન હોઇ શકે. માણસનું પોતાનું તો તે જ કહેવાય અને હમેશાં તે જ કહેવાશે, જે તેની મરજીને અધીન રહી શકે. પોતાની અસ્મિતા સાથે જેને સંબંધ હોય એવું તો એક પોતાનું શરીર છે. પોતાના શરીર સિવાય બીજી કોઇ વસ્તુને મારી પોતાની કહેવામાં અને શરીરની માફક તેને પોતાની મરજીને અધીન ગણવામાં માણસ ભૂલ કરે છે. એથી તે પોતે નિરાશા અને દુઃખનો ભાગી થાય છે અને બીજાને દુઃખી કરવામાં કારણભૂત થાય છે.

આજે આપણે દેખીતી રીતે માણસ ઉપર માલકી નથી ધરાવતા, પરંતુ પૈસાને અને પૈસા વડે બીજાની મજૂરીને આપણી માલકીની ગણીએ છીએ.

પરંતુ જે પ્રમાણે પોતાની સ્ત્રી, પુત્ર, ગુલામ કે ઘોડા ઉપર આપણી માલકી એ કાલ્પનિક છે; વાસ્તવમાં જોવા જઇએ તો એવી માલકી માનવાથી આપણે દુઃખી જ થઇએ છીએ; કારણ મારા શરીરની માફક મારી સ્ત્રી કે મારો પુત્ર મારી મરજીને આધીન નથી જ રહેવાનો; મારી સાચી માલકી

તો મારા શરીર ઉપર જ છે; તે જ પ્રમાણે પૈસાની માલકી એ પણ સાચી માલકી નથી. એ આત્મવંચના છે અને દુઃખનું મૂળ છે. મારી માલકી તો મારા શરીર ઉપર જ રહે છે, કારણ તે હમેશ મારી મરજીને આધીન રહે છે અને મારી અસ્મિતા સાથે તેને સંબંધ છે. પરંતુ આપણા શરીર સિવાયની વસ્તુને આપણી માલકીની ગણવાની આપણને ટેવ પડી ગઈ છે. તેથી જ આપણને એમ લાગે છે કે આવો ભારે વહેમ આપણને ઉપયોગી થઇ પડશે અને આપણને કશું નુકસાન નહિ કરે. પરંતુ આ વહેમમાંથી કેવાં ભયંકર પરિણામ નીપજે એમ છે એ જાણવા માટે આ વસ્તુનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે.

આપણે સાદામાં સાદો દાખલો લઇએ.

હું મારી જાતને અને બીજા માણસને મારી મિલકત ગણતો હોઉં.

રાંધવું શી રીતે એ જાણવું તો જરૂરી જ છે. હવે બીજાની માલકી ધારણ કરવાના વહેમમાં જો હું ન ફસાયલો હોઉં તો મારી મિલકત એટલે કે મારા શરીરને જ આ કળા હું શીખવું. પરંતુ તેમ કરવાને બદલે હું તો આ કળા મારી કલ્પિત મિલકતને શીખવું છું. પરિણામ એવું આવે કે મારો રસોઇઓ મારૂં કહ્યું ન માને, મને ખુશ કરવા રાજી ન હોય, અથવા મારી પાસેથી નાસી જાય કે મરી જાય, તો મારી જરૂરિયાત પૂરી ન પડે, એટલું જ નહિ પણ રસોઇ કરવાની ટેવ પાડવાની તક પણ હું ગુમાવું. રસોઇઆ સાથે માથાકૂટ કરવામાં ગાળેલો મારો વખત નકામો જાય. રસોઈઆને કેળવવામાં જેટલો વખત ગાળ્યો એટલા વખતમાં

તો હું જાતે જ રસોઇ કરવાનું શીખી લઇ શકું. મકાન, કપડાં, વાસણ, જમીન તથા પૈસાની માલકીની બાબતમાં પણ આ જ વસ્તુ સાચી છે. દરેક કલ્પિત મિલકતથી હાજતો હમેશાં ન સંતોષી શકાય એવું બને છે અને એ હાજતો સંતોષવાનું મારી સાચી, નિર્વિવાદ મિલકત, એવું જે મારું શરીર તેને શીખવવાનું રહી જાય છે. મારી હાજતો પૂરી પાડવાને સારુ જરૂરી જ્ઞાન, જરૂરી આવડત, જરૂરી ટેવો, જરૂરી સંપૂર્ણતા એ મારા શરીરને આપવાનું રહી જાય છે.

આનું પરિણામ હમેશાં એવું આવે છે કે જે કદિ મારી મિલકત છે જ નહિ અને થઇ શકે એમ નથી એની ખાતર મારી જે સાચી મિલકત — મારી જાત — તેની શક્તિ હું ગુમાવી દઉં છું અને ઘણીવાર તો મારું જીવન પણ ખોઇ બેસું છું.

હું મારું પોતાનું ગણીને મારું પુસ્તકાલય રાખું, મારો પોતાનો ઓરડો રાખું, મારાં પોતાનાં કપડાં રાખું, મારે જોઇએ તે ખરીદવા સારુ પૈસા રાખું. આનું પરિણામ એ આવે કે જે કલ્પિત મિલકત છે તેને સાચી ગણવામાં હું સાચી અને કલ્પિત મિલકત વચ્ચેનો ભેદ ભૂલી જાઉં. મારી સાચી મિલકત ઉપર તો મારો અંકુશ હોય છે. તેને આધારે હું કામ કરી શકું છું, તે મને સેવા આપે છે અને હમેશાં મારા કાબુમાં રહે છે, જ્યારે કલ્પિત મિલકત મારી માલકીની હોતી નથી અને થઇ શકતી નથી. હું તેને ગમે તે નામ આપું, પરંતુ તે મારી પ્રવૃત્તિનો વિષય થઇ શકતી નથી.

જ્યાં સુધી આપણે કોઇ શબ્દને ખોટું મહત્ત્વ નથી આપતા ત્યાં સુધી એ શબ્દનો અર્થ સ્પષ્ટ જ હોય છે.

ત્યારે મિલકતનો અર્થ શો ? જે એકલું મારૂં જ હોય, જેનો હું મારી મરજીમાં આવે તે ઉપયોગ કરી શકું, જે કોઇ પણ મારી પાસેથી લઇ શકે નહિ, જે જીંદગીના અંત સુધી મારૂં જ રહે, જેનો હું ઉપયોગ કરી શકું, જેને વધારી શકું અને જેને સુધારી શકું, તે મારી મિલકત.

દરેક માણુસની માલિકીની આવી વસ્તુ તો પોતાની જાત સિવાય બીજી કશી હોઇ જ શકે નહિ.

છતાં માણુસ કલ્પિત મિલકતનો આવો અર્થ કરે છે (જે કરવું અશકય છે,— કલ્પિતને સાચું શી રીતે બનાવી શકાય ?) અને તેને લીધે દુનિયામાં બધા ભયંકર અનર્થ નીપજે છે. મોટા વિગ્રહો, ફાંસીઓ, અદાલતો, જેલો, વૈભવ, વ્યભિચાર, ખૂન અને છેવટે માણુસનો વિનાશ એ બધું આમાંથી નીપજે છે.

ત્યારે દશ બાર માણુસ, જરૂર પડવાને લીધે નહિ, પણ જાતે કામ કરવું જોઇએ એવી ફરજના ભાનથી, હળ ખેડે, લાકડાં કાપે, જોડા સીવે તેથી શું થાય ? આ પ્રમાણે થાય: દશ બાર માણુસ અથવા એક માણુસ પણ વિચારમાં અને વ્યવહારમાં લોકોને સિદ્ધ કરી આપી શકે કે જે ભયંકર દુઃખ લોકો ભોગવી રહ્યા છે તે કાંઇ દૈવાધીન અથવા તો ઇશ્વરેચ્છાની વાત કે કોઇ ઐતિહાસિક જરૂરિયાતની વાત નથી, પરંતુ એક વહેમ છે. અને એ વહેમ પણ બળવાન અને ભયંકર નથી, પરંતુ નબળો અને મહત્ત્વ વિનાનો છે. તેમાંથી છૂટવા માટે અને કરોળિયાની જાળની માફક તેનો નાશ કરવા માટે, પૂતળાંની પૂજા કરવાની માન્યતા જેમ છોડી દઇએ તેમ આ માન્યતા છોડી દેવાની જ જરૂર છે.

જે માણસ "એક આનંદદાયક શરીરધર્મ" પાળવાની ખાતર કામ કરવાનું શરૂ કરે છે એટલે કે કામ કરવાનો કાયદો પાળવાની ખાતર જે મજૂરી કરે છે તે અંગત માલકી, જેમાં પાર વિનાનાં દુઃખ ભરેલાં છે, તેના વહેમમાંથી મુક્ત થઇ જાય છે. પછી પોતાની જાત સિવાયની, લોકોમાં મનાતી બીજી તમામ મિલકતને ટકાવવા માટે અસ્તિત્વ ધરાવતી દુનિયાની બધી સંસ્થાઓ તેને નકામી લાગશે; એટલું જ નહિ પણ ગભરાવી નાંખનારી જણાશે. અને સહુને સ્પષ્ટ જણાશે કે આ સંસ્થાઓ જીવનને માટે આવશ્યક નથી, પરંતુ નુકસાનકારક, કાલ્પનિક અને ખોટી છે.

જે માણસ મજૂરીને દુઃખ નહિ પણ આનંદ માને છે તેને પોતાના શરીર સિવાયની બીજી તમામ મિલકત એટલે કે બીજાની મજરીનો લાભ લેવાની શક્યતા અથવા હક નકામાં લાગશે, એટલું જ નહિ પણ ગભરાવી નાંખનારાં જણાશે.

જો મને મારૂં ખાવાનું બનાવી લેવાની ટેવ હોય અને શોખ હોય તો બીજો માણસ તે મારે માટે બનાવી આપે તેથી તે મારૂં રોજનું કામ મારી પાસેથી ખૂંચવી લે અને જેટલો સંતોષ હું જાતે રસોઇ કરૂં તેથી મને થતો હોય તેટલો બીજાના કામથી ન થાય. વળી આવા માણસને માટે આવી કલ્પિત મિલકતની પ્રાપ્તિ એ નકામી ચીજ છે. જે માણસ મજૂરીને જ જીવન માને છે તે તો પોતાનું જીવન તે વડે જ ભરી દે છે. અને તેને બીજાની મજૂરીની જરૂર ઓછી ને ઓછી પડતી જાય છે. એટલે કે નવરાશનો વખત

વીતાડવા માટે, જીંદગીના મોજશોખ અને શણગાર માટે મિલકતની જરૂર તેને ઓછી ને ઓછી પડે છે.

માણસ પોતાનું જીવન જો મજૂરીથી ભરી નાંખે તો તેને પછી મોટાં દીવાનખાનાંની જરૂર નથી પડતી, ફર્નિચરની જરૂર નથી પડતી, વિવિધ અને સુંદર પોશાકની જરૂર નથી પડતી. તેને કીમતી ખોરાક ઓછા જોઇએ છે, વાહનનો ઉપયોગ નથી રહેતો, તેમ મનનો કંટાળો દૂર કરવા વિનોદની જરૂર નથી પડતી.

આ બધા ઉપરાંત તો જે માણસ મજૂરીને જ જીવનનું કાર્ય અને જીવનનો આનંદ માને છે તે પોતાની મજૂરીનો ભાર હળવો કરવા બીજાની મજૂરીની મદદ ઇચ્છશે જ નહિ.

જે માણસ જીવનને કામ જ માને છે, તે તો એવો જ ઉદ્દેશ રાખવાનો કે જેમ જેમ કામ કરવાની પોતાની આવડત અને શક્તિ વધતી જાય તથા જેમ જેમ સહનશક્તિ કેળવાતી જાય તેમ તેમ પોતાનું આખું જીવન કામથી વધુ ને વધુ ભરાતું જાય.

જે માણસ મજૂરીને એટલે કે કર્મને જ પોતાનો અધિકાર માને છે, તેને જ મનુષ્ય જીવનનું રહસ્ય સમજે છે, ફળને વિષે નિઃસ્પૃહ રહે છે, મિલકત પ્રાપ્ત કરવામાં કે બીજાની મજૂરીનો લાભ લેવામાં જે માનતો નથી, તેને તો મજૂરીનાં સાધનોનો પ્રશ્ન પણ બાધા કરતો નથી.

જોકે આવો માણસ હમેશાં સહુથી વધારે ઉત્પાદક સાધનો પસંદ કરે ખરો, છતાં ઓછામાં ઓછાં ઉત્પાદક ઓજારોથી કામ કરવાનો તેને પ્રસંગ આવે તોપણ તેને તો એટલો જ સંતોષ રહેશે.

તેને જો વરાળથી ચાલતું હળ મળશે તો તે વડે તે કામ કરશે; એવું હળ નહિ મળે તો ઘોડાના હળથી તે ખેડશે; તેય નહિ મળે તો લાકડાનું હળ વાપરશે; અને તેય નહિ હોય તો કોદાળી લઇને ખોદશે. ગમે તે સ્થિતિમાં તે તો લોકોને ઉપયોગી એવા કામમાં જીવન ગાળવાનો પોતાનો ઉદ્દેશ પાર પાડશે જ. અને તેમાંથી એને સંપૂર્ણ સંતોષ મળશે. આવા માણસની બાહ્ય તથા આંતરિક સ્થિતિ, જે માણસ ધન સંપાદન કરવા પાછળ જીવન ગાળે છે તેના કરતાં તો સુખી જ રહેશે.

બાહ્ય દૃષ્ટિએ જોતાં આવો માણસ કદિ તંગીમાં રહેશે નહિ. કારણ તેની કામ કરવાની ઇચ્છા જોઇને, તેની મજૂરી વધારેમાં વધારે ઉત્પાદક થાય તેવો જ પ્રયત્ન લોકો કરશે અને તે વધારેમાં વધારે ઉત્પાદક થાય તે માટે તેના ગુજરાનની પણ બરોબર જોગવાઇ કરશે. જે માણસ ધન સંપાદન કરવા પ્રયત્ન કરે છે તેની બાબતમાં સમાજ આવી જોગવાઈ કરવાની કાળજી રાખતો નથી. અને માણસની સ્થૂળ જરૂરિયાતો પૂરી પડે એ જ માણસને જોઇએ છે.

આંતરિક દૃષ્ટિએ જે માણસ ધન સંપાદન કરવા પ્રયત્ન કરે તેના કરતાં આવો માણસ હમેશાં સુખી થશે. કારણ ધન સંપાદન કરવા ઇચ્છનારને પોતે ધારે તેટલું હમેશાં મળતું નથી, ત્યારે મજૂરી કરનારને તો પોતાની શક્તિ પ્રમાણે મળી જ રહે છે. કહેવત છે કે નિર્બળ, ઘરડો અથવા માંદો માણસ હાથમાં પાવડો લઇને ઉભો રહેશે તો તેને પણ સંપૂર્ણ સંતોષ મળશે અને લોકોનો પ્રેમ અને સહાનુભૂતિ તે પ્રાપ્ત કરશે.

એટલે સીગારેટ ફૂંકવાને બદલે, પાનાં રમવાને બદલે અથવા આમતેમ મુસાફરી કરવાને બદલે અને જ્યાં જાય ત્યાં પોતાની સાથે દિવસના દશ કલાક તો પોતાનો કંટાળો — જે દરેક માનસિક કામ કરનારને મફત મળી શકે છે — તે લઈને ફરવાને બદલે, થોડા તરંગી અને વિચિત્ર ગણાતા માણસો હળ ખેડે, જોડા સીવે અથવા એવું બીજું કામ કરે તો ઉપર જણાવ્યું તેવું પરિણામ આવે.

આ પ્રમાણે થાય તો પરિણામ એ આવે કે આ તરંગી માણસો દુનિયાને વાસ્તવમાં એવું બતાવી શકે કે કલ્પિત મિલકત, જે પોતાના તથા બીજાના દુઃખનું કારણ થઈ પડે છે તે સુખને માટે બિનજરૂરી અને અગવડભરેલી વસ્તુ છે. તે કેવળ એક વહેમ છે. દરેક માણસની સાચી મિલકત તો તેના હાથ, પગ અને માથું જ છે અને તેનો વધારેમાં વધારે અને આનંદ સાથે ઉપયોગ કરવો હોય તો પોતાના શરીર સિવાયની બહારની કોઈ પણ વસ્તુ ઉપર પોતાની માલિકી છે એ ખોટો ખ્યાલ દૂર કરવો જોઈએ. આવા માણસો એ બતાવી શકશે કે કલ્પિત મિલકતમાં માનવાનું માણસ છોડી દે એટલે પોતાની સાચી મિલકત — પોતાનું શરીર, પોતાની આવડત — તેનો ઉપયોગ કરવા માંડે, તો તે સોગણું કામ આપી શકે અને જેની કલ્પના પણ નથી આવી શકતી એટલો આનંદ આપી શકે. આવા માણસો એવા ઉપયોગી, બળવાન અને ભલા થાય કે જ્યાં તેમને ફેંકવામાં આવે ત્યાં તેઓ પોતાના પગ ઉપર ઉભા રહી શકે, જ્યાં જાય ત્યાં સહુના ભાઈ જેવા બની રહે, બધે જ લોકો તેમને ઓળખી જાય, તેમની માગણી કરે અને તેમને ચહાય.

આવા દશ બાર અથવા એક પણ તરંગી માણસને જોઇને, માલિકીના વહેમને લીધે લોકો જે ભયંકર બંધમાં સપડાયા છે તેમાંથી, તથા જે દશામાં દુઃખથી પીડાતા તથા તેમાંથી બહાર નીકળવાનો રસ્તો દેખી નહિ શકવાથી બૂમો પાડતા પડ્યા છે તેમાંથી મુક્ત થવા માટે જે કરવાની જરૂર છે તે કરવાનું લોકોને સમજાશે.

પરંતુ આખો સમુદાય પોતાના મતથી વિરુદ્ધ પડ્યો હોય ત્યાં એક માણસ શું કરી શકે ?

જે માણસ આવી દલીલનો ઉપયોગ કરે છે તેના અન્યાયીપણા કરતાં વિશેષ ભારે અન્યાયીપણાની કલ્પના કરવી મુશ્કેલ છે.

ખલાસીઓ હોડીને સામે પ્રવાહે ખેંચે છે. એમાંથી કોઇ એવો મૂર્ખ ખલાસી મળી શકે ખરો જે એવું માને કે પોતે એકલો તો નદીના સામા પ્રવાહમાં હોડીને ખેંચી શકે એમ નથી, માટે બધાની સાથે પણ હોડી ખેંચવી નહિ ?

પશુઓને પણ સામાન્ય એવા ખાવાના તથા ઊંઘવાના કાર્ય ઉપરાંત, માણસને કાંઇક વિશેષ ફરજ રહેલી છે એવું જે સમજે છે તે તો પોતાને ખભે હોડી ખેંચવાનું દોરડું લઇને ચાલતા ખલાસીની માફક, પોતાની ફરજ શેમાં રહેલી છે તે સમજે જ છે. દોરડું ખેંચનાર ખલાસી એટલું સમજે છે કે પોતાને યથાશક્તિ દોરડું ખેંચવાનું છે અને અમુક દિશામાં ચાલવાનું છે. તેને બીજી કોઇ બાબતનો વિચાર કરવાનો હોય તો દોરડું પોતાને ખભેથી ઉતાર્યા પછી જ તે કરશે. ખલાસીને વિષે અથવા એકઠા મળીને કામ

કરનાર બીજા કોઇ પણ માણસને વિષે જે સાચું છે તે જ આખા માનવસમાજના કામને વિષે પણ સાચું છે. દરેક માણસ પોતાના એકલાથી નહિ થઈ શકે એમ કહીને દોરડું ફેંકી દે એ બરાબર નથી. મુખીના હુકમ પ્રમાણે સહુ એક જ દિશામાં અને પ્રવાહની સામે ખેંચે. બધાએ એક જ દિશામાં ખેંચવું જોઇએ તેવી બુદ્ધિ સહુને હોય છે. આપણી આસપાસના દરેક મનુષ્યના જીવનમાં, દરેક મનુષ્યના અંતરમાં તથા આજ સુધીમાં વ્યક્ત થએલા તમામ જ્ઞાનમાં આ દિશા એટલી ચોક્કસ અને સ્પષ્ટ રીતે નક્કી થએલી છે કે જે કામ કરવા જ ન ઇચ્છતો હોય તે જ કહી શકે કે હું એ દિશા જોઈ શકતો નથી.

ત્યારે આમાંથી શું થઇ શકે? એટલું બને કે એક અથવા બે માણસ ખેંચવા માંડે. તેમને જોઇને ત્રીજો માણસ તેમાં જોડાય. એમ કરતાં કરતાં બધા સારા માણસો તેમાં જોડાય, અને તે વસ્તુ એટલે સુધી આગળ વધે કે શું થાય છે અને શા હેતુથી થાય છે એ ન સમજી શકતા હોય એવા લોકો પણ તેમ કરવા પ્રેરાય.

ઇશ્વરી નિયમનું પાલન કરવાની ખાતર જે લોકો જ્ઞાનપૂર્વક કામ કરે છે તેમની સાથે પ્રથમ તો અર્ધાંપર્ધાં અને કાચી શ્રદ્ધાથી એવું માનનારા જોડાય છે. પછી કેવળ આગેવાનો ઉપર શ્રદ્ધા રાખીને આ વસ્તુમાં માનનારા સંખ્યાબંધ લોકો તેમાં જોડાય છે. છેવટે મોટો ભાગ પોતે જ એ વસ્તુમાં માનતો થઇ જાય છે અને સહુ પોતાની પાયમાલી થતી અટકાવે છે તથા સુખ પ્રાપ્ત કરે છે. એ ત્યારે બને (અને થોડા વખતમાં એમ બનવાનું જ છે) કે જ્યારે

આપણા વર્ગના લોકો અને તેમની પાછળ મજૂરી કરનારા વર્ગનો મોટો ભાગ પોતે વાપરેલું જાજરૂ આજે બીજા લોકો પાસે સાફ કરાવવામાં શરમ નથી માનતા, તેને બદલે જાતે જ સાફ કરવામાં શરમ ન માનતા થઇ જાય; બીજા લોકો ઉઘાડા પગે ફરતા હોય તેમની આગળ છેક ઢીંચણ સુધીના બુટ પહેરીને ફરવામાં આજે લોકો શરમ નથી માનતા તેને બદલે પોતાને હાથે સીવેલા જોડા પહેરીને બીજાને ઘેર જવામાં શરમ ન માનતા થઇ જાય; પોતાની ખાવાની રોટલી કેવી રીતે બનાવવી એ ન આવડવામાં આજે લોકો શરમ નથી માનતા, તેને બદલે ફ્રેન્ચ ભાષા ન આવડે અથવા છેલ્લામાં છેલ્લા સમાચાર પોતે ન જાણતા હોય તેમાં શરમ ન માનતા થઇ જાય; પોતાની આળસના દૃષ્ટાંતરૂપ સાફ કપડાં પહેરવામાં આજે લોકો શરમ નથી માનતા, તેને બદલે ધૂળીવાળાં અને સ્વચ્છ કપડાં ન પહેરેલાં હોય તેથી શરમ ન માનતા થઇ જાય; હાથે આંટણુ ન હોય તેમાં આજે લોકો શરમ નથી માનતા, તેને બદલે હાથ ખરડેલા હોવામાં શરમ ન માનતા થઇ જાય.

લોકમત ખૂબ કેળવાય અને તે જ આવી માગણી કરે ત્યારે આ બધું બને. અને લોકમત તો માગણી ત્યારે જ કરે જ્યારે લોકોના મનમાંથી સત્યને છુપાવી રાખનારા ભ્રમોનો નાશ થઇ જાય. આ બાબતમાં મારી સાંભરણમાં જ ભારે ફેરફારો થઈ ગયા છે. આ ફેરફારો થયા છે તેનું કારણ એટલું જ છે કે લોકમતમાં ફેરફાર થયો છે. કોઇ શ્રીમંત માણસ ચાર ઘોડાની બગી વિના અને પાછળ બે ચોપદારો રાખ્યા વિના નીકળે તથા પોતાને નવરાવવા અને કપડાં

પહેરાવવા ખાસ માણસ ન રાખે અથવા પોતાનાં વાસણ પકડી રાખવા માણસ ન રાખે તો શરમભરેલું ગણાતું. આજે કપડાં જાતે જ ન પહેરી લે તથા ગાડીની પાછળ ચોપદારો રાખે એ શરમભરેલું ગણાય છે. આ બધા ફેરફાર લોકમતથી થએલા છે.

લોકમતમાં જે ફેરફાર થાય છે તે આપણે ચોખ્ખા જોઇ નથી શકતા ? પચીસ વરસ ઉપર ગુલામને સીધો મારી નાંખવામાં આવે તેનો પણ બચાવ કરવાનું પાપ આપણે કરતા. એ પાપે જ શું સ્તુત્ય ગણવું અને શું નિંદ્ય ગણવું એ બાબતના લોકમતમાં ફેરફાર કરાવ્યો અને જીવનમાં પણ ફેરફાર થયો. તે જ પ્રમાણે પૈસો માણસ ઉપર જે સત્તા ધરાવે છે તેનો બચાવ કરવા રૂપી પાપનો પણ નાશ થવો જોઇએ. પછી શું સ્તુત્ય ગણવું અને શું નિંદ્ય ગણવું એ બાબતમાં લોકમત બદલાશે અને જીવનમાં પણ તે પ્રમાણે ફેરફાર થશે.

ધનસત્તાનો બચાવ કરવા રૂપી પાપનો નાશ તથા તે સંબંધમાં લોકમતમાં ફેરફાર બહુ ત્વરાથી થઇ રહ્યો છે. હવે આ પાપ ઉઘાડું પડયું છે અને સત્યને ભાગ્યે જ ઢાંકી શકે છે. લોકમતમાં ફેરફાર થવો જ જોઇએ, એટલું જ નહિ પણ થવા માંડયો છે. જોકે હજી તે વિષે અજાણ બહુ છે અને તેને કંઇ નામ મળ્યું નથી. આપણે જરા બારીકાઇથી નિરીક્ષણ કરીએ તો એ જાણી શકાય એમ છે. આજકાલનો સહેજ પણ ભણેલો માણસ, દુનિયા વિષે પોતે જે ખ્યાલો ધરાવે છે તેમાંથી શું પરિણામ નીપજે તેનો વિચાર કરે, તો તેને તરત ખાતરી થશે કે શું સારૂં અને શું ખોટું, શું સ્તુત્ય

અને શું નિંદ્ય એ સંબંધી જે આપથી જડતાને લીધે પોતાનો જીવનક્રમ તે નક્કી કરે છે તે વિશ્વક્રમથી એકદમ વિરોધી છે.

આપણા જમાનાનો કોઇ માણસ જડતાને લીધે અમુક જ ઢબે ચાલતી પોતાની રહેણીકરણીનો ત્યાગ કરીને, એક બાજુથી તેને નિહાળે, અને સમસ્ત વિશ્વક્રમની કસોટીએ તેની કિંમત આંકે, તો વિશ્વક્રમની જે કલ્પના તેણે બાંધી છે અને જે અનુસાર પોતાનું આખું જીવન તેણે ઘડયું છે તેના વિચારથી તે ભયભીત થઇ જશે.

શ્રીમંત વર્ગના કોઇ પણ જાતના વિચારો ધરાવતા એક યુવાનનો આપણે દાખલો લઇએ. ( યુવાનોમાં જીવનનો ઉત્સાહ વધારે હોય છે અને આત્મ-ભાન ઝાંખું હોય છે ). દરેક સારો યુવાન, વૃદ્ધને, બાળકને કે સ્ત્રીને મદદ ન કરવી એ શરમભરેલું ગણશે. કોઇ સામુદાયિક કામ હોય તેમાં બીજા માણસની જીંદગી અથવા તન્દુરસ્તી જોખમમાં નાંખવાનું અને પોતે તેમાંથી છટકી જવાનું તે શરમભરેલું ગણશે. તોફાનને વખતે વૃદ્ધ યા તો જુવાન સ્ત્રીઓને તંબુના છેડા પકડીને ઉભા રહેવાનું કહીને અંદર બેઠા બેઠા મોજ ઉડાવવાનું હરકોઇ માણસ શરમભરેલું અને રાક્ષસી ગણશે. નબળા માણસ પાસે પોતાનું કામ કરાવવું એને દરેક માણસ શરમભરેલું ગણે છે. ભયને પ્રસંગે, દાખલા તરીકે વહાણમાં આગ લાગી હોય તેવે સમયે, મજબૂત માણસ નબળાને ધકેલી પાડે અને તેમને ભયમાં રાખી પોતે જીંદગી બચાવનારી હોડીમાં પહેલો ચઢી જાય અથવા એવું કાંઇ કરે, તે તો તેથીયે વધારે શરમભરેલું ગણાશે. આ બધું શરમભરેલું ગણાય છે અને ખાસ પ્રસંગ આવ્યે એવું શરમભરેલું કામ

કોઇ કરતું નથી. પરંતુ રોજના જીવનમાં આવાં કામો અથવાં આથીયે વધારે ખરાબ કામો આપણાં પાપથી ઢંકાયલાં રહે છે અને તે આપણે કર્યાં કરીએ છીએ.

માણસે થોભીને કાંઇક શાંતિથી આવી બાબતોનો વિચાર કરવો ઘટે છે. આપણે કેટલાં પાપ કરીએ છીએ તે વિચારથી આપણને કમકમાં આવશે.

કોઈ જુવાન માણસ દરરોજ નવું ખમીસ બદલે છે. આ ખમીસને નદી ઉપર કોણ ધુએ છે? એક સ્ત્રી ધુએ છે. ગમે તેવી દશામાં તે બિચારી હોય, પેલા જુવાનની મા કે દાદી થવા જેટલી ઉમ્મરની હોય અને ઘણીવાર તો તે માંદી પણ હોય. આ જુવાન માણસે પોતાને કેવો કહેવો? ખમીસ તો જોઇએ તેવું ચોખ્ખું હોય છે, કેવળ પોતાના તરંગની ખાતર એને તે બદલે છે અને પોતાની મા થવા જેવી મોટી ઉમ્મરની સ્ત્રીને તે ધોવા આપે છે.

એક જુવાન માણસ શોખની ખાતર ઘોડા રાખે છે. પોતાનો બાપ અથવા દાદો થવાને લાયક હોય એવા માણસ પાસે જીંદગીને જોખમે તે ઘોડાઓને પલોટાવે છે. પછી જ્યારે કાંઇ ભય જેવું ન રહે ત્યારે પેલા ભાઇ ઘોડા ઉપર સવારી કરે છે. જે જુવાન માણસ જોખમનું કામ બીજા પાસે કરાવે અને પછી બીજાએ જોખમ ખેડીને કરેલી મજૂરીનો મોજથી ઉપભોગ કરે તેને વિષે શું કહેવું?

પરંતુ શ્રીમંત લોકોનું તો આખું જીવન આવાં કેટલાંય કૃત્યોથી ભરેલું હોય છે. ઘરડાં, બાળકો તથા સ્ત્રીઓની અસહ્ય મજૂરી, બીજાઓએ પોતાની જીંદગીને જોખમે કરેલાં કામો, — અને તે આપણે બીજું કાંઇ કામ કરી શકીએ એટલા

માટે નહિ, પણ વિલાસ ભોગવી શકીએ તેટલા માટે — એ બધાથી આપણું આખું જીવન ભરેલું છે. આપણે માટે માછલાં પકડવા માછી ડૂબી મરે છે. ધોબણોને શરદી થાય છે અને તેઓ મરી જાય છે. લુહારો કામ કરીકરીને આંધળા થાય છે. મિલમાં કામ કરીકરીને માણસો માંદા પડી જાય છે અને સંચાથી તવાઇ જાય છે. લાકડાં કાપનારા કેટલીકવાર ઝાડ નીચે છૂંદાઇ જાય છે. છાપરું છાનારા છાપરેથી પડીને મરી જાય છે. દરજણોને ક્ષયરોગ લાગુ પડે છે. બધી જ મજૂરીમાં તંદુરસ્તીને નુકસાન અને જીંદગીને જોખમ હોય છે જ. આ વસ્તુને છુપાવવી અથવા ન જોવી એ અશક્ય છે. આ સ્થિતિમાંથી છુટવાનો એક જ ઉપાય છે. વિશ્વક્રમની આપણી પોતાની જ કલ્પના અનુસાર જે માણસ જીંદગી માટેની મજૂરી અને જોખમ બીજાને શિર ઓઢાડે છે, તેને આપણે નામર્દ અને પતિત માનીએ છીએ. એવા નામર્દ અને પતિત આપણે ન બનવું હોય તો જીંદગીને માટે અતિશય આવશ્યક હોય તેટલું જ બીજા પાસેથી લેવું અને જીંદગીને જોખમે, જીંદગીનો નાશ થઇ જાય ત્યાં સુધી પોતે ખરી મજૂરી કરવી.

એવો સમય તુરત આવશે, અથવા આવી લાગ્યો છે, જ્યારે નોકરોનું પીરસેલું, અનેક વાનીઓવાળું ભોજન ખાવું એ નીચું અને શરમભરેલું ગણાશે; એટલું જ નહિ પણ પોતે જાતે જ રાંધેલું ન હોય તે ખાવું પણ શરમભરેલું ગણાશે; જ્યારે ગાડી ઝડપથી દોડાવવી અથવા પગ હોય ત્યાં સુધી ભાડાની ગાડીમાં બેસવું એ શરમભરેલું ગણાશે; રજા સિવાયના દિવસે એવાં સારાં કપડાં, હાથનાં મોજાં તથા બુટ

પહેરીને ફરવું જેને લીધે કામ ન કરી શકાય એ શરમભરેલું ગણાશે; જ્યારે લોકોને રોટલી ને દૂધ નથી મળી શકતાં ત્યારે કૂતરાંને રોટલી ને દૂધ આપવાં એ શરમભરેલું ગણાશે; જ્યારે અમુક લોકોને દીવા અને બળતણ ન મળતું હોય ત્યારે બીજા લોકોએ કામ ન કરવાનું હોય ત્યારે પણ દીવા અને મીણબત્તીઓ બાળવી, તથા રાંધવા સિવાયના કામ માટે ચૂલો બાળ્યાં કરવો એ શરમભરેલું ગણાશે. આપણે આ વિચાર ઉપર બહુ ઝપાટાથી આવતા જઈએ છીએ. આ નવા જીવનને કિનારે આપણે ઉભા છીએ અને એ જીવનની સ્થાપના કરવી એ લોકમત કેળવાવા ઉપર આધાર રાખે છે. આવા પ્રકારના જીવનને પસંદ કરનારો લોકમત સ્થપાતો જાય છે.

લોકમત સ્ત્રીઓ બાંધે છે. ખાસ કરીને આપણા જમાનામાં અબળાઓનું બળ વધારે છે.

## ૪૦

**આ**ઇબલમાં કહ્યું છે કેઃ પુરુષનો ધર્મ શારીરિક શ્રમ કરવાનો છે, અને સ્ત્રીનો ધર્મ જનનકાર્ય કરવાનો છે. જોકે આપણા વિજ્ઞાનને લીધે એ ધર્મોને આપણે વિસારી દીધા છે છતાં પુરુષ અને સ્ત્રી બન્નેના આ ધર્મો તો બદલાયા વિના રહ્યા છે જ; જેવી રીતે પિત્તાશય તેની પોતાની જગાએ જ રહે છે, ત્યાંથી જરા પણ આઘુંપાછું કરવામાં આવે તો મોતની જ સજા થાય, તેવી રીતે.

આમાં ફેર માત્ર એટલો હોય છે કે પુરુષ જો પોતાનો ધર્મ ત્યજે તો તેને નજીકના ભવિષ્યમાં જ મોતની સજા થાય છે, ત્યારે સ્ત્રી જો પોતાનો ધર્મ ત્યજે તો સજા કાંઈક મોડી થાય છે. બધા પુરુષો સાથેલાગા પોતાના ધર્મનો ત્યાગ કરે તો દુનિયાનો એકદમ વિનાશ થઇ જાય. બધી સ્ત્રીઓ સાથે લાગી પોતાના ધર્મનો ત્યાગ કરે તો આવતી પેઢીનો વિનાશ થઇ જાય. થોડા પુરુષો અને થોડી સ્ત્રીઓ પોતપોતાના ધર્મનો ત્યાગ કરે તો આખી માનવજાતિનો

વિનાશ ન થાય, પણ જે લોકો પોતાના સ્વાભાવિક ધર્મનો ત્યાગ કરે તેમનો જ નાશ થાય.

જે વર્ગના લોકો બીજા ઉપર બળાત્કાર કરી શકે એમ હતું તે વર્ગના પુરુષોએ તો પોતાના ધર્મનો ત્યાગ ક્યારનો કરી દીધો હતો. પછી એનો ચેપ બધે પ્રસર્યો. તે વધતો વધતો આપણા જમાનામાં તો ગાંડપણની હદ સુધી પહોંચી ગયો. આ ધર્મના ત્યાગમાંથી નામદાર શાહજાદા બ્લોખિન જેવા એવી કલ્પના રચે છે અને આખો સુધરેલો સમાજ એ કલ્પનાને અપનાવે છે કે યંત્રો બધું કામ કરશે અને માણસો તો સ્નાયુનાં પોટલાંનો ઉપભોગ કર્યાં કરશે.

સ્ત્રીઓએ પોતાના ધર્મનો ત્યાગ બહુ ઓછો કર્યો હતો. વેશ્યાવૃત્તિ તથા ગર્ભાશયનો નાશ કરવાના ગુન્હાનું સ્વરૂપ કોઇ કોઇ વાર તેણે લીધેલું ખરૂં. પરંતુ શ્રીમંત વર્ગના પુરુષો જોકે પોતાના ધર્મનું પાલન નથી કરતા, છતાં સ્ત્રીઓ તો તેમના ધર્મને વળગી જ રહેલી છે. તેથી સ્ત્રીઓ આજે વિશેષ બળવાન છે. જે પુરુષોએ પોતાનો ધર્મ ત્યજ્યો છે અને ધર્મ ત્યજવાથી જેમની બુદ્ધિનો વિનાશ થયો છે એવા પુરુષો ઉપર તેઓ સત્તા ચલાવે છે, સત્તા ચલાવવી જોઇએ જ.

સામાન્ય રીતે એવું કહેવામાં આવે છે કે સુધારાનાં બધાં સાધનોનો ઉપયોગ કરવાથી સ્ત્રી (પેરીસની સ્ત્રી, સાધારણ રીતે બાળક વિનાની) એટલી બધી મોહક બની ગઇ છે કે પુરુષો તેના સૌન્દર્યમાં લુબ્ધ થઇ ગયા છે. આ કેવળ અસત્ય છે, હકીકતથી ઉલટું છે. બાળક વિનાની સ્ત્રીમાં પુરુષ લુબ્ધ થયો જ નથી. પુરુષે પોતાનો ધર્મ ન પાળવા

છતાં જે માતાએ પોતાનો ધર્મ પાળેલો છે તેણે પુરુષને વશ કર્યો છે.

પરંતુ જે સ્ત્રી કૃત્રિમ રીતે વન્ધ્ય થાય છે, અને જે પોતાના નિતમ્બ તથા સ્તન વડે પુરુષોને મોહ પમાડે છે તે સ્ત્રી કાંઇ પુરુષ ઉપર સત્તા ચલાવતી નથી. એ સ્ત્રી તો પુરુષની સાથે ભ્રષ્ટ થાય છે, વ્યભિચારી પુરુષની પાયરીએ તે ઉતરે છે અને પુરુષની માફક જ પોતાના ધર્મનો ત્યાગ કરીને પોતાનું જીવન ધૂળ મેળવે છે.

આ ભૂલમાંથી, જેને સ્ત્રીઓના હક કહેવામાં આવે છે તે અદ્ભુત મૂર્ખાઇ નીપજવા પામી છે.

સ્ત્રીઓના હકની દલીલ સૂત્રરૂપે મૂકીએ તો આટલામાં સમાઇ જાય છે. સ્ત્રી કહે છેઃ 'હે પુરુષો, શ્રમ કરવાનો તમારો ધર્મ તમે ત્યજી દીધો છે અને તમે એમ ઇચ્છો છો કે બધા કામની ધૂંસરી અમે જ ઉઠાવીએ. જો એમ જ હોય તો તમે બૅન્કોમાં, દેવળોમાં, વિદ્યાપીઠોમાં, પુસ્તકાલયોમાં અને એવી સંસ્થાઓમાં કામ કરવાનો ઢોંગ કરો છો તેવો ઢોંગ કરતાં અમને પણ આવડે છે. શ્રમવિભાગના સિદ્ધાંતનો આશ્રય લઇને બીજાઓની મજૂરીનો ઉપયોગ કરતાં તથા અમારા તરંગ પ્રમાણે મોજ કરતાં અમને પણ આવડે છે.'

આમ સ્ત્રીઓ કહે છે અને કામ કરવાનો ઢોંગ કરતાં પુરુષો કરતાં સારું નહિ તો પુરુષોના જેટલું તો તેમને આવડે જ છે એવું તેઓ બતાવે છે.

જે સમાજમાં પુરુષોએ શ્રમ કરવાનો ધર્મ ત્યજી દીધો છે તે સમાજમાં જ બહુ ચર્ચાતો સ્ત્રીઓનો પ્રશ્ન ઉભો થયો છે.

આપણે ફક્ત શ્રમ કરવા માંડીએ તો આ પ્રશ્ન રહે જ નહિ.

સ્ત્રીની પાસે તેનું પોતાનું નિર્વિવાદ અને અનિવાર્ય કામ પડેલું છે. શ્રીમંત વર્ગના પુરુષોની માફક ખોટું, વધારાનું કામ માગવાની તેમને ફુરસદ જ નથી. સાચા મજૂરની કોઇ સ્ત્રી ખેતર ઉપરની અથવા ખાણમાંની પુરુષની મજૂરીમાં સરખો ભાગ માગતી નથી. શ્રીમંત વર્ગના પુરુષો જે કલ્પિત શ્રમ કરે છે તેમાં જ તેઓ પોતાનો હિસ્સો માગે છે.

આપણા વર્ગની સ્ત્રીઓ પુરુષો કરતાં બળવાન રહી છે, આજે પણ બળવાન છે. તેનું કારણ તેની મોહકતા અથવા પુરુષોની માફક કામ કરવાનો ઢોંગ કરવાની તેમની ચાલાકી એ નથી, તેનું કારણ તો એ છે કે તેણે પોતાનો ધર્મ ત્યજ્યો નથી. તે તો પોતાની જીંદગીને જોખમે, પોતાનું શરીર ઘોવાઈ જવા દઇને સાચો શ્રમ ઉઠાવે છે, કષ્ટ વેઠે છે. કોઇ પણ પ્રકારના શ્રમમાંથી શ્રીમંત વર્ગના પુરુષો છટકી જાય છે.

પરંતુ મારી સાંભરણમાં જ સ્ત્રીઓએ પણ પોતાનો ધર્મ છોડી દેવાનું શરૂ કર્યું છે. એટલે એમની પડતી શરૂ થઇ છે. મારી સાંભરણમાં જ એ વસ્તુ વધતી જાય છે.

ધર્મભ્રષ્ટ થઇને સ્ત્રી એવું માનવા લાગી છે કે તેનું બળ તેના શરીરસૌન્દર્યની મોહકતામાં અથવા માનસિક શ્રમ કરવાનો ઢોંગ કરવાની ચાલાકીમાં રહેલું છે.

આ બન્ને બાબતમાં છોકરાં વિઘ્નરૂપ નીવડે છે. એટલે મારી સાંભરણમાં જ વિજ્ઞાનની મદદ વડે (કોઇ પણ ઘૃણાપાત્ર કાર્ય કરવા વિજ્ઞાન તો તૈયાર જ છે) શ્રીમંત વર્ગમાં

ગર્ભાશયનો નાશ કરવાના ડઝનબંધ ઉપાયો પ્રચારમાં આવ્યા છે અને પ્રજોત્પત્તિ અટકાવવાનાં સાધનો એ તો રોજના શરીરસંસ્કારનો એક ભાગ થઇ પડયાં છે. એટલે શ્રીમંત વર્ગની માતાઓ પોતાના હાથમાં આજ સુધી જે સત્તા હતી તે ખોવા બેઠી છે અને રસ્તા ઉપર રખડતી સ્ત્રીઓની હારમાં આવવા માંડી છે.

આ અનિષ્ટ બહુ જ પ્રચાર પામ્યું છે અને દહાડે દિવસે વધતું જાય છે. જોતજોતામાં શ્રીમંત વર્ગની બધી સ્ત્રીઓમાં તે દાખલ થઇ જશે એમ લાગે છે. પછી પુરુષોના જેવી જ તેમની દશા પણ થશે અને જીવનનો સાચો અર્થ તેઓ ભૂલી જશે. પછી તેમને માટે કશો તરણોપાય રહેશે નહિ. પણ હજી એ સમય આવવાને વાર છે.

હજી સ્ત્રીઓ વિશેષ સંખ્યામાં પોતાના પુરુષો કરતાં ધર્મનું પાલન કરે છે. હજી અક્કલવાળી સ્ત્રીઓ ઘણી છે. એટલે આપણા સમાજની સ્ત્રીઓના હાથમાં ઉદ્ધારની આશા છે.

આ સ્ત્રીઓ પોતાનું મહત્ત્વ અને પોતાનું બળ કેટલું છે એ સમજે અને તેનો ઉપયોગ પોતાના પતિઓને, ભાઇઓને અને બાળકોને બચાવવામાં કરે તો કલ્યાણ થઇ જાય.

શ્રીમંત વર્ગની સ્ત્રીઓ અને માતાઓ! આપણા વર્ગના લોકો જે દુઃખો સહન કરી રહ્યા છે તેમાંથી તેમને ઉગારી લેવાનું તમારા હાથમાં છે. જે સ્ત્રીઓ પોતાની કમર પાતળી દેખાડવામાં, ચણિયામાં ડુચા ભરીને નિતમ્બ ઉઠાવદાર દેખાડવામાં તથા વાળ સરખા ને સરખા રાખવામાં જ રોકાયલી

રહે છે; પુરુષોને શી રીતે મોહ પમાડવો તેનું જ ચિંતન કર્યાં કરે છે તથા કોઇવાર અનિચ્છાએ, અજાણતાં છોકરૂં થઇ જાય તો દુઃખી થઇ જાય છે અને ધાવને તે સોંપી દે છે, અથવા જે સ્ત્રીઓ સર્વ પ્રકારની સભાઓમાં જાય છે અને કળા તથા વિજ્ઞાનની મોટી મોટી વાતો કરે છે તથા લાગણીઓની જડતા જેને તેઓ વિકાસ કહે છે તેમાં વિઘ્નરૂપ થતાં છોકરાં જણવાના કાર્યમાંથી મુક્ત રહેવાનો પ્રયત્ન કરે છે, તે સ્ત્રીઓના હાથમાં એ સત્તા નથી. હે સ્ત્રીઓ અને માતાઓ! તમારામાંથી જેઓ જ્ઞાનપૂર્વક ઇશ્વરના કાયદાનું પાલન કરો છો તેઓ જ આપણા આ મનુષ્યપણું ખોઇ બેઠેલા, કમનસીબ અને રાક્ષસી સમાજમાં, ધમ અનુસાર જીવનનો સાચો અર્થ શો છે તે જાણો છો. તમે એકલાં જ તમારા દૃષ્ટાંતથી પુરુષોને બતાવી શકશો કે ઇશ્વરની મરજીને આધીન થવામાં જ જીવનનું ખરૂં સુખ રહેલું છે. ઇશ્વરના કાયદા પ્રમાણે વર્તવાથી જે આનંદ, સુખ અને શાંતિ મળે છે તે તમે જ એકલાં જાણો છો. પતિને ચાહવાનો આનંદ તમે જ એકલાં જાણો છો. એ આનંદને અંત નથી હોતો કે એ આનંદ સમાપ્ત નથી થઇ જતો. પરંતુ બાળક પ્રત્યેના પ્રેમના નવા આનંદમાં તેની પરિણતિ થાય છે. તમારામાંથી જે સરળ અને સ્વચ્છ રહે છે તથા ઇશ્વરની ઇચ્છાને આધીન વર્તે છે તે જ એકલી જાણે છે કે આપણા સમાજના પુરુષો લશ્કરી પોશાક પહેરીને તથા દીવાથી ઝગઝગતા ઓરડામાં બેસીને કામ કરવાનો ઢોંગ કરે છે તે સાચું કામ નથી હોતું. ઇશ્વરે ઇચ્છેલું સાચું કામ તો બીજું જ છે. એ કામનો સાચો બદલો કેવો મળે છે તથા એક

કામમાં કેવો સાચો આનંદ રહેલો છે તે પણ તમે જ જાણો છો. પતિપ્રેમનો આનંદ ભોગવ્યા પછી, નવ માસ સુધી જેને લીધે તમે માંદાં રહો છો તે ગર્ભવતી દશામાં, જે ક્ષોભ, જે ભય અને જે આશાથી તમે રાહ જુઓ છો તથા જેને લીધે તમે એક મોટી ઘાત વહોરી લો છો અને અસહ્ય વેદના અનુભવો છો, તેનો આનંદ તમે જ જાણો છો. તમે અસહ્ય વેદના આનંદપૂર્વક ભોગવો છો. તેને અંતે જે પરમ સુખનો અનુભવ થાય છે તેની મજા તમે જ જાણો છો.

આટલી બધી વેદના ભોગવ્યા પછી, કશો આરામ લીધા વિના, એકદમ બીજો શ્રમ, બીજી પીડા,—છોકરાંને ઉછેરવાની— તમે ઉઠાવી લો છો. તે વખતે માણસજાતની મોટામાં મોટી જરૂરિયાત જે ઊંઘ તે, તમારી ફરજ ખાતર, તમારા પ્રેમ ખાતર તમે જતી કરો છો. કહેવત તો એવી છે કે ઊંઘ તો મા અને બાપ કરતાં પણ વહાલી. છતાં તમે મહિનાઓ અને કોઇ કોઇવાર તો વરસો સુધી આખી રાત પૂરૂં ઊંઘતાં નથી. કેટલીકવાર તો બાળક માંદું હોય ત્યારે તમારૂં હૃદય ચીરાઇ જાય છે અને આખી રાત ઉઘાડી આંખે પસાર તમે કરો છો. કડકડતી ઠંડીમાં પણ ઉઠો છો અને બાળકને હીંચોળો છો.

આ બધું કોઇ ન જાણે તેમ ઘરને ખૂણે તમે કરો છો. કોઇ તરફથી પ્રશંસાના કે આશ્વાસનના શબ્દોની કે બીજા કશા બદલાની તમે આશા રાખતાં નથી. આ બધું તમે નોકર કે મજૂર તરીકે નથી કરતાં, પણ ખરૂં કરવા જેવું કામ એ જ છે એમ માનીને કેવળ પ્રેમના ઉલ્લાસથી, અંતરની પ્રેરણાથી કરો છો. આવું કામ કરનારાં તમે, પરોપકારાર્થે કામ કરવાનો

ખોટો ઢોંગ કર્યો તથા ઇશ્વરની ઇચ્છાને અનુસરવાની ખાતર કરેલું સાચું કામ કર્યું તેનો ભેદ સહેજે પારખી શકો છો.

સાચી માતા તરીકે તમે જાણો છો કે તમારી મહેનત કોઇ જુએ નહિ, કોઇ તે માટે તમારી પ્રશંસા કરે નહિ. ઉલટું સહુ એમ કહે કે એટલું કામ કર્યું તેમાં શી નવાઈ કરી, તોપણ તમને કાંઇ લાગવું ન જોઇએ. એવું પણ બને કે જેને માટે તમે આટલો શ્રમ ઉઠાવ્યો હોય તે તમારો પાડ માનવાને બદલે તમને જ પજવે, દુઃખ દે, તમારી સામું બોલે. તોપણ ફરી વળી બીજા બાળકને તમે પહેલાંની માફક જ ઉછેરો છો. એનાં એ દુઃખો તમે ફરી ઉઠાવો છો, કોઈના જોયાજાણ્યા વિના ફરી તમે એની એ તીવ્ર વેદના સહન કરો છો અને તેના બદલાની પણ આશા રાખ્યા વિના એનો એ સંતોષ તમે માની લો છો.

જે સ્ત્રી આવી હોય તેની સત્તા પુરુષ ઉપર ચાલે છે અને તેના ઉપર સમાજના ઉદ્ધારનો આધાર છે. પરંતુ આવી સ્ત્રીઓની સંખ્યા પ્રતિદિન ઘટતી જાય છે. કેટલીક સ્ત્રીઓ પુરુષોને મોહ પમાડવા પાછળ મશગુલ રહે છે અને છેવટે રસ્તા ઉપર ભટકતી થઇ જાય છે. બીજી સ્ત્રીઓ પુરુષોની સાથે તેમનાં ખોટાં, નજીવાં કાર્યોમાં હરિફાઇ કરવામાં પ્રવૃત્ત રહે છે. કેટલીક સ્ત્રીઓ વળી, જોકે પોતાનો ધર્મ બહારથી સાવ તજી નથી દેતી, છતાં અંતરથી તો તેનો ત્યાગ જ કરે છે. માતા તરીકે કરવાનાં બધાં કામ તેઓ કરે છે, પરંતુ તે અકસ્માત આવી પડેલાં હોવાથી, બડબડાટ સાથે અને છોકરાં વિનાની છડી સ્ત્રીઓની ઇર્ષા સાથે કરે છે. આવી સ્ત્રીઓ પણ પોતાના કામના ખરા બદલાથી વંચિત થાય છે. ઇશ્વરની ઇચ્છા

પરિપૂર્ણ કર્યાનું આંતરિક જ્ઞાન તેમને નથી હોતું. તેથી સંતોષ પામવાને બદલે, જેમાં તેમનું ખરૂં સુખ રહેલું છે તે ઘટનાથી જ તેઓ દુઃખી થાય છે.

આપણે આપણા ખોટા જીવનમાં ગળા સુધી ડૂબેલા છીએ. આપણા વર્ગના પુરુષોએ, એકેએક પુરુષે જીવનનું ખરૂં રહસ્ય ગુમાવ્યું છે. એટલે હવે આપણામાં કશા ભેદ જેવું રહ્યું નથી. જીવનનો તમામ બોજો, જીવનનાં બધાં જોખમ બીજાને માથે ઓઢાડીને આપણને આપણા સાચા નામથી આપણે ઓળખાવતા નથી. જે લોકો પોતાની ખાતર બીજાને મારી નાંખે તેમને પતિત અને નામર્દ સિવાય બીજું શું નામ આપી શકાય?

પરંતુ સ્ત્રીઓમાં હજી વર્ગીકરણ માટે ઘણો અવકાશ છે, સ્ત્રીઓમાં હજી માણસાઇ રહેલી છે. મનુષ્યજાતિનાં ઊંચામાં ઊંચાં લક્ષણો ધરાવનારી સ્ત્રીઓ પણ છે અને ડાકણી જેવી સ્ત્રીઓ પણ છે. ભવિષ્યની પેઢી આ ભેદ પાડવાની જ છે એટલે આપણે તે પાડયા સિવાય છુટકો નથી.

કોઇ પણ સ્ત્રી, ગમે તેટલા સુંદર વેશમાં સજ્જ થએલી હોય, ગમે તેટલી સુધરેલી મનાતી હોય અને પોતાને ગમે તેવી કહેવડાવતી હોય, પણ જો તે વિષયસંભોગનો ત્યાગ કર્યા વિના જનનકાર્ય અટકાવે, તો તે ડાકણ જ છે.

બીજી સ્ત્રી ગમે તેટલી પતિત હોય, પણ જો બાળકને જન્મ આપવાનું કાર્ય તે જ્ઞાનપૂર્વક કરે તો તે જીવનનું ઉત્તમમાં ઉત્તમ, ઉચ્ચમાં ઉચ્ચ કાર્ય કરે છે. કારણ તે ઈશ્વરી નિયમનું પાલન કરે છે અને તેનાથી ચઢિયાતી બીજી સ્ત્રી ન ગણાય.

જો તમે સાચી સ્ત્રી હો તો બે બાળક થયા પછી કે વીસ બાળક થયા પછી, બ્રહ્મચર્યનું વ્રત લીધા વિના, તમારૂં જનનકાર્ય રોકવાનો વિચાર કરી શકો નહિ. પચાસ વરસનો મજૂર પણ જ્યાં સુધી આહાર અને નિદ્રા લે છે અને તેના સ્નાયુઓ કામ કરી શકે છે ત્યાં સુધી એમ ન કહી શકે કે બસ હવે મજૂરી કરવાનું હું બંધ કરૂં. જો તમે સાચી સ્ત્રી હશો તો બાળકની સંભાળ લેવાનું અને તેને ઉછેરવાનું કામ બીજી સ્ત્રીને કદિ નહિ સોંપો;— જેમ કોઇ મજૂર પોતે આરંભેલું તથા લગભગ પૂરૂં થવા આવેલું કાર્ય બીજાની ઉપર છોડી દેતો નથી તેમ. કારણ આ કામને માટે તમારૂં આખું જીવન છે અને જેમ તમે વધારે કામ કરશો તેમ તમારૂં જીવન વધારે સમૃદ્ધ અને વધારે સુખી થશે.

જો તમે સાચી સ્ત્રી હશો -- અને મનુષ્યજાતિને સદ્‌ભાગ્યે આવી સાચી સ્ત્રીઓ હજી ઘણી છે — તો ઇશ્વરી નિયમનું પાલન કરવાનો જે કાયદો તમે તમારા જીવનને લાગુ પાડો છો તે જ કાયદો તમારા પતિના, તમારાં બાળકોના અને તમારાં સગાંવહાલાંના જીવનને લાગુ પાડશો.

જો તમે સાચી સ્ત્રી હશો અને તમારા પોતાના દાખલા ઉપરથી તમને પ્રતીતિ થઇ હશે કે આત્મભોગ આપીને, બીજા ન દેખે તથા જેનો બદલો ન મળવાનો હોય તેવી રીતે જીંદગીને જોખમમાં નાંખીને તથા શરીર ધોવાઇ જાય એટલી હદ સુધી દુઃખ સહન કરીને, બીજાની ખાતર કરેલો શ્રમ એ જ મનુષ્યનો સાચો ધર્મ છે અને તેથી જ મનુષ્યને સંતોષ અને બળ મળી શકે, તો બીજા પાસે તે પ્રમાણે કરાવવા તમે પ્રયત્ન કરશો, તમારા પતિને એવો

શ્રમ કરવાને ઉત્તેજશો, માણસની કિંમત તેના એવા શ્રમ ઉપરથી જ આંકશો, અને એવો શ્રમ કરવાને તમારાં બાળકોને તૈયાર કરશો.

જે માતાઓ જનનકાર્યને અણગમાની દૃષ્ટિએ જોતી હશે અને વિષયસુખના આનંદને, જીંદગીની સગવડોને, કહેવાતી સંસ્કારિતાને તથા સમાજની મોજમઝાને જીવનનું રહસ્ય માનતી હશે, તે પોતાનાં બાળકોને પણ એવી જ રીતે ઉછેરશે. વધારેમાં વધારે મોજ માણવાનું અને વધારેમાં વધારે સુખોપભોગ ભોગવવાનું તે તેમને શીખવશે. તેમને તે મીઠાઇઓ ખવડાવશે. તેમને સારાં સારાં કપડાં પહેરાવશે અને કૃત્રિમ રીતે આનંદ પમાડશે. આત્મત્યાગી પુરુષ અથવા સ્ત્રી પોતાની જીંદગીને જોખમે અને શરીર ઘસાવી નાંખીને કામ કરે છે. તેવું કામ કરવાની શક્તિ બાળકોમાં આવે એવી કેળવણી તે તેમને નહિ આપે, પરંતુ એવી કેળવણી આપશે જેથી તેઓને મજૂરી કરવામાંથી છટકી જતાં આવડે, જેથી તેમને મોટી મોટી પદવીઓ મળે અને કામ ન કરવું પડે. જે સ્ત્રી જીવનનું રહસ્ય ભૂલી ગઇ છે તે જ સ્ત્રી, મનુષ્ય તરીકેની ફરજો જેણે છોડી દીધી છે એવા પોતાના પતિના દંભયુક્ત અને પોકળ શ્રમ પ્રત્યે સહાનુભૂતિ બતાવશે અને પતિની સાથે બીજાની મજૂરીનો ઉપભોગ કરશે. આવી સ્ત્રી પોતાની દીકરી માટે પતિ પણ એવો જ પસંદ કરશે. લોકોની કિંમતને તેમના ખરા ગુણો ઉપરથી નહિ આંકે, પરંતુ તેની લાગવગ, તેની પ્રતિષ્ઠા, તેનું ધન તથા બીજાની મજૂરીનો લાભ લેવાની તેની આવડત, ઉપરથી આંકશે.

પરંતુ સાચી માતા, જે ઇશ્વરી નિયમને જાણે છે તે તો પોતાનાં બાળકોને પણ તે નિયમ પ્રમાણે વર્તતાં શીખવશે જ. પોતાના બાળકને બહુ ખાઇખાઇને અકરાંતિયું થઇ ગએલું, બહુ લાડ લડાવવાથી બગડી ગએલું અને કપડાંથી લદાયલું જોઇ આવી માતાને તો દુઃખ થશે. કારણ તે જાણે છે કે તેમ કરવાથી, પોતે જે ઇશ્વરી નિયમને જાણે છે તેનું પાલન થઇ શકતું નથી.

આવી માતા પોતાનાં બાળકોને એવી કેળવણી નહિ આપે, જેથી કરીને મજૂરીમાંથી છટકી જવાનું પાપ તેઓ કરે; પરંતુ એવી કેળવણી આપશે જેથી તેઓ જીવનના કાર્યનો ભાર ઉઠાવી શકે. બાળકોને કેવી કેળવણી આપવી, તેમને શેને માટે તૈયાર કરવાં એ આવી સાચી સ્ત્રીએ કોઇને પૂછવાની જરૂર પણ નથી.

માણસનો ધર્મ શો છે તે તે જાણે છે એટલે પોતાનાં બાળકોને કેવી કેળવણી આપવી અને તેમનો શેને માટે તૈયાર કરવાં તે પણ તે જાણે છે. બીજાની મજૂરી લૂંટીલૂંટીને લાભ લેવાનો જે કામનો ઉદ્દેશ છે, એવા ખોટા અને છેતરપિંડીવાળા પોતાના પતિના કામને આવી સ્ત્રી ઉત્તેજન નહિ આપે; એટલું જ નહિ પણ તેવી પ્રવૃત્તિ પ્રત્યે તિરસ્કાર અને કમકમાટીથી જોશે. આવી સ્ત્રી પોતાની દીકરીને માટે સુંવાળા હાથવાળો અને સારો શિષ્ટાચાર જેને આવડતો હોય એવો પતિ નહિ પસંદ કરે. પણ ખરૂં કામ કયું અને કામનો દંભ કયો એ બરાબર જાણતી હોવાથી, પોતાના પતિથી માંડીને તે બીજા સહુ મનુષ્યોમાં, જે જીંદગીને જોખમે અને પુષ્કળ કષ્ટ વેઠીને ખરૂં કામ કરનાર હશે તેની જ કદર કરશે.

જેનો ઉદ્દેશ ખરા કામમાંથી છટકી જવાનો છે એવા ખોટા, દમામવાળા કામને ધિક્કારશે.

જે સ્ત્રી, સ્ત્રીના ધર્મ તજી દઇને, પોતાના હક ભોગવવા પ્રચ્છે છે તે એમ કહી શકે નહિ કે માતાને માટે જીવનનું આવું દૃષ્ટિબિંદુ રાખવું અશક્ય છે. એ એમ ન કહી શકે કે માતા બાળક સાથે પ્રેમના સંબંધથી એવી રીતે જોડાએલી છે કે તેમને મીઠાઇ આપવાની, તેમને કપડાં આપવાની, તેમને આનંદ પમાડવાની તે ના જ ન કહી શકે. તે એમ ન કહી શકે કે પોતાના પતિ પાસે ધન ન હોય અથવા ગુજરાનની નિશ્ચિતતા ન હોય તો પોતાનાં બાળકો માટે તેને ચિંતા ન રહે; અથવા તો પોતાની દીકરીઓ તથા દીકરાને કેળવણી ન મળી હોય અને પરણવા લાયક તેમની ઉમ્મર થઇ ગઇ હોય તો તેની ચિંતા તેને થાય નહિ.

આ બધું અસત્ય છે, ઉઘાડું અસત્ય છે.

સાચી માતા તો આવું કહે જ નહિ. તમારાં બાળકોને ખાવાનું આપવાની, અથવા રમકડાં લઇ આપવાની અથવા સરકસ જોવા લઇ જવાની ઇચ્છાને તમે રોકી શકતાં નથી. તમે એમને આકડો કે કવચ લેતાં કેમ રોકો છો? હોડીમાં એકલાં કેમ નથી બેસવા દેતાં? અથવા જુગારખાનામાં કેમ નથી લઇ જતાં? તમે એમને આ બાબતમાં રોકી શકો છો તો ઉપરની બાબતમાં કેમ નથી રોકી શકતાં?

કારણ કશું નથી, તમે જૂઠું બોલો છો.

તમે એવી દલીલ કરો છો કે તમારાં બાળકો ઉપર તમારો પ્રેમ એટલો બધો છે કે તેમની જીંદગી વિષે તમને ભય રહે છે, ભૂખ અને ટાઢ તેમને વેઠવી પડે તેથી તમે ડરો

છો. તેથી તમારા પતિ તેમને માટે ગુજરાનનું નક્કી કરતા જાય તો તે તમને બહુ ગમે છે.

તમારાં બાળકો ઉપર ભવિષ્યમાં કાંઈ અકસ્માત કે આફત આવી પડે તેની તમને આજે એટલી બધી બીક લાગે છે કે જે કરવું તમે અન્યાય ગણતાં હો એવું કરવાને પણ તમારા પતિને તમે ઉત્તેજન આપો છો. ત્યારે તમારા વર્તમાન જીવનના કમનસીબ અકસ્માતમાંથી તમારાં બાળકોને ઉગારી લેવા સારૂ તમારા જીવનમાં તમે શો ફેરફાર કરવા તૈયાર છો ?

તમે દિવસનો ઘણો સમય તમારાં બાળકો સાથે ગાળો છો ? દિવસનો દસમો ભાગ પણ તેમની સાથે તમે ગાળતાં હો તો ભાગ્ય.

બાકીનો સમય તો તેઓ ભાડુતી નોકરો, જેઓ ગમે તેવા, રસ્તે રખડતા માણસોમાંથી પસંદ કરેલા હોય છે તેમની સાથે અથવા એવી સંસ્થાઓમાં ગાળે છે જેમાં તેમને શારીરિક અને નૈતિક રોગનો ચેપ લાગવાનું ભારે જોખમ હોય છે.

તમારાં બાળકો ખાય છે અને પોષણ મેળવે છે. પરંતુ તેમનો ખોરાક કોણ તૈયાર કરે છે અને શેમાંથી તૈયાર થાય છે ? સાધારણ રીતે તો તમે આ વિષે કશું જાણતાં જ નથી હોતાં. તેમનામાં નીતિની ભાવનાઓનાં બીજ કોણ વાવે છે ? તે પણ તમે જાણતાં નથી હોતાં. એટલે તમારાં બાળકોની ખાતર તમે દુઃખ સહન કરો છો એમ બોલશો જ મા. એ જૂઠું જ છે. તમે ખોટું કરો છો, કારણ તેમ કરવું તમને પસંદ પડે છે.

બાળકને જન્મ આપવો તથા તેને ઉછેરીને મોટું કરવું એને જે પોતાનો ધર્મ માને છે તથા તેમાં ઈશ્વરી નિયમનું પાલન સમજે છે એવી સાચી માતા આવું બોલશે જ નહિ.

આવું તે નહિ બોલે, કારણ એ જાણે છે કે પોતાનાં બાળકોને પોતાની ઈચ્છા પ્રમાણે અથવા તો પ્રચલિત માન્યતા પ્રમાણે બનાવવાં એ તેનું કામ નથી. બાળકો એટલે ભવિષ્યની પ્રજા. તે તો સમાજને મહાનમાં મહાન અને પવિત્રમાં પવિત્ર બક્ષિસ છે. પોતાની પૂરી શક્તિ વાપરીને એ પવિત્રતાની સેવા કરવી એમાં જ પોતાના જીવનનું સાર્થક્ય છે એવું તે સમજે છે.

જીવન અને મૃત્યુની વચ્ચે હમેશાં લટકી રહેલી હોવાથી તે તો જાણે છે કે જીવન કે મૃત્યુનો વિચાર કરવાનું તેનું કામ નથી, જે જીવંત છે તેની સેવા કરવાનું તેનું કામ છે. આવી સેવા કરવા માટે દૂરનાં ક્ષેત્ર શોધવા તે નહિ જાય. પાસેનાંની સેવા કરવાનું ન ચૂકાય એની જ તે કાળજી રાખશે.

આવી સ્ત્રી બાળકને ગર્ભમાં ધારણ કરીને, જાતે જ તેને ઉછેરશે. પોતાનાં બાળકોનું ખાવાનું તે જાતે જ તૈયાર કરશે અને તેમને જાતે જ ખવડાવશે. તે જાતે તેમનાં કપડાં તૈયાર કરશે અને જાતે જ તે ધોશે. આમ પોતાનાં બાળકોને તે કેળવણી આપશે. તેમની સાથે જ તે સૂશે અને તેમની સાથે વાતો કરશે. કારણ પોતાના જીવનનું કાર્ય આમાં જ રહેલું તે માનશે. તે તો જાણે છે કે ગુજરાનની નિશ્ચિતતા કામ કરવાની આવડતમાં અને કામ કરવામાં છે. એટલે

પોતાના પતિના ધનમાં પોતાનાં બાળકોના ગુજરાનની નિશ્ચિતતા રહેલી છે અથવા પોતાનાં બાળકો મોટી મોટી પદવીઓ મેળવે તેમાં તેમની સલામતી રહેલી છે એવું તે નહિ માને. તે તો પોતાનાં બાળકોને પોતાની માફક આત્મત્યાગ કરીને ઇશ્વરી નિયમનું પાલન કરવાની કેળવણી આપશે. જીંદગીને જોખમે તથા શરીરને ઘસવી નાંખીને કષ્ટ વેઠવાની તાલીમ આપશે. પોતે શું કરવું જોઇએ તે બાબત આવી માતા બીજાને પૂછવા નહિ જાય. બધું તે પોતે જ જાણી લેશે અને કશાથી તે ડરશે નહિ. તે હમેશાં શાન્તિમાં રહેશે. કારણ પોતાને જે કરવાનું છે તે પોતે પૂરૂં કર્યું છે એની તેને પૂરી ખાતરી છે.

કોઇ પુરુષના મનમાં અથવા છોકરાં વિનાની સ્ત્રીના મનમાં ઇશ્વરી નિયમના પાલનનો માર્ગ શેમાં રહેલો છે તે વિષે શંકા હશે, પરંતુ માતાની આગળ તો આ માર્ગ ચોક્કસ રીતે નક્કી છે. જેણે કેવળ નિરભિમાન વૃત્તિથી, સરળ હૃદયે, નમ્રતાપૂર્વક પોતાની ફરજ બજાવી છે, તે તો મનુષ્ય જે સંપૂર્ણતાની ટોચે પહોંચી શકે તે ટોચે પહોંચેલી જ છે. દરેક યુગમાં ઇશ્વરી સંકેતને સંપૂર્ણતાએ પહોંચવાનો પ્રયત્ન કરનારા માણસો હોય છે, તેના સંપૂર્ણ આદર્શ તરીકે તે માનવસમાજ આગળ રહેશે.

જે માતાએ બાળકને જન્મ આપીને, તેમને બરાબર ઉછેર્યાં છે અને તેમને સારી કેળવણી આપી છે તથા પોતાની જાત કરતાં પણ તેમને વધારે વહાલાં ગણ્યાં છે તે માતાએ જ પ્રભુની સાચી સેવા કરી છે. પોતાના સરજનહારે સોંપેલું કામ કરી રહ્યા પછી મરણ સમયે તે તેની આગળ ઉભી

રહી, શાંતિથી કહી શકશે કે ' આજે તારી કિંકરીને તું મુક્ત કરે છે.' આ સંપૂર્ણ આદર્શ થયો. તેને પહોંચવા સહુ માતાઓએ પ્રયત્ન કરવાનો છે.

આવી સ્ત્રીઓ, જેમણે સ્ત્રી તરીકેના પોતાના બધા ધર્મોનું પાલન કર્યું છે તે મોટા શહેનશાહો ઉપર પણ રાજ્ય ચલાવે છે. પુરુષસમાજ આગળ માર્ગદર્શક જ્યોતિ રૂપે રહે છે. આવી સ્ત્રીઓ લોકમત બાંધે છે અને ભવિષ્યની પ્રજાને ઘડે છે. તેથી જ સર્વોચ્ચ સત્તા આવી સ્ત્રીઓના હાથમાં છે. આજે સમાજ ઉપર ઝઝૂમી રહેલી વિપત્તિમાંથી તેને ઉગારી લેવાનું બળ તેનામાં છે.

હે સ્ત્રીઓ અને માતાઓ ! જગતના ઉદ્ધારનો ઉપાય બીજા કોઇના કરતાં તમારા હાથમાં વધારે છે.

---

# જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં પુસ્તકો

જાતે મજૂરી કરનારાઓને ( ટૉલ્સ્ટૉય ) ૦–૩–૦
ટૉલ્સટૉય અને શિક્ષણ ( અર્નેસ્ટ ક્રૅાસબી ) ૦–૮–૦
ત્યારે કરીશું શું ? ( ટૉલ્સ્ટૉય ) ૦-૧૨-૦
,, ,, ભાગ ૨ જો ૧–૦–૦
કેળવણીના પાયા( કિ. ઘ. મશરૂવાળા ) ૧–૮–૦

## શ્રી મહાદેવ દેસાઈ કૃત પુસ્તકો

સત્યાગ્રહની મર્યાદા ૧–૪–૦
વિરાજવહુ ૦–૧૦–૦
ત્રણ વાર્તા ૦–૧૨–૦
અંત્યજ સાધુ નંદ ૦–૦–૬

## ગાંધીજી કૃત પુસ્તકો

હિંદસ્વરાજ (આખું હસ્તાક્ષરમાં) ૨–૮–૦
(સાથે છાપેલી નકલ વિનામૂલ્યે)
ગાંધીજીનું નવજીવન (પુ. ૧થી ૨૧)
(ચાર ભાગમાં પાકાં બાંધેલાં) ૧૧-૦-૦
સર્વોદય ૦–૨–૦
યેરવડાના અનુભવ ૦-૧૨-૦
ત્યાગમૂર્તિ અને બીજા લેખો ૦–૪–૦
દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ ૧–૦–૦
,, ,, ઉત્તરાર્ધ ૧–૦–૦

## કાકા કાલેલકર કૃત પુસ્તકો

કાલેલકરના લેખો ૩–૦–૦
,, ભા. ૨ જો ૦–૧૨–૦
હિમાલયનો પ્રવાસ ૦-૧૨-૦
ઓતરાતી દીવાલો ૦–૬–૦
ગામડાંમાં જઈને શું કરીશું ? ૦–૧–૦
સ્વદેશીધર્મ (નવી આવૃત્તિ) ૦–૨–૦

## બીજાં પુસ્તકો

આપવીતી ( ધર્માનંદ કોસંબી) ૧–૪–૦
લોકસંગીત ( ખરે ) ૦-૧૨-૦
હિંદુધર્મની કસોટી ૦–૬–૦
જેલડાયરી ( રાજગોપાલાચાર્ય ) ૦–૯–૦
સહજાનંદ સ્વામી ૦-૧૧-૦
ઇશુ ખ્રિસ્ત ૦–૮–૦
લોકમાન્યને શ્રદ્ધાંજલિ ૦–૫–૦
ગાંધીજીની જુબાની ૦–૩–૦
સ્વદેશ ૦–૩–૦
પ્રાણપ્રતિષ્ઠા ૦–૮–૦
મોટી બહેન ૦–૮–૦
ઇશુનું બલિદાન ૦–૩–૦

ટ. ખ. જુદું. ગ્રાહકોને લગતા ખાસ લાભો માટે મંગાવો સૂચીપત્ર.

(છપાય છે) **નવાં પુસ્તકો**

**૧ ત્યાગમૂર્તિ અને બીજા લેખો** (નવી આવૃત્તિ)
(ગાંધીજીના સામાજિક લેખોનો સંગ્રહ)
આ પુસ્તકની ત્રણ હજાર નકલ થોડા જ માસમાં ખપી જવાથી બીજી આવૃત્તિ છપાઇ રહેલી છે. આમાં પહેલી આવૃત્તિ છપાયા પછી લખાએલા સામાજિક પ્રશ્નોને લગતી ચર્ચા કરનારા ગાંધીજીના છેલ્લામાં છેલ્લા લેખો ઉમેરવામાં આવશે.

**૨ કૌશિકાખ્યાન**
(ઓવીબદ્ધ પૌરાણિક કાવ્ય) લેખકઃ જુગતરામ દવે

**૩ સ્વદેશીધર્મ**
લેખકઃ કાકા કાલેલકર. સ્વદેશી સિદ્ધાંત ઉપરના તેમના સુપ્રસિદ્ધ લેખની આ સુધારીને વધારેલી નવી આવૃત્તિ છે. જેમાં સુપ્રસિદ્ધ યુરોપીય વિચારક રોમાંરોલાંએ આ લેખની કરેલી ટીકાનો જવાબ આવે છે.

**૪ હિમાલયનો પ્રવાસ** (નવી આવૃત્તિ)
આમાં નવાં પ્રકરણો ઉમેરવામાં આવ્યાં છે.

નવજીવન પ્રકાશન મંદિરની સસ્તી યોજનાનાં પાછલાં પુસ્તકોના સટ

| સટ ૧લો રૂ. ૨–૦–૦ | | સટ ૨ જો રૂ. ૨–૮–૦ | |
|---|---|---|---|
| ૧ દ. આ. નો સત્યાગ્રહ | ૧–૦–૦ | ૧ દ. આ. નો સત્યાગ્રહ | ૧–૦–૦ |
| ૨ આપવીતી | ૧–૪–૦ | ૨ યજ્ઞનું બલિદાન | ૦–૩–૦ |
| ૩ હિંદસ્વરાજ્ય (છાપેલું) | ૦–૬–૬ | ૩ આપવીતી | ૧–૪–૦ |
| ૪ હિંદુ મુસલમાન | ૦–૧–૦ | ૪ હિંદસ્વરાજ્ય (ગાંધીજીના હસ્તાક્ષરમાં) | ૧–૧૨–૦ |
| ૫ ચરવડાનો અનુભવ | ૦–૧૨–૦ | ૫ ચરવડાનો અનુભવ | ૦–૧૨–૦ |
| | ૩–૭–૬ | | ૪–૧૫–૦ |

ઉપર જણાવેલા બન્ને સેટોમાં પહેલા વર્ષમાં યોજનાનાં બહાર પડેલાં પુસ્તકો જે અમારી પાસે છે તે આવી જાય છે. પોસ્ટેજ જુદું.

લખોઃ **નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ**

# નવજીવન પ્રકાશન મંદિર

મંદિરની ચાલુ પ્રવૃત્તિ નીચેના હેતુઓને નજર સામે રાખી ચલાવવામાં આવે છે:

૧. લોકવૃત્તિને સુયોગ્ય અને શિષ્ટ વળણ આપનારું, ઊંચી પંક્તિનું સંસ્કારી, તાત્ત્વિક, વાઙ્મયાત્મક તેમજ શિક્ષણાત્મક સાહિત્ય પ્રજા આગળ મૂકવું.

૨. પુસ્તકોની કિંમત ઉપર મૂડીના વ્યાજ, વેપારીઓનાં કમીશન, ઑફિસનો નફો, વ્યવસ્થાખર્ચ, ખરચાળ પૂંઠાબંધામણી ઇ૦ ખરચો ન ચડાવવાં, તેમજ લેખકોને મહેનતાણું આપવાનું તેમજ પ્રૂફ સંશોધનનું ખરચ પણ ન ચડવા દેવાનું ધોરણ બનતાં લગી કાયમ રાખી કેવળ કાગળ તથા છપામણીનાં જ ખરચો ગણી પડતર કિંમતે પુસ્તકો વેચવાં.

આ દૃષ્ટિએ હિસાબ ગણતાં ક્રાઉન સોળ પેજી ૧૦૦ પૃષ્ઠનું પુસ્તક પ્રજાને દોઢથી બે આને મળી શકે. તેમ થવા મંદિરને ચારથી પાંચ હજાર કાયમના ગ્રાહકોનો આશ્રય જોઈએ. હાલ માત્ર દોઢ હજાર છે

## ગ્રાહકોના નિયમો

અગાઉથી જ બે રૂપિયાની રકમ ડીપોઝીટ તરીકે લેવામાં આવે છે અને તેમાંથી દરેક પુસ્તક બહાર પડ્યે ગ્રાહક બુકપોસ્ટથી પોસ્ટખાતા પાસેથી પોસ્ટ કર્યાનો દાખલો લઈને મોકલવામાં આવે છે.

પુસ્તકો મોટે ભાગે ૩૦૦ પૃષ્ઠની અંદરનાં હશે એટલે દરેક બે આઠ છ આના જેવી કિંમતે મળે છે.

આ યોજના હેઠળ નીચેનાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે જે યોજનાના ગ્રાહકોને ઓછી કિંમતે આપવામાં આવ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| દ. આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ લે. ગાંધીજી | પૃ. | ૨૭૦ | ૦-૫-૦ |
| ત્યાગમૂર્તિ " | " | ૨૧૪ | ૦-૪-૦ |
| આપવીતી ( અમાનંદ કોઠારી ) | " | ૩૨૦ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો ( કાલેલકર ) | " | ૮૦ | ૦-૨-૦ |
| ધરપકડના અનુભવ ( ગાંધીજી ) | " | ૧૬૦ | ૦-૪-૦ |
| સત્યાગ્રહની મર્યાદા (મહાદેવ દેસાઈ) | " | ૩૩૨ | ૦-૭-૦ |

યોજનામાં જે ગ્રાહકને પાછલાં પુસ્તકો જોઈતાં હોય તેમને તે સેટમાં ઓછી કિંમતે મળી શકે છે. ( જુઓ આ પુસ્તકની અંદર છેલ્લે પાને )